# અનુક્રમણિકા



---

## ઉત્થાનના નિયમો.


વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે હિંદમાં રૂા. ૪-૪-૦, હિંદ બહાર રૂા. ૬-૮-૦ એક અંકની કીંમત રૂા. ૦-૬-૦.

(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે, અને લવાજમ અગાઉથી જ લેવાય છે. (૨) વર્ષ [illegible] ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી અપાય છે. (૩) પત્રવ્યવહાર કરનારાઓએ જવાબ માટે હમેશાં પૂરતી ટિકિટો બીડવી; તે વિના ઉત્તર નહીં મળે. (૪) મ. ઓ. થી નાણાં મોકલનારે કુપનમાં પોતાનું સરનામું તથા ગ્રાહક નં. સ્પષ્ટ અક્ષરે લખવાં. (૫) ઉત્થાન વડોદરામાં છપાય છે ને દર મહિનાની તા ૧૬મીએ પૂરતી કાળજીથી તપાસાઈ રવાના કરાય છે. (૬) અંક ન મળે તો નજીકની પો. ઓ. માં તપાસ કરવી; ત્યાર પછી માસ આખર સુધીમાં લખનારને જ મળી શકશે. પાછળથી કિંમત લઈને અપાશે. (૭) લેખ, લવાજમ, તથા માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો.

પ્રબન્ધક 'ઉત્થાન'<br>
જ્ઞાનસાધન આશ્રમ; છોટાઉદેપુ<br>
( પૂર્વ ગુજરાત )

ॐ

नमो नारायणाय ।

# ઉદ્યાન

વર્ષ ત્રીજું ] ફેબ્રુઆરી ૧૯૪૪-માઘ ૨૦૦૦ [ અંક આઠમો

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्त्तये नमः ॥

## श्री सिद्धान्तबिन्दुस्तोत्र

न चैकं तदन्यद् द्वितीयं कुत स्याद्
न वा केवलत्वं न चाऽकेवलत्वम् ।
न शून्यं न चाशून्यमद्वैतकत्वात्
कथं सर्ववेदान्तसिद्धं ब्रवीमि ॥१०॥

ભાવાર્થ :–એક જ નથી ત્યાં એનાથી બીજું દ્વિતીય ક્યાંથી હોય ? અથવા કેવલત્વ ( એકત્વ ) પણ નથી તેમ અકેવલત્વ ( અનેકત્વ ) પણ નથી. શૂન્ય નથી, અશૂન્ય પણ નથી; અદ્વૈત હોવાથી સર્વ વેદાન્તથી જે સિદ્ધ છે તેને હું કેવી રીતે કહું ? (૧૦)

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા મૂર્તિમાત્ર વિભાગ જે,
વ્યોમ શા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

ॐ ॐ ॐ

શોધવા મથે છે. કર્મનું મૂળ વાસનામાં છે, વાસનાનું મૂળ સુખનો અભાવ અને સુખનો અભાવ કેવળ અવિચારીપણામાંથી ઊપજે છે એ છે.

અમુક કર્મ કરવાથી મને અમુક સમયે ભાવિમાં સુખ થશે એવી માનવ મનની વાસના હોય છે. કર્મનાં કરણોમાં, કર્મ કરવાનાં સાધનોમાં હમેશાં નીચે પ્રમાણે સહકાર મેળવવો પડે છે. ભગવાન શ્રીકૃષ્ણ ગીતોપનિષદમાં કહે છે કે :—

अधिष्ठान तथा कर्ता करण च पृथग्विधम्।
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥१८-१४॥

ભાવાર્થ :—શરીર, કર્તા, ભિન્ન પ્રકારના કરણો, તેમ જ ભિન્ન ભિન્ન પ્રકારની ક્રિયાઓ અને નિશ્ચય, તથા પાંચમું દૈવ છે.

શરીરનો અર્થ કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ ત્રણે શરીર સાથે એનો અભિમાની જીવાત્મા થાય છે, એ જીવાત્મા જ્યાં સુધી શરીરમાં મમતા ન બાંધે ત્યાં સુધી દેહભાવ ન આવે. દેહભાવ હોય તો જ ભોગની વાસના જન્મે. ભોગની વાસના જન્મે ત્યારે જ ભોગ્યવિષયોની પ્રાપ્તિ માટે કર્મ કરવાનો વિચાર આવે, કર્તાપણાની ભાવના ઉઠે એટલે કર્મ કરવા માટે જૂદાં જૂદાં અંગો, ઇન્દ્રિયો, પ્રાણની ચેષ્ટા, મનનો સંકલ્પ, વગેરેનો સહકાર જોઇએ, અને એ બધુ હોય છતાં જો પૂર્વકર્મના સંસ્કાર, કર્મ માટેનું જ્ઞાન કે ફલની સમજણ આવત, વગેરે ઇષ્ટફલ આપનારા ઇશ્વર કે પ્રારબ્ધ અનુકૂળ ન હોય તો કોઇ પણ કર્મ સફલ થતું નથી. તેથી જ ભગવાન કહે છે કે કર્મનું ઇષ્ટ ફલ મેળવવું હોય તો આ પાંચે સાનુકૂલ જોઇએ. એ પાંચના પંચ વિના કર્મનો વિચાર પણ થઇ શકતો નથી

આવી રીતે કર્મને માટે શરીર જોઇએ, કર્તાપણાનું અભિમાન જોઇએ, ઇંદ્રિયો સાંગોપાંગ જોઇએ, પ્રાણમાં બલ જોઇએ, જૂદી જૂદી જાતની ક્રિયાઓનું જ્ઞાન અને વિભાગશક્તિ જોઇએ અને એ બધું હોય પણ દૈવ જ જો પ્રતિકૂલ થઇને બેસે, તો કશી સફલતા મળતી નથી. અને સુખની આશાની ઇમારત એવી ભાંગીને ભૂક્કો બને છે કે દુ:ખનો અંધકાર જ ચિત્ત અને પ્રાણમાં વ્યાપી રહે છે.

પણ ત્યારે આ કર્મ કરવાનો હેતુ શો ? ઉપરાંત ઇશ્વરની પ્રાપ્તિનો

માનવી હૃદયમાં જે ઉકળાટ થાય છે એમાં પણ એવી કોઇ જાતની ભાવના તો હોવી જ જોઇએ.

માનવજીવનનું પૃથક્કરણ કરનારાં શાસ્ત્રો કહે છે કે નિત્ય, અમાપ અને અવિભક્ત સુખની તૃષ્ણા, તડફડાટ, કે વાસના માનવહૈયાની નિત્યભૂખ છે. પ્રત્યેક શુભાશુભ કર્મમાં, અદૃષ્ટ શક્તિ જેવાં દેવદેવતા કે ઇશ્વરની પ્રાર્થનાઓમાં, દિગંબર બનીને વનવાસી થવામાં, ભક્તિનાં આક્રંદ, રૂદન, કે ઉન્માદમાં; લડાઇ જેવાં હિંસક કે દયા, દાન, પરોપકાર જેવાં પુણ્ય ધર્મી કર્મોમાં એને જોઇએ છીએ કેવળ સુખ, સુખ અને સુખ જ, અને તે પણ નિત્ય, નિરામય અને નિર્લેપ.

એને શાન્ત, વિશ્વના કોઈ એકાન્ત દેશમાં બેસાડી રાખીને આનન્દમાં નિમગ્ન કરી રાખીએ; પ્રાણમાં ચંચલતા, મનમાં સંકલ્પ, અને દેહમાં તરવરાટ ન ઉપજાવે એવી સ્થિરતા આપી રાખીએ તો એ એનાથી બીજું કશું વધારે માગવાની કલ્પના નહિ કરે !

પણ સુખ નિત્ય જોઇએ, તો નિત્ય પદાર્થમાંથી મળે; કર્મ તો આદિ અંતવાળું; કર્મ કરવાનાં સાધન આદિ અને અંતવાળાં; ઇશ્વરની શોધ પણ વિરહ, વિયોગ અને આક્રંદવાળીઃ ઉપરાન્ત એનું સ્થાન મનઃકલ્પિત ભાવનામાંથી ઊભું કરેલું; કોઇને એ દૂર, તો કોઇને નિકટ, પરન્તુ પોતાનાથી પૃથક્રૂપે એને હમેશાં લોકલોકાન્તરમાં કે એથી પર કોઇ સ્વયંમન્ય ભાવનાના પ્રદેશમાં વ્યાપેલો કે વિરાજેલો નિ:સ્વ અનુભવવાનો હોય છે.

કર્મ અને કર્મનું ફળ આદિ અન્તવાળું, ઇશ્વરની ભક્તિ વિરહ વિયોગના આક્રંદવાળી, તેથી એનાથી અનન્તસુખની ભૂખ ભાગતી નથી; તે ઉપરાંત એ અનન્તસુખનું સ્થાન, પ્રદેશ કે ભાવદશા જે હોય તેની એને સમજણ નથી, છે તો અધૂરી, અસત્ ખોટી કે મિથ્યા છે, તેથી એવી માનવીય દશાનું નામ જ અજ્ઞાન, મિથ્યાજ્ઞાન કે અવિદ્યા છે. ભગવાન્ શંકરાચાર્ય બ્રહ્મસૂત્રના અધ્યાસ ભાષ્યમાં આ અવિદ્યાને જ અધ્યાસ કહે છે. એને જ મિથ્યાજ્ઞાન કહે છે.*

*અધ્યાસં પંડિતો અવિદ્યા इति मन्यन्ते ।-બ્રહ્મસૂત્રના ભાષ્યના આરંભમાં જ 'અધ્યાસ'નું સ્વરૂપ સમજાવતાં ભાષ્યકાર શ્રી. શંકરાચાર્ય એ અધ્યાસને જ મિથ્યા જ્ઞાન, અવિદ્યા, અજ્ઞાન એવાં નામ આપી એ વડે જ સમસ્ત લૌકિક તથા શાસ્ત્રીય વ્યવહાર-દ્વૈતવિહાર થયા કરે છે, એમ લખે છે.

વાસના વિનાનાં એટલે કે નિષ્કામ શુભ કર્મથી અંતઃકરણ વાસનાની મલિનતાથી શુદ્ધ થાય, બધી કામનાઓથી છૂટે ત્યારે અનંતસુખસ્વરૂપ આત્મકામનાની-જિજ્ઞાસાની ભૂખ ઊઘડે; એટલે એટલા પૂરતું નિષ્કામ કર્મનું રહસ્ય શાસ્ત્રકારોએ સ્વીકાર્યું છે, પરન્તુ જેઓ કર્મ અને ઉપાસનાના દ્વૈત-વ્યવહારમાં જ માનવજન્મની ઇતિકર્તવ્યતા માનીને એના દ્વારા પ્રાપ્ત થતાં લૌકિક પારલૌકિક સુખને જ સુખની પરિસીમા માને છે એ એમનું અજ્ઞાન છે અને એને જ ઉપર મુંડક ઉપનિષદ્‌માં અવિદ્યાના નામથી ઓળખાવ્યું છે.

આ અવિદ્યાના અંધકારમાં પડેલાને બીજું કશું સાચું સાધન સૂઝતું નથી; પોતાના જ્ઞાનભંડારને જ સંપૂર્ણ માનીને પંડિતાઈના આડંબરમાં, અનેક જીવાત્માઓને દોરનારા બની આંધળાની હારમાળા ચલાવે છે પરિણામ એ આવે છે કે એમના દુઃખનો અન્ત આવતો નથી; એક કર્મને અન્તે બીજું અને બીજાની પછી ત્રીજું એમ પ્રત્યેક કર્મના આદિમાં સુખાશા, મધ્યમાં પરિશ્રમ અને શરીરનો ક્ષય, અને અન્તે દૈવની પ્રતિકૂળ અનુકૂળ દશા પ્રમાણે આશાનિરાશા મળતાં પુનરપિ કર્મની શરૂઆત કર્યા કરી, કર્મને ટે વાસના, વાસનાને માટે કર્મ, અને એ બન્નેમાં ભોગની અચિન્ત્ય આશાતૃષ્ણાની જાળમાં આ માનવજીવ ગૂંચાતો-બંધાતો જાય છે.

આમાંથી છૂટવાનો કે ઉપાય [illegible] છે; આગળ એ જ ઉપનિષદ્‌માં ઋષિ સમજાવે છે કે કર્મથી ઉત્પન્ન થયેલા લોકપરલોક, શરીર, ભોગ, અને સમસ્ત સાધનસામગ્રી નાશવાન છે; એટલે એનો બુદ્ધિપૂર્વક વિચાર કરવો. એ બધાંની નિત્યાનિત્ય દૃષ્ટિથી પરીક્ષા કરી જોવી: એ શ્લોક આ પ્રમાણે છે:

परीक्ष्य लोकान् कर्मचितान्
ब्राह्मणो निर्वेदम् आयात्, नास्ति अकृतः कृतेन ।
तद् विज्ञानार्थं स गुरुम् एव अभिगच्छेत्
समित्पाणिः श्रोत्रियम् ब्रह्मनिष्ठम् ॥ १२ ॥

ભાવાર્થ:—કર્મ દ્વારા પ્રાપ્ત કરેલા લોકોની પરીક્ષા કરીને બ્રાહ્મણ નિર્વેદ કેળવે; (કારણ કે સંસારમાં) અકૃત (નિત્ય પદાર્થ) નથી; અને કૃતથી (મારે શું પ્રયોજન છે?) એટલા માટે નિત્ય વસ્તુનું સાક્ષાત જ્ઞાન

મેળવવા હાથમાં સમિધા લઈને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે જવું જોઈએ.

કર્મ તથા ઉપાસના દ્વારા પ્રાપ્ત થતા બ્રહ્મલોક, સ્વર્ગલોક, કે અન્ય શુભલોકની મર્યાદામાં જ્યારે સંપૂર્ણ સુખ નથી એવું ભાન થાય છે ત્યારે દ્વૈતભાવમાંથી જે છૂટવાની વૃત્તિ તે જ મોક્ષેચ્છા છે; અને એ મોક્ષ કેમ મળે એ જાણવાની ઇચ્છા તેને જ શાસ્ત્રીય ભાષામાં જિજ્ઞાસા તરીકે ઓળખાવી છે.

ઉપરના શ્લોકમાં સ્પષ્ટ કહે છે કે "બ્રાહ્મણ નિર્વેદ પામે." અને તે "કર્મથી પ્રાપ્ત કરેલા લોકોની પરીક્ષા કરીને." આપણે એના ઉપર થોડું મનન કરીએ.

આ બ્રાહ્મણ એટલે બ્રહ્મવિદ્ નહિ, પણ વેદોક્ત આજ્ઞા પ્રમાણે, શાસ્ત્રીય જ્ઞાન કેળવી, સમષ્ટિના દેવદેવતાને પ્રસન્ન કરવા માટે અસંખ્ય સકામ યજ્ઞ-યાગાદિ કર્મો તથા ચિત્તશુદ્ધિ માટે એ જ કર્મોને નિષ્કામ ભાવે કરી ચૂકેલો કર્મકાંડી. આવા બ્રાહ્મણને નિર્વેદ આવે. નિર્વેદ એટલે વેદ નહીં તે; નિર્વેદનો અર્થ વૈરાગ્ય થાય છે તે આ પ્રમાણે. વેદ એટલે કર્મકાંડ વિષયનું તેમ જ ઉપનિષદ્‌માં જેને અપરાવિદ્યા કહી છે તે વિદ્યાનું જ્ઞાન; એનું ન હોવું તે નિર્વેદ. આ ઉપરથી એમ ફલિત થાય છે કે આવો કર્મથી વૈરાગ્ય પામેલો બ્રાહ્મણ કર્મથી પ્રાપ્ત થયેલા લોકોની પરીક્ષા કરી જુએ; અથવા કર્મથી પ્રાપ્ત થતા લોકલોકાન્તરનો ચારે બાજુથી, બધી દિશાઓથી, સમસ્ત રીતે વિચાર કરીને એનું જે વેદ—(જ્ઞાન) હતું, તેને હતું—નહોતું કરે; એ ભૂલી જાય, કારણ કે એનાથી અકૃત—અકૃત્રિમ, સ્વાભાવિક, નિત્ય પદાર્થ મળતો નથી, તેથી જેવું એ અકૃત નકામું છે તેવું જ એનું જ્ઞાન પણ નકામું છે; આ રીતે એનાથી નિર્વેદ પામે; એનું અજ્ઞાન સેવે; એ દિશામાંથી મુખ ફેરવી લે; એટલે એનાથી વૈરાગ્ય કેળવે.

ત્યારે કરે શું ?—કરે એ 'અકૃત' એવા બ્રહ્મને જાણનાર, એની સમજણ આપનાર, અને પોતાના સમસ્ત વેદ (જ્ઞાન) ને જીવનમાં ઉતારનાર એવા નિષ્ઠાવાનને શરણે જાય. એ અકૃતને જ અહીં તત્ કહ્યું છે; એ તત્ તે જ *તત્ત્વમસિ*નું તત્ છે. એ તત્‌ના વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન—અનુભવ માટે કોઇ એ વિષયમાં આગળ વધેલા, પોતાનાથી અધિક, મહાપુરુષ પાસે જાય;

ગુરુદેવને બધું લૌકિક જ્ઞાન છોડીને, એ બધાનું અભિમાન નિર્મૂળ કરીને, લૌકિક જ્ઞાનનો જ્ઞાતા હોવા છતાં પણ તત્ત્વના વિજ્ઞાનનો અંશ પણ નથી જાણતો એવો નિરભિમાની બનીને, અહંમન્યતા છોડી દઈને શરણે જાય

અભિમાન છોડી દે એનું ચિહ્ન શું ? શિષ્ય ભાવે જવામાં કેવળ આતગિક ભાવ જ ઉપયોગી નથી, અને આતગિક અભિમાન તો છે જ નહિ, એની પરીક્ષા શી રીતે ? વિદ્યાર્થી ગુરુને "હું તમારો શિષ્ય છું" એટલું મુખથી બોલે, પરંતુ વખત આવતા બાહ્ય વ્યવહારમા સમાન વ્યવહાર જ રાખે એ તો કેવળ એનો શિષ્યભાવનો વાણીવિલાસ કહેવાય અંતરમા જો શિષ્યભાવ હોય તો જે સર્વશ્રેષ્ઠ વિદ્યા પ્રાપ્ત કરી છે, સમસ્ત લૌકિક કે શાસ્ત્રીય વિદ્યાઓથી પણ જે અધિક પરાવિદ્યા છે એ મેળવવી છે, તો એટલે દરજ્જે એને માટે અંતરમાં તમન્ના હોવી જોઈએ અને તમન્ના પૂરતા રહેવાને માટે સેવાભક્તિના ચિહ્ન જેવાં તન-મન-ધનનું અર્પણ હોવું

ઉપનિષદોમા જ્યા જ્યા પરાવિદ્યાના વિદ્યાર્થીઓ બ્રહ્મવિદ્ બ્રહ્મનિષ્ઠો પાસે ગયા છે ત્યાં બધે નમ્રતા, વિનય, અને નિરભિમાનપણે ગયા છે, બ્રહ્મા પાસે ઇન્દ્ર અને વિરોચન જાય છે એ પણ હાથમાં સમિધા લઈને શિષ્યભાવે જાય છે, યમરાજ પાસે નચિકેતા સંપૂર્ણ નિર્વેદ પ્રાપ્ત કરીને જાય છે, પ્રશ્નોપનિષદમાં ભિન્ન ભિન્ન પ્રશ્નો પૂછનારા બધા વિનયની મર્યાદામાં રહીને પ્રશ્ન પૂછે છે છાંદોગ્યમાં શ્વેતકેતુ અપરાવિદ્યા-લૌકિક વિદ્યાના અધ્યયનથી અભિમાની બનીને આવે છે ત્યારે એને માટે ત્યાં મહામના અનૂચાનમાની અને સ્તબ્ધ એવા વિશેષણો વાપર્યાં છે ત્યારપછી તત્ત્વનિષ્ઠ ઉદ્દાલક એ ઉદ્ધત અને પંડિતમન્ય પુત્રને પરાવિદ્યાનો પ્રશ્ન પૂછે છે અને બ્રહ્મવિદ્યાનું સામર્થ્ય સમજાવે છે ત્યારે એ પુત્ર કહે છે કે મારા આચાર્ય આપ જે વિદ્યા સંબંધી પ્રશ્ન પૂછો છો તે જાણતા જ નહોતા ઉપનિષદનો યથાપદ્ધતિ અભ્યાસ કરનારાઓને તો શબ્દે શબ્દે એમાં શિષ્યનાં નમ્રતા, લઘુત્વ, ગુરુમાં બ્રહ્મબુદ્ધિ અને સેવાવૃત્તિના દર્શન થાય એમ છે

એટલા જ માટે ગુરુ સમીપ જવા માટે શ્રુતિ સમિત્પાણિ એટલે હાથમાં યજ્ઞમાં વપરાતાં ઇન્ધનોની ભારી લઈને જવાનું કહ્યું છે જે સમયે

ગુરુદેવને જે રીતે એના જ્ઞાનયજ્ઞમાં ઉપયોગી થવાય તે રીતે શિષ્યે સેવા માટે તત્પર રહેવું જોઈએ આટલું એમાં સ્પષ્ટ હોવા ઉપરાંત એક બીજો અર્થ એ નીકળે છે કે જંગલમાં જઈને મજુરી કરી લાકડાં કાપી લાવવા જેવું શૂદ્રના ધર્મનું કાર્ય કરવા પણ હું સર્વશ્રેષ્ઠ બ્રહ્મવિદ્યા માટે તૈયાર છું, એવી એની વૃત્તિમાં તીવ્રતા, અને અહંમન્યતાનો ત્યાગ હોવાં જોઈએ.

હાથમાં પુસ્તકોનો થોકડો લઈને, ભણવા જવા જેવી એ વિદ્યા નથી; એકીઆરથી પાંચ સુધી શાળા પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓને આ શિષ્યભાવની કલ્પના આવે એમ નથી. નિયમિત 'ફી' આપીને ભણતર ભણનારાને એની કીમત પણ સૂઝે એવું નથી. કથામાં જઈને તત્ત્વનો ઉપદેશ સાંભળી આવનાર, આ અન્ત અને પેલા સન્ત પાસે ભટકી ભટકીને થોડી આડી અવળી વાતો શીખનાર વેદાન્તના ગ્રન્થોના શબ્દાર્થ જાણી લેવાનાં હવાતિયાં મારનારને આ શિષ્યભાવ સ્વપ્ને પણ ઓળખાય એવો નથી. ધનના ઢગલા કરી આપી મઠમંદિરો કે આશ્રમો બાંધી આપનારા ધનાભિમાની દાનદાતાઓથી આ વિદ્યાસંપ્રદાયની પદ્ધતિ ભણી કે જાણી શકાય એવી નથી.

અહીં તો સ્પષ્ટ સમજવું જોઈએ કે:—(૧) લોકલોકાન્તર બધા કૃત—એટલે કર્મથી ઉપાર્જિત થનારા છે તેથી નાશવંત છે. અને મારા સ્વપુરુષાર્થ ઉપર અભિમાન રાખીને મેં અસંખ્ય કર્મો કર્યાં, દેવદેવીઓને રીઝવ્યાં; અસંખ્ય શાસ્ત્રો ભણી—ગોખીને વિચાર કર્યો, પણ એ બધાયે તો અહંકારને વધાર્યો; એટલે હવે હું હાર્યો છું, થાક્યો છું, એવી નિરભિમાન વૃત્તિ હોવી જોઈએ.

(૨) એ નાશવંત લોકોથી અને અનિત્ય શરીરથી અકૃત એવું નિત્ય બ્રહ્મ પ્રાપ્ત થઈ શકે નહિ એવો વૈરાગ્ય હોવો જોઈએ.

(૩) આટલું સમજનારાને લૌકિક તથા શાસ્ત્રીય કર્મકાંડનું વેદ એટલે જે જ્ઞાન હોય તેનો નિર્વેદ હોવો જોઈએ. એ બધું મારે વ્યર્થ છે, અને એ જ્ઞાનની બ્રહ્મવિદ્યાના જ્ઞાન પાસે ફૂટી કોડીની પણ કીમત નથી, તેથી મારી બુદ્ધિ અને મારું અજ્ઞાન પરાવિદ્યાની પ્રાપ્તિ માટે નિરુપયોગી છે, એવું આત્મભાન હોવું જોઈએ.

(૪) મારું કામ કર્મકાંડથી પ્રાપ્ત થનાર લોકલોકાન્તર નથી. કારણ કે એ બધો અવિદ્યાનો પ્રદેશ છે.

(૫) એ અવિદ્યામાં રમણ કરનારા, એને જ સાચી માનીને જીવનનું ધ્યેય માનનારા, પોતાને એ વિદ્યાથી મહાન માનનારા પંડિતો નહી પણ, પંડિતમન્ય એટલે મિથ્યા પંડિત છે, એવું મને લાગે છે.

(૬) મારે તો સારા બ્રહ્મતત્ત્વનું જ્ઞાન મેળવવું છે.

(૭) એ બ્રહ્મવિદ્યાના અનુભવીઓ, પરંપરાગત ઋષિઓ પાસેથી શિષ્યભાવે જ્ઞાન મેળવીને શ્રોત્રિય બનેલા હોવા જોઇએ, પોતે પોતાની મેળે પોતાનાં જ અહંકાર, બુદ્ધિ, અને એવા અહંમન્ય સાધનો વડે ઉન્મત્ત બની બેઠેલા શાસ્ત્રવિદો તો સ્વયંમન્ય પંડિતો જ હોય છે.

(૮) ઉપનિષદોમાં ઠેકઠેકાણે જે ગુરુપરમ્પરા બતાવી છે, એ રીતે ઠેઠ આદ્યર્ષિ બ્રહ્મસ્વરૂપ બ્રહ્માના માનસપુત્રો જેવા ઋષિઓ બધા પોતે બ્રહ્મનિષ્ઠ હતા, એટલે એમની પરંપરામાં સેવા અને ભક્તિદ્વારા જે અનુભવીઓ થયા હોય, તેવા વર્તમાન કાળમાં પણ બ્રહ્મનિષ્ઠ છે, એવી શ્રદ્ધા દ્વારા એમનું એણે શરણું લેવું જોઇએ

(૯) શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠની પરંપરા અત્યાર સુધી અખંડિત છે એવી શિષ્યની શ્રદ્ધા હોવી જોઇએ.

(૧૦) બ્રહ્મજ્ઞાન વિદેહમુક્ત અશરીરી બ્રહ્મજ્ઞાનીઓ પાસેથી મેળવી શકાતું નથી, એટલા માટે જ ભગવાન શંકરાચાર્ય અને એમની પછીના વિદ્વાન અને અનુભવી સન્તોએ ગુરુપરંપરાની રક્ષા કરી છે.

(૧૧) જો ગુરુપરમ્પરાનો ઉચ્છેદ થાય તો પછી બ્રહ્મજ્ઞાનનો જ લોપ થાય, જે અસંભવિત છે. અત્યારે કોઇ બ્રહ્મવિદ્ નથી એમ માનવું એ સાધકનું અહંમન્યતાવાળું મિથ્યા જ્ઞાન છે માટે જ સમિત્પાણિ શબ્દ વાપરીને શિષ્યને આજ્ઞા થાય છે કે તું તારું અભિમાન કહાડી નાખ, ગુણ-દોષ દૃષ્ટિને કહાડી નાખીને બ્રહ્મદૃષ્ટિ કેળવ બ્રહ્મ સર્વવ્યાપક છે, પણ એ નિર્વિશેષપણે રહેલા સર્વવ્યાપક બ્રહ્મનું સવિશેષ રૂપે દર્શન પ્રથમ કરવું જોઇએ, અને એ દર્શન પોતે અલ્પજ્ઞ બની, ત્રિગુણાત્મક દૃષ્ટિ કાઢી નાખી, ગુરુ પરમ્પરા પ્રાપ્ત સંતમાં બ્રહ્મદૃષ્ટિ કેળવવાથી જ થઇ શકે છે.

(૧૨) જે વિજ્ઞાન પ્રાપ્તિ માટે જવું છે અને જેનું વિજ્ઞાન મેળવવું છે તે તત્ પદાર્થ વિશુદ્ધ નિર્ગુણ બ્રહ્મ છે. ગુરુપરંપરા દ્વારા જ્ઞાનને ઝીલીને

અનુભવમાં ઊતારનાર સંતોમાં દોષદષ્ટિ કરવી એ બાળપોથીનો વિદ્યાર્થી કોલેજના પ્રિન્સીપાલની પરીક્ષા કરે એના જેવું છે.

(૧૩) એટલા જ માટે **શ્રદ્ધા, ભક્તિ** અને **ધ્યાન,** આપણે પહેલાના લેખમાં કહી ગયા છીએ તેમ, *શિષ્યે જીવનમાં ઊતારીને* **અહંકાર,** દેહભાવ, અને ગુણમયી દષ્ટિને પ્રથમ નિર્મૂળ કરવાં જોઈએ.

(૧૪)સન્તોમાં બ્રહ્મબુદ્ધિ કરવી જોઇએ; અરે! પાષાણમૂર્તિમાં પણ જ્યાં ઇશ્વરબુદ્ધિ કરવાની છે તો હાલતી ચાલતી જ્ઞાનીની મૂર્તિમાં બ્રહ્મબુદ્ધિ કરતી વખતે દેહબુદ્ધિ અને બ્રહ્મબુદ્ધિ બે સાથે રહે એમાં શિષ્યને જ હાનિ છે. એ બન્ને ભાન રહે એને બ્રહ્મજ્ઞાન સંભવી શકતું નથી.

(૧૫) મૂર્તિમાં પણ પાષાણદર્શન અને ઈશ્વરદર્શન બન્ને સંભવી શકતું નથી. એમ કરનાર ઈશ્વરદર્શન કરી શકતો નથી.

(૧૬) તેવી જ રીતે ગુરુમાં દેહદષ્ટિ કે દોષારોપણ કરનાર બ્રહ્મદષ્ટિ કરી શકતો નથી; ગુરુમાં નિર્મલ બ્રહ્મદર્શન ન થયું તો બીજા કરોડો ઉપાયે પણ બ્રહ્મદર્શન થાય નહિ, એમ ઉપનિષદો અને સકલ વેદાન્ત–શાસ્ત્રો ડંકો વગાડીને કહે છે.

આવા અસંખ્ય મુદ્દા શિષ્યભાવે શરણ લેનાર માટે નીકળી આવે છે, જેઓ બ્રહ્મદર્શનના જિજ્ઞાસુ છે, તેમણે તો બ્રહ્મદષ્ટિ જ કેળવવી જોઇએ. આત્મજ્ઞાન કે બ્રહ્મજ્ઞાન કેવળ બુદ્ધિ, તર્ક કે વિચારનો જ વિષય નથી. પણ બ્રહ્મભાવ અને બ્રહ્મદષ્ટિનો છે; સગુણ ઉપાસનામાં જેવી રીતે પ્રતિમા કે પ્રતીકમાં દેવદેવતા કે ઈશ્વરનું ભાવદર્શન કરવાનું છે તેવી જ રીતે બ્રહ્મદર્શન માટે બ્રહ્મવિદ્‌ની ઉપાસના એ અહંગ્રહ ઉપાસનાનું રહસ્યભર્યું સ્વરૂપ છે. કેવળ અનુભવી જ એ સમજી શકે છે, તર્કનો એ વિષય નથી.

એકલા વેદોક્તમાર્ગીમાં જ નહિ, પણ જૈન, બુદ્ધ, ખ્રિસ્તી, ઈસ્લામી વિગેરે વેદબાહ્ય ધર્મીઓમાં પણ ગુરુઉપાસનાની પ્રણાલિકા એવીજ નહિ, બલ્કે એથી પણ વિશેષ ભાવે જોવામાં આવે છે. ભગવાન શંકરાચાર્યની ગુરૂપરંપરા, તપાસી જુઓ. એમના ગુરૂ ગોવિંદાચાર્ય, ગોવિંદાચાર્યના ગૌડપાદાચાર્ય ગૌડપાદાચાર્યના શુકદેવ, શુકદેવના વ્યાસ, વ્યાસના ગુરૂ પારાશર, પારાશરના ગુરૂ શક્તિ અને શક્તિ બ્રહ્માના પુત્રશિષ્ય વશિષ્ઠ ભગવાનના શિષ્ય મનાય છે. આ પ્રણાલિકા વિષે મતભેદ હશે, પણ

કહેવાનુ તાત્પર્ય એ છે કેવલ બુદ્ધિવાદનો જ આશ્રય લઈને જેઓ ભુતકાળમાં બ્રહ્મજ્ઞાનીઓ થઈ ગયા, વર્ત્તમાનમાં કોઈ નથી, અને ભવિષ્યમા થશે ત્યારે ખરા એમ કહી કેવળ સતોના દોષ જોવામા જ તત્પર રહી, પોતાની અહંમન્યતાને જ પોષી, બ્રહ્મવિદ્‌ની ઉપાસનાનો વિરોધ કરવા જેવુ આચરણુ કરે છે તેવા જિજ્ઞાસુઓની બ્રહ્મજિજ્ઞાસા કેવા પ્રકારની કહેવાય એ મહાપ્રશ્ન છે !

શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં તો ચેતવણી આપી છે કે :—

यस्यदेव परामक्तिर्यथा देवे तथा गुरौ।
तस्यैते कथिताह्यर्था प्रकाशन्ते महात्मन ॥६-२३॥

અર્થ જેની પરમાત્મામાં ઉત્કૃષ્ટ ભક્તિ હોય છે, અને જેવી ભક્તિ પરમાત્મામા હોય તેવીજ ગુરુમા હોય એટલે કે ગુરૂ અને ઇશ્વર વિષે જે અભેદદર્શી બની, ઇશ્વર અને ગુરૂમા બ્રહ્મદર્શન કેળવી, ગુરૂના તત્ત્વમસિ આદિ મહાવાક્યના ઉપદેશથી, ( નહિ કે ગમે ત્યાથી સાંભળી કે વાચીને " હુ બ્રહ્મ છુ" એવો વિચાર કરવાથી) જેને આત્માનુભવ કર્યો હોય, તેને જ ઉપનિષદ્‌મા વર્ણવેલા બ્રહ્મપદાર્થનો ભેદ સમજાય છે. ઉપનિષદ્‌નુ ગૂઢ રહસ્ય રહસ્યવિદ્ વિના સમજાતુ નથી

આવુ જ ભગવદ્ ગીતામાં પણ અન્તે ભગવાનને શ્રી મુખે કહેવુ પડયુ છે —

इद ते नातपस्काय नाभक्ताय कदाचन।
न चाशुश्रूषवे वाच्य न च मां योऽभ्यसूयति ॥१८-६७॥

ભાવાર્થ :—આ, મે તને શિષ્યને સભળાવ્યુ, કારણ शिष्यस्तेऽहम् તુ કહી ચૂક્યો છે તેથી, અતપસ્વી એટલે એ ઉપનિષદ્‌ના સારરૂપ ગીતાજ્ઞાનને જેણે એ માટે કાંઈ પણ મનસાવાચાકર્મણા તપ ન કર્યું હોય તેને, ભક્તિ વગરનાને, તેમ જ સેવા ન કરનારને અને જરા પણ અસૂયા કરનારને કહેવા જેવુ નથી

કહેવાનુ તાત્પર્ય એ છે કે ઉપદેશક આચાર્યમાં જ્યાં જરા પણ ભેદદષ્ટિ કે દોષદ્દષ્ટિ આવી એટલે સાધકની બુદ્ધિ ચચલ થાય છે, ત્રિગુણાત્મક વિવેચનમાં પડી તર્કમા અટવાઈ પડે છે, શાસ્ત્રવિષયમા સશયાત્મક બને છે, તેથી પરિણામે સેવાને બદલે અનાદર, અને ભક્તિને બદલે અસૂયા

આરીમિ એના અંતરમાં એવું તો ઘર કરી કરી બેસે છે કે એનું બ્રહ્મજ્ઞાન માત્ર વાણીનો જ વિલાસ બની વિષધરને દૂધ પાવા જેવું પરિણામ લાવે છે.

શ્રી અર્જુનને ગીતાજ્ઞાન શિષ્યભાવે મળ્યું છે; શ્રી. રામચંદ્રને આત્મજ્ઞાન શ્રી વસિષ્ઠ પાસેથી શિષ્યભાવે મળ્યું છે. જે વેદાન્ત સિદ્ધાન્તને જિજ્ઞાસુ જીવનમાં ઊતારવા મથે છે, એને સંપ્રદાયશુદ્ધ મર્યાદામાં બાંધનાર, શ્રી શંકરાચાર્યને એ જ્ઞાન શ્રી ગોવિંદાચાર્ય અને શ્રી ગૌડપાદાચાર્ય જેવા ગુરૂદેવો પાસેથી મળ્યું છે.

અને શા માટે એટલા જૂના જમાનાની વાત કરીએ ! અસંખ્ય સંતશિરોમણિઓ, શ્રી જ્ઞાનેશ્વર, રામદાસ, એકનાથ, નાનકદેવ, કબીરજી જેવા મુક્ત પુરૂષોએ ગુરૂદેવનો મહિમા એકે અવાજે ગાયો છે; ગૂજરાતના પ્રખર જ્ઞાની અખાજીએ, " અખેગીતા " માં દરેક કડવાને અન્તે "સેવો હરિગુરૂસન્તને " એવો ઉપદેશ આપ્યો છે.

જિજ્ઞાસુએ સાવધાન રહેવાનું છે; જેમ પ્રત્યેક ઉપદેશક, વેશધારી, કથાકાર, વિદ્વાન્ કે સન્ત કે ગુરુ થઈ શકવાની યોગ્યતાવાળો નથી, તેમ બધા આચાર્યપદને અયોગ્ય છે એમ પણ કહી શકાય એવું નથી. અને **સૌથી મહાન્ વસ્તુ તો છે શ્રદ્ધાની.** જે અર્જુનને ભગવાન્ કૃષ્ણમાં ગુરુભાવ જન્મે છે, તેમનામા તેમના જ સમકાલીન કંસથી માંડીને શિશુપાલ કે જરાસંધ જેવાને અનેક દોષો દેખાય છે; અત્યારના જૈન ગ્રન્થો જોશો તો પણ શ્રી કૃષ્ણને વેદ ધર્માવલંબીઓ પૂર્ણ પુરૂષોત્તમ માને છે, તેનાથી ઊલટી જ એમની દષ્ટિ છે. એટલા માટે ખરી વાત એમ કહેવી જોઇએ કે:

(૧) સાધકે પોતાનામાં વિવેકવૈરાગ્યાદિ સાધનસંપત્તિ કેળવવી:

(૨) પોતાનું ચારિત્ર નિર્દોષ અને નિરભિમાન કરવું.

(૩) જે સન્તના સમાગમથી આત્મભાવના પ્રકટે, જાગ્રત રહે, અને દૃઢ થતી જાય એવાઓનો સત્સંગ ચાલુ રાખવો.

(૪) જ્યા એ ન મળે ત્યાંથી ખસી જવું, પણ દોષ કે ગુણ દષ્ટિમાં જ ચિત્તને તથા બુદ્ધિને રૂંધી રાખવાં નહિ.

(૫) ગુરુપરંપરાગત સેવા, ભક્તિ અને નિરહંકાર ભાવે જેણે આત્મભાવના દૃઢ કરી હોય કે દૃઢ કરવાનો પ્રયત્ન કરતા હોય, તેવાઓનો સત્સંગ સેવવાનો આગ્રહ રાખવો. બીજાઓનો નહિ.

(૬) નર્યાં તર્ક કે અહંકારને પોષે તેવા સાધનમાં ન ફસાતાં, એકાન્ત સેવન, ધ્યાન, જપ, વગેરે આત્મભાવનામાં પોષક અને ચિત્તની એકાગ્રતામાં સહાયક હોય એવાં પૂજા, પાઠ વગેરે સાધન જરૂર કર્યાં કરવાં

(૭) મંદિરમાં દર્શન કરવા જઈએ છીએ ત્યારે જેમ પાષાણની મૂર્તિને જોઈ તપાસીને મન, વાણી કે ઇંદ્રિયો વડે ભગવાન બનાવવા જતા નથી, પણ એમાંથી પાષાણવૃત્તિ કઢાડી નાખીને ઇશ્વરબુદ્ધિ કરવા જઈએ છીએ, તેવી જ રીતે કોઈ પણ સન્તસાધુ પાસે, અથવા તો જેમાં ગુરુબુદ્ધિ સ્થાપી હોય તેમની પાસે સત્સંગ માટે જઈએ છીએ ત્યારે એમનાં માનવશરીર, કે માનવસ્વભાવના ગુણદોષ જોવા જતા નથી પણ એ માનવશરીરને ભૂલીને એમાં બ્રહ્મદર્શન કરવા જઈએ છીએ એ ખાસ ધ્યાનમાં રાખજો.

(૮) બ્રહ્મદર્શન આપણે કરવાનું છે અને તેથી જે કાંઇ કરવાનું છે, [illegible]રવાનું છે તે આપણે કરવાનું છે, માટે જ્યાં બ્રહ્મદૃષ્ટિ કેળવાય એવા [illegible]ણ–મનનમાં અને સત્સંગ કે ચર્ચામાં પ્રવૃત્ત થવું; એ સિવાયનાં બીજાં બધાં સાધનો ત્યાજ્ય ગણવાં જોઇએ.

(૯) જેમ જેમ આપણામાં બ્રહ્મદષ્ટિ કે સમદષ્ટિ આવવા માંડશે તેમ તેમ વેદાન્તશાસ્ત્ર અને સદ્‌ગુરુમાં શ્રદ્ધા, ભક્તિ અને સેવાબુદ્ધિ દ્વારા દેહાધ્યાસ ગળતો જશે. દેહાધ્યાસ પહેલો ગળે અને બ્રહ્મબુદ્ધિ પછી થાય એ ક્રમ નથી. રજ્જુનું જ્ઞાન થાય ત્યારે સર્પની ભ્રાન્તિ આપોઆપ નીકળી જાય છે, સર્પનો ભય પામી, સર્પની લંબાઈપહોળાઈ, જાત, રૂપ, રંગ, વગેરે તપાસનારને સર્પનો ભય જતો નથી, પણ રજ્જુરૂપી અધિષ્ઠાનનું જ્ઞાન ઉપજતાં સર્પનું ભ્રાન્તિજ્ઞાન નિર્મૂળ થાય છે. તેવી જ રીતે હરિગુરુસન્તમાં બ્રહ્મબુદ્ધિ કેળવવાથી જ દેહદષ્ટિ, ગુણદોષદષ્ટિ અને બુદ્ધિભ્રમના મૂળરૂપ અહંકાર નિર્મૂળ થાય છે.

(૧૦) જિજ્ઞાસુએ છુપી પોલીસનો ઇન્સ્પેક્ટર (પરીક્ષક) નહિ પણ તત્ત્વદર્શી થવું છે એ કદી ભૂલવું નહિ. પોતે બ્રહ્મદર્શનનો ઉત્સુક મુમુક્ષુ છે એવું ખાસ યાદ રાખવું જોઇએ.

શાસ્ત્રનાં પ્રમાણો તો અસંખ્ય છે; સ્વતંત્ર પુરુષાર્થ અને વિચાર દ્વારા

આત્મજ્ઞાન થાય છે એવાં વાક્યો જ્યાં આવે છે એનો અર્થ આચાર્યની ભક્તિ વિના અનુભવ થાય છે એવો નથી. છાંદોગ્ય ઉપનિષદ્‌ના ચોથા અધ્યાયના નવમા ખંડમાં વિદ્યાર્થી સત્યકામ જાબાલ, આચાર્ય ગૌતમ પાસે અધ્યયન માટે જાય છે એવી કથા છે; આચાર્ય વિદ્યાર્થીની ઉત્સુકતા જોવા–તપાસવા, એને ગાયોનું ટોળું સોંપે છે; એ ગોપાલનના સમય દ્વારા એના સ્વતંત્ર ઉપાસનાના બલમાંથી કેટલીએક વિદ્યા પ્રાપ્ત થાય છે; ત્યાર પછી એ ગુરુકુલે પાછો આવીને આચાર્યની સમીપે ઊભો રહે છે ત્યારે આચાર્યને એના મુખની પ્રતિભામાં કંઈક બ્રહ્મતેજ જણાય છે; આચાર્ય કહે છે કે :—

*ब्रह्मविद् इव वै सोम्य भासि* ઈ. અર્થાત્ હે સોમ્ય ! તું બ્રહ્મવેત્તાના જેવો (બ્રહ્મવેત્તા નહીં)દેખાય છે; તને કોણે ઉપદેશ કર્યો ? સત્ય કામસમજે છે તેથી કહે છે કે આ ઉપદેશ તો મને મનુષ્યથી અન્ય કોઇએ કર્યો છે.એ કહે છે કે *श्रुतह्येव मे भगवद्‌दृशेभ्यः आचार्याद्धैव विद्या विदिता साधिष्ठं प्रापतीति ।* "મેં આપ જેવા ઋષિઓ પાસેથી સાંભળ્યું છે કે આચાર્ય દ્વારા જાણેલી વિદ્યા જ અતિશય સાધુતા–સારાપણાને પ્રાપ્ત થાય છે." આ આખું અવતરણ આચાર્ય, આચાર્યસેવા, અને આચાર્યની ઉપદેશેલી વિદ્યા જ અનુભવ કરાવે છે એમ સિદ્ધ કરે છે. ઉપરાન્ત એ જ ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયના ચૌદમા ખંડમાં ઉદ્દાલક અને શ્વેતકેતુના સંવાદમાં તો આંખે પાટા બાંધેલા આંધળાનું દષ્ટાન્ત આપીને કહ્યું છે કે आचार्यवान् पुरुषो वेद। અર્થાત્ આચાર્યશરણ મેળવેલો પુરુષને જ બ્રહ્મજ્ઞાન થાય છે. આ બન્ને અવતરણો ઉપરનું ભગવાન્ શંકરનું ભાષ્ય પણ ખાસ વાચવાવિચારવા જેવું છે.

વેદાન્ત તર્કને સ્થાન આપે છે પણ તે શ્રુતિને અનુકૂળ હોય તેટલે. આચાર્ય બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય હોવો જોઇએ એમ પણ કહે છે, પણ તે પહેલાં જિજ્ઞાસુ શિષ્ય હોવો જોઇએ; દોષદષ્ટિ, દેહદષ્ટિ રાખી ગુરુનો પરીક્ષક બનવા પહેલા પોતાના સ્વભાવનો પરીક્ષક હોવો જોઈએ એ વાત ભૂલવા જેવી નથી.

માટે જિજ્ઞાસુ ! તું બ્રહ્મબુદ્ધિ કેળવ; સન્તોના સત્સંગે કે ગુરુદેવનાં દર્શને જતાં તારા માનવૃભાવને ભસ્મીભૂત કરીને જજે, સન્ત તે સન્ત જ છે; ભારતવર્ષના એ અપ્રતિમ બ્રહ્મદેવો છે ! તું એક વાર એ ગુરુભક્તિનો

આશ્રય તો લઈ જો। શિષ્યભાવે સેવા કરવાનું તો શરૂ કર, પરીક્ષા કરવા જતાં તારી પરીક્ષા થઈ જશે એ ચોક્કસ માનજે। સિદ્ધિહીન હોય કે સિદ્ધિવન્ત શૈવ હોય કે વૈષ્ણવ શાન્ત અદ્વૈતી હોય કે શાક્ત અદ્વૈતી, મૂર્તિપૂજક હોય કે અહંગ્રહ ઉપાસક, ધ્યાની હોય કે જ્ઞાની, પણ તું કરોડો જન્મથી દૂષિત થતી આવેલી માનવી દેહદૃષ્ટિ મૂકીને બધામાં બ્રહ્મબુદ્ધિ કર, અને ઉપનિષદ્ કહે છે તેમ प्राप्यवरान् निबोधत् અર્થાત્ આચાર્ય-પુરુષોનું શરણ લઈને જ્ઞાન મેળવ, એ આજ્ઞા પ્રમાણે કોઈ સંતનું શિષ્યભાવે શરણ લે, એમનામાં ગુરુબુદ્ધિ એટલે બ્રહ્મદર્શન કેળવ, બીજા બધા સન્તોમાં પૃથક્પૃથક્ વિભૂતિઓનું દર્શન કર, એટલે સમજાશે કે ગુરુઉપદેશ દ્વારા થતું બ્રહ્મદર્શન ભવિષ્યમાં નહિ તાત્કાલિક છે.

સાચા જિજ્ઞાસુ! તું ગુરુપરંપરાને અંધપરંપરા ન માનીશ, શ્રદ્ધાને જડતા કે અંધશ્રદ્ધા કહીને ન વગોવીશ, ભક્તિ કે સેવાશુશ્રૂષાને ગુલામગિરી કહીને તરછોડી ન નાખીશ સ્વતંત્રતા અને પુરુષાર્થને બહાને કેવળ અહંમન્યતાને જ પોષ્યા ન કરીશ જાતે બ્રહ્મનો દૃઢ ધારણ કર્યા પહેલાં કોઈ બ્રહ્મવિદ્‌ને—એ બ્રહ્મવિદ્ ન હોય તો પણ એનામાં મનોભાવદ્વારા બ્રહ્મપ્રતિષ્ઠા કરીને બ્રહ્મદર્શન કર એમના દ્વારા સત્ત્વપ્રાપ્તિનો આદેશ અને રહસ્ય સમજીશ ત્યારે જ તને ગુરુભક્તિ, ગુરુસેવા, ગુરુદીક્ષા, ઇત્યાદિનું રહસ્ય સમજાશે બ્રહ્મવિદ્‌ની ઉપાસના એ બ્રહ્મની ઉપાસના છે અને અહંગ્રહ ઉપાસનાનું એ સર્વોત્તમ અંગ છે એટલું સમજીને એક વાર એ માર્ગે પ્રયાણ તો કરી જો, અન્તર્મુખી વૃત્તિ કર, ગુરુદેવની બ્રહ્મભાવે તારી હૃદયગુહામાં પ્રાણ-પ્રતિષ્ઠા કરી જો એટલે સમજાશે કે બ્રહ્મ હજુ પણ એ જ આદેશ કરે છે કે —

श्रद्धाभक्तिध्यानयोगादवेहि।

  

 



# અખો



અદ્‌ભુત તારું જ્ઞાન, અખા હો !
અદ્‌ભુત તારું જ્ઞાન.
પાયા અમીરસ પાન, અખા હો !
અદ્‌ભુત તારું જ્ઞાન.

બ્રહ્મભાવના અંતર ઊતરી, જગના રંગ જણાયા;
સુખની શોધે જીવન ગાળી, હરિવર ગુણ તેં ગાયા.
અદ્‌ભુત૦

ચૈતન્યતણું તે ચિંતન કીધું, ભક્તિરંગ રેલાયા;
કવિતા–અમૃત જગને પાયાં, ભવના ભેદ ભુલાયા.
અદ્‌ભુત૦

અક્ષયપદનો તું અધિકારી, આપી અક્ષયગીતા,
અનુભવસિંધુ માંહી ન્હાતાં, ઊઠતી ઉરચિંતા.
અદ્‌ભુત૦

વેદાંતભરી શી વાણી સુણાવી, પાવન કરી તેં કાયા;
સોઽહં સોઽહં લગની લાગી, સર્વેશ્વરની માયા.
અદ્‌ભુત૦

—મૂળજીભાઈ પી. શાહ



# वस्ताजीनी अप्रसिद्ध वाणी

સંશોધકઃ—શ્રી. લીલાધર મૂળશંકર ભટ્ટ

( છઠ્ઠા અંકથી ચાલુ )

ગુરુ તારું જાણીએ જેમાં વસ્તુ વિવેક,
પિંડ-બ્રહ્માંડકો ન્યાયે કરી ટાળે વિઘ્ન અનેક. (૧)
સંશયછેદન, દ્વૈતઉચ્છેદન, અવિગત ગત બતાય,
મન વાણીકી પારકો બુદ્ધિમાંહી ઠરાય. (૨)
સમર્થ શ્રી ગુરુદેવકો અનુભવે ઓળખાય,
હું-તું ભાવ તજાવકી ધ્યેય-જ્ઞાતા એક થાય. (૩)
સ્વામી તારું જાણીયે જાકી દષ્ટિ સમાન,
દષ્ટા રહે સહુ વસ્તુકો આપે અદ્વૈત ધ્યાન. (૪)
સ્વામી તારું જાણીએ રહે પંચ વિષયકી પાર,
રૂપ-સ્વરૂપકું મેળવે મુક્તાવે નરનાર. (૫)
સ્વામી તારું જાણીએ જે સદા રહે નિર્લોભ,
પરમારથ પોતે બની સબકું દેવે થોભ. (૬)
સ્વામી તારું જાણીયે અનભે રહે જે આપ,
મે ત્યજાવે શિષ્યકો 'નિશ્ચય' દેવે છાપ (૭)
સ્વામી તારું જાણીયે જે હોયે, નિરવિકાર,
અવિનાશીકા અંગકા સિદ્ધાંત બતાવે સાર. (૮)
સ્વામી તારું જાણીયે જે લગાવે "નહી" લીંગ,
પૂરણ કે પરચે રમે આપે, આપ અલીંગ. (૯)
સ્વામી તારું જાણીયે અનુભવ ઉદય અભંગ,
મુક્તાધાર સમજાવ્યું લહે ઓછું નાહીં અંગ. (૧૦)
સ્વામી તારું જાણીયે જાકી અક્ષર વૃત્તિ હોય,
પરપદને પામે રહી અવિનાશી આપે સ્હોય. (૧૧)
નાશવંત કાંઇ નહીં સર્વ અંગ અવિનાશ,
મોહ તિમિર સબ ટાળકે પૂરણ કરે પ્રકાશ. (૧૨)
હાની-વૃદ્ધિ જાકું નહીં હર્ષ-શોક નહીં લેશ,
તાકો દરશ, સ્પર્શ કીયે, હોય મળ્યકીયે ઉપદેશ. (૧૩)

વિધિ નિષેધી ટાળકે દે કર્મ ધર્મ પર પાવ,
ગુણ દોષ ગળી જાયે નિર્ગુણ ગુણ દરિયાવ. (૧૪)
કનક–કામની કું જીત રંખ, કરી લેવે દાસ,
તીનકુ બાધે, આપ નિર્બંધ ફિરકે હરિ પ્રકાશ. (૧૫)
રાજદ્વારકું રંક ગણે અંકે આતમરામ,
સુઝ સમજણ સ્વામીતણી ચામદામ નહીં કામ. (૧૬)
જુઠ ઉપજે કનકમેં કામનીમેં ઉપજે કામ,
રાજદ્વારે અહંકાર ઉપજે જુઠા જગે કામ. (૧૭)
સર્વ નર્કકા બીજ હે બડા નરક અહંકાર,
તે માટે સ્વામી ત્યાગ દે સ્વપ્ન–રાજદ્વાર. (૧૮)
અહંકારસેં તામસ ઉપજે તામસસેં આવે કાળ,
સબ જુગ પ્રલય હોત હે એક અહંકારકી ઝાળ. (૧૯)
પ્રપંચ પૂરણ ઉપજે જબ બાધે દામકી આશ,
સ્વામી કદી ના સંઘરે તેથી સદા ઉદાસ. (૨૦)
દામસેં લોભ ઉપજત હે લોભ પાપકો મૂળ,
સ્વામી તાકું ના સઘરે ડુબાવે સબ કુળ. (૨૧)
કુળ ડુબાવે આપકો વળી સંગી સહિત ડુબાય,
કોઇકું તરવા ના દિયે જયાં લોભ પ્રકટ થાય. (૨૨)
લોભ જંજીરે જે જકડયા સો કહ્યું નીકમે પ્રાણ.
તાકો સંગ છોડાય દે સદ્દગુરુ સંત સુજાણ. (૨૩)
લોભી, લંપટ, લાલચુ, અહંકારી જે હોય,
સદ્દગુરુ તાકું જાણીયે–ઉનકા મુખ ના જોય. (૨૪)
કામનીસેં કાંણા હોત હે બ્રહ્મરસ ના ભરાય,
તે માટે સ્વામી ત્યાગ દે તે દિશા કદિ ન જાય. (૨૫)
જન્મ મરણ તાથે ઉપજે કયેં કામનીકો સંગ,
સ્વામી એસો જાણુ કે તજે કલ્પના–રંગ (૨૬)
સ્વામી તાકું જાણીયે જ્યાકા રવિ જેસા ભાસ,
તિમિર અંધારૂં ના રહે સઘળે કરે પ્રકાશ. (૨૭)

રવિ પ્રકાશ સમજે કર પણ ઓળખીમા ના થાય,
વાંક શાનો રવિ તણો એવું એ સદાય (૨૮)
સ્વામી રવિ, જ્ઞાન તેજ સાક્ષટઘટ આંખી જાણ,
તેમા જ્ઞાન, ના સચરે એવું એહ પ્રમાણ. (૨૯)
ઓળખીમા વહીપેર વસે સાક્ષટઘટ વસે કાલ,
અજ્ઞાન વિષ ભર ન્હો લગે ઉન્ડી જવાય (૩૦)
મંત્ર ગારૂડી જો મળે તો ઉતારે તતખેવ,
અંતર વિષ તે ના તજે ઉનકી એસી ટેવ (૩૧)
પાત્ર પ્રમાણે તે ફળે ગુરુ તે અકળ અરૂપ,
જેને જેવો તેને તેવો સ્વામી સત્ય સ્વરૂપ. (૩૨)
સ્વભાવ શ્રી સદ્‌ગુરુતણો સમુદ્ર જેસો ધાર,
સરિતા સહુ તેમાં ભળે આપ ન નીકળે બ્હાર. (૩૩)
સદ્‌ગુરુ સમુદ્ર સમ જળ સેવક એ નદીઓ ખરી,
અનંત કોટી આવી મળે ઉભરે નહી તેણે કરી. (૩૪)
સદ્‌ગુરુ તાકું જાણીયે જાકી આકાશ જેસી રીત,
સહુ ઉપર સરખો સદા નહી વૈર, નહીં પ્રીત. (૩૫)
સદ્‌ગુરુ આકાશ પેરે રહે સમ-વિષમ ના થાય,
સેવક જે જે ઓળખે તે તે ત્રે ફળ પાય. (૩૬)
સદ્‌ગુરુ તાકું જાણીયે જાકી અગ્ની જેસી રીત,
દ્વૈતકાષ્ટ દહન કરે તહા ના રાખે પ્રીત. (૩૭)
વિવેક જો વાવરે ઉનકો કાજ થાય,
વિણ વિવેકી ઉપકું ઉલ્ટી લાગે લ્હાય (૩૮)
સદ્‌ગુરુ તાકું જાણીયે જાકી પવન જેસી સાથ,
આપ સહે ઉડતો રહે શકે ન કોઇ ઝાલ. (૩૯)
ફૂલ બાગમાં ના ઠરે, નહીં ગંદકીસેં દૂર;
ગુણ એવો ગુરુતણો નહી શુભ-અશુભી ઉર. (૪૦)
નવ ગ્રહે,' નવ ત્યાગ દે પોતે ન્યારો આપ,
એસા સદ્‌ગુરુ સંતકું નહી ત્રિવિધ તાપ (૪૧)

સદ્‌ગુરુ તાકું જાણીયે જાકી ભ્રમરવૃત્તિ હોય,
લક્ષ લહે સબ જીવ કો પણ તાકો લહે કોય. (૪૨)
વાસના લઈ અળગો રહે નહીં પુષ્પ ઉપર ભાવ,
સચ્ચા શ્રી ગુરુદેવકો એસો હોય સ્વભાવ. (૪૩)
સદ્‌ગુરુ તાકું જાણીયે જાકી કાચબ વૃત્તિ હોય,
ભીડ પડયે તન ભીડવે સાચા સદ્‌ગુરુ સોય. (૪૪)
આપો તહાં ના દાખવે મરજીવા હો જાય,
દેવત લેય આપમેં બહાર ઓર દેખાય. (૪૫)
મેદાન દેખે ત્યાં ધરે પોતે પોતાનું રૂપ,
વસ્તી વિષે ના પરવરે એવો સત્ય સ્વરૂપ. (૪૬)
પ્રકૃતિભાવ એ વસ્તી જાણવી, બ્રહ્મભાવ મેદાન,
ત્યાં સદ્‌ગુરુ ના ઉલસે એટલામાં સમજે સાન. (૪૭)
દેશ પોતાનો જ્યાં મળે આપો ખોવી ત્યાં રમે,
અનેક અવર હોય આવહી કોય ઉનકું ના ગમે. (૪૮)
દેશ મળે બંધાય છે અળગો રહે નિરબંધ
શિષ્ય સાચો સમજી શકે અજ્ઞાન ન જાણે અંધ. (૪૯)
સમુદ્ર, આકાશ, અગ્ની ને વળી વા(યુ),
ભ્રમર, કચ્છ એ મળી એમ ખટ કહેવાય. (૫૦)
ખટ સ્વભાવ સદ્‌ગુરુતણા જાણે ભક્ત પ્રમાણ,
બીવો લક્ષ લાધ્યા વિના સઘળી જાણ અજાણ. (૫૧)
લક્ષ લેઈ ગુરુદેવનો કરો નિરંતર સેવ,
સ્થૂલ, સૂક્ષ્મ કારણ સહિત મહાકારણ ગુરુદેવ. (૫૨)
ગુરુ ગોવિન્દ એકતા સદા એમાં નાહીં દ્વૈત,
કહતા વિશ્વંભર તે સદા આપે આપ અદ્વૈત. (૫૩)

અંગ ગુરુદેવકો સંપૂર્ણ.

卐

# જિજ્ઞાસાયોગ્ય પદાર્થોની શ્રેણી

લેખક—શ્રી. શાન્તિલાલ ઠાકર એમ. એ.



છાન્દોગ્ય ઉપનિષદ્‌ના સાતમા અધ્યાયમાં એક મનન કરવા યોગ્ય કથા છે. ભગવાન સનત્કુમાર આત્મતત્ત્વને પ્રાપ્ત થયેલા, બ્રહ્મનિષ્ઠ મહાત્મા તેમની પાસે નારદ જાય છે. નારદે અનેક ઐહિકશાસ્ત્રોનો અભ્યાસ કર્યો. તેમણે કર્મકાંડને પ્રબોધતા ચારે વેદોનું જ્ઞાન પણ મહામહેનતપૂર્વક છે. તેમણે ઇતિહાસપુરાણમાં નિપુણતા મેળવી છે. પિતૃલોકમાં વસતા ... સંબંધી સર્વ સૂક્ષ્મ જ્ઞાન તેમણે પ્રાપ્ત કર્યું છે. તેમણે રાશિઓની વિદ્યા, દેવલોકની વિદ્યા, ગુપ્ત ખજાના—સ્થૂલસૂક્ષ્મલોકમાં રહેલા નિધિઓની વિદ્યા, ન્યાયશાસ્ત્ર, એકાયનવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા, ગાંધર્વ–કિન્નરોને લગતી વિદ્યા—આમ અનેક પ્રકારની વિદ્યાઓમાં કુશળતા મેળવી છે. પણ આટલી આટલી વિદ્યાઓના જ્ઞાનભાર છતાં, તેમને ચિત્તની શાન્તિ નથી મળી. તેથી તે ભગવાન સનત્કુમાર પાસે જઈ વિનંતિ કરે છે કે–મને આ અવિદ્યાથી પાર લઈ જાય તેવી વિદ્યા શીખવાડો, કે જેથી મને ચિત્તની શાન્તિ પ્રાપ્ત થાય.

ભગવાન સનત્કુમાર અપાર કરુણાથી પ્રેરાઈ, નારદજીનું ભક્ત હૃદય પારખી, તેમને બ્રહ્મજ્ઞાન આપવાનો પ્રારંભ કરે છે. તેઓ કહે છે કે—તમે જે જે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો તે સઘળાં શબ્દરૂપ હોઈ નામમાત્ર છે. પણ જેનાથી શબ્દોચ્ચાર થાય છે તે વાણી નામ કરતાં અધિક છે. સાંસારિક, તેમજ શાસ્ત્રીય સઘળા પદાર્થોનો વ્યવહાર માણસ વાણી વડે કરે છે. પણ મન વાણી કરતાં શ્રેષ્ઠ તત્ત્વ છે. કારણ કે, માણસ જેવો પ્રથમ મન વડે વિચાર કરે છે, તેનો જ વાણી વડે પછીથી વ્યવહાર કરે છે, અને ત્યાર બાદથી જ દરેક પ્રકારની ક્રિયાઓ કરે છે. પણ મન કરતાં સંકલ્પ મહાન

છે, કારણ કે પ્રથમ સંકલ્પનું સ્ફુરણ થાય છે, અને પછી મન ગતિમાન બને છે. પણ ચિત્ત સંકલ્પ કરતાં પણ મોટું છે, કારણ કે બધા જ સંકલ્પોનું સ્ફુરણ ચિત્ત છે. ધ્યાન ચિત્ત કરતાં શ્રેષ્ઠ છે, કારણ કે ચિત્તની એકાગ્રતા ધ્યાન દ્વારા સિદ્ધ કરી શકાય છે. ચિત્તનાં સ્ફુરણોને અનેક દિશાઓમાં વિખેરાઈ જવા ન દેવાનું સામર્થ્ય ધ્યાનમાં છે. માટે જે જે મહાપુરુષો થયા છે તે ધ્યાનની શક્તિથી જ થયા છે. જગતુ ઝીણવટથી વિશ્વમાં દૃષ્ટિ ફેરવો, તો જણાશે કે પૃથિવી ધ્યાન કરી રહી છે, આકાશ ધ્યાનમાં નિશ્ચેષ્ટ ખડું રહ્યું છે, અને અન્તરિક્ષ અને જળ ધ્યાનમાં લીન–સ્તબ્ધ દેખાય છે, પર્વતો ધ્યાનમાં અડગ–નિશ્ચલ ઊભા છે. માટે ધ્યાન ચિત્ત કરતાં શ્રેષ્ઠ છે. પણ વિજ્ઞાન ધ્યાન કરતાં ય ઉત્તમ છે, કારણ કે દરેક સ્થૂલ સૂક્ષ્મ પદાર્થ માણસ વિજ્ઞાન વડે જાણે છે. વિજ્ઞાન વડે અમુક પદાર્થ જાણ્યા સિવાય, તેનું ધ્યાન સંભવતું જ નથી. પણ વિજ્ઞાન કરતાં બલ મહાન છે. સેંકડો વિજ્ઞાનવાળા માણસોને–જાણકાર માણસોને એક જ બળવાન પુરુષ ડરાવે છે–હંફાવી શકે છે. બળથી ઉત્થાન કરે તો જ માણસ અમુક વસ્તુનું વિજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. માટે બલ વિજ્ઞાન કરતાં ચઢિયાતું છે પણ અન્ન બળ કરતાં મહાન છે, કારણ કે જો દશ દિવસ ખાવાનું ન મળે તો માણસ નિર્બળ થઈ જાય છે, તેનું વિજ્ઞાન ધીમે ધીમે લુપ્ત થઈ જાય છે. તે કશું જાણી શકતો નથી, ધ્યાન કરી શકતો નથી, તેને સંકલ્પ ઊઠતો નથી. તે કોઈ પણ શબ્દનું ઉચ્ચારણ કરી શકતો નથી, તે કોઈ પણ ક્રિયા કરી શકતો નથી. પણ પાણી અન્ન કરતાં મહાન છે, કારણ કે વરસાદ ન પડે તો ધાન્ય ઊગતું નથી, અને અન્ન મળતું નથી. માટે જ જ્યારે વરસાદ પડે છે ત્યારે માણસો, પશુ અને પંખી આનંદિત થાય છે. અને જ્યારે દુકાળ પડે ત્યારે પ્રાણીમાત્રના હોશકોશ ઊડી જાય છે. પણ તેજ પાણી કરતાં ચઢિયાતું છે. જ્યારે વાયુ સ્તબ્ધ થઈ જાય છે, અને આકાશમાં સખત ગરમી ફેલાય છે, ત્યારે લોકો કહે છે કે–ગરમી કહે છે, હવે વરસાદ આવશે. સૂર્ય પોતાનાં તેજ કિરણો દ્વારા આર્દ્રતા ચૂસીને વરસાદને સરજે છે! જ્યારે વીજળી આડી અવળી ચમકીને આકાશમાં તેજધારાઓ પાથરે છે, ત્યારે જ લોકો કહે છે—હવે વરસાદ પડશે. માટે તેજ પાણી કરતાં ચડતી પંક્તિનું છે. પણ તેજ કરતાં આકાશ

આકાશમાં જ સૂર્ય, ચન્દ્ર, વીજળી, નક્ષત્રો આદિ તેજના ગોળાઓ સ્થિતિ કરી રહ્યા છે. આકાશને લઈને જ માણસ સાંભળે છે, ગતિ–આગતિ કરે છે, રતિ માણી શકે છે, જન્મે છે અને બધી જ ક્રિયાઓ કરે છે. માટે તેજ કરતાં આકાશ મહાન છે પણ આકાશ કરતાં સ્મર મહાન છે. ઘણા માણસો ભેગા થયા હોય, પણ જો તેમની સ્મરણશક્તિ જ લુપ્ત થઈ ગઈ હોય, તો નથી કોઈ બોલી શકતું અને તેથી નથી કોઈ કંઈ જ સાંભળી શકતું. શ્રવણ વગર મનન અને વિજ્ઞાન શેનું થાય? માટે આકાશ કરતાં સ્મર મહાન છે. પણ સ્મર કરતાં આશા મોટી છે. કારણ કે આશાથી પ્રજ્વલિત થયેલો સ્મર મંત્રોનું અધ્યયન કરે છે, યજ્ઞાદિક ક્રિયાઓ કરે છે, પશુ વગેરેની ઈચ્છા કરે છે—અરે, આ લોક તથા પરલોકની પણ [illegible]રે છે. માટે આશા સ્મર કરતાં પણ ચઢિયાતી છે. પણ પ્રાણ આશા [illegible] મહાન છે જેમ રથના ચક્રના આરા તેની નાભિમાં આવી કેન્દ્રિત થાય છે તેમ આંતરબાહ્ય સમસ્ત વસ્તુ પ્રાણમાં કેન્દ્રિત થાય છે. પ્રાણ પ્રાણ વડે ગતિ કરે છે, પ્રાણ પ્રાણને આપે છે, પિતા–માતા–ભાઈ–બેન–આચાર્ય–બ્રાહ્મણ–આ સઘળાં પ્રાણરૂપ જ છે. જો પિતા, માતા વિગેરેમાંથી કોઈના તરફ માણસ વધારે પડતું બોલે, તો લોકો તેને પિતૃઘ્ન, માતૃઘ્ન વગેરે નામથી સંબોધે છે. પણ તે જ પિતામાતા અથવા ભાઈબેન પ્રાણથી રહિત થઈ જાય છે, ત્યારે તેમનાં મડદાંને તે માણસ વાંસડા ખોસીને અગ્નિમાં બાળી નાખે તો પણ કોઈ તેને પિતૃઘ્ન માતૃઘ્ન ભ્રાતૃઘ્ન કે સ્વસૃઘ્ન કહેતું નથી માટે જ પ્રાણ જ સર્વથી મહાન છે. પ્રાણને જે સાક્ષાત્સ્વરૂપે ઓળખે છે, તે છાતી ઠોકીને કહી શકે છે કે–મને પ્રાણનું જ્ઞાન થયું છે. લોકો ભલે કહે કે–આ માણસ તો પોતાના જ્ઞાનની ડંફાસ મારે છે. પણ તે પ્રાણના સૂક્ષ્મ જ્ઞાન પ્રાપ્ત કરેલા પુરુષે શરમાવાનું કે કાંઈ પણ સંતાડવાનું કારણ નથી. માણસ જ્યારે ત્યારે છાતી ઠોકીને કંઈ પણ પરત્વે કહે, ત્યારે તે સત્યના પ્રતાપે તેવી હિંમત કરે છે. સત્યના દર્શનમાંથી જ એક પ્રકારની સ્વયંભૂ ખાતરી જાગે છે, માટે સત્ય એ પ્રથમ જિજ્ઞાસાયોગ્ય પદાર્થ છે

પણ માણસ સત્ય ક્યારે બોલે છે? જો તેને અમુક પદાર્થનું વિજ્ઞાન થાય—અનુભવમૂલક જ્ઞાન હોય તો જ તે છાતી ઠોકીને સત્ય બોલી શકે છે.

જેને તેવા પ્રકારનું વિજ્ઞાન નથી હોતું, તે છાતી ઠોકીને સત્ય કહેવાની હિંમત નથી કરી શકતો માટે વિજ્ઞાન એ જિજ્ઞાસા યોગ્ય બીજો પદાર્થ છે.

પણ માણસને વિજ્ઞાન ક્યારે પ્રગટે છે ? જ્યારે તે અમુક પદાર્થનું મનન કરે છે, ત્યારે તેને તેનું વિજ્ઞાન થાય છે. મનન સિવાય વિજ્ઞાન સંભવતું નથી. માટે મતિ એ ત્રીજો જિજ્ઞાસાયોગ્ય પદાર્થ છે.

પણ માણસ અમુક પદાર્થનું મનન ક્યારે કરે છે ? જો તેને તે પદાર્થ ઉપર શ્રદ્ધા હોય તો. જે પદાર્થ પર માણસને શ્રદ્ધા નથી, તેનું તે મનન કરતો નથી, માટે શ્રદ્ધા શી ચીજ છે તે જાણવા જેવો ચોથો પદાર્થ છે.

પણ માણસ અમુક પદાર્થ પર ક્યારે શ્રદ્ધા કરે છે ? જ્યારે તેને તે પદાર્થ પર નિષ્ઠા થાય છે, ત્યારે તે તેમાં શ્રદ્ધા રાખે છે. નિષ્ઠા વગર શ્રદ્ધા સંભવતી નથી માટે નિષ્ઠા એ પાંચમો જિજ્ઞાસાયોગ્ય પદાર્થ છે.

પણ નિષ્ઠા ક્યારે ઊપજે છે ? જ્યારે માણસ અમુક પદાર્થના સંબંધમાં કાંઈ પણ કૃતિ કરે, ત્યારે તેને નિષ્ઠા બંધાય છે. કૃતિ સિવાય નિષ્ઠા સંભવતી નથી. માટે કૃતિ એ છઠ્ઠો જિજ્ઞાસાયોગ્ય પદાર્થ છે

પણ માણસ અમુક પદાર્થના સંબંધમાં કૃતિ ક્યારે કરવા લાગે છે ? જ્યારે તેને તેમાંથી સુખ પ્રાપ્ત થાય છે ત્યારે. જો અમુક વસ્તુમાંથી તેને સુખ ન મળતું હોય, તો તે તે વિષયમાં કોઇ દિવસ કૃતિ કરે નહિ. માટે સુખ એ સાતમો જિજ્ઞાસાયોગ્ય પદાર્થ છે.

હવે સુખ શેમાં છે તેનો વિચાર કરીએ. સંસારના સઘળા પદાર્થો અલ્પ છે. તે નાશવંત છે. તેમનાથી થોડા કાળ માટે, થોડીક માત્રાનું સુખ પ્રાપ્ત થાય એ સંભવે. પણ તેમનામાં ચઢતી ઊતરતી શ્રેણીના અનેક પદાર્થો હોવાથી, અમુક પદાર્થ માણસને મળે એટલે તે તેનાથી ચઢતી શ્રેણીના પદાર્થ માટે ઝંખે—આ રીતે તેને કામનાનું દુઃખ વળગે છે, પોતાના કરતાં અધિક સુખવાળા માટે અદેખાઈ પણ પ્રગટે છે. પોતાના કરતાં ન્યૂન સુખવાળા માણસ તરફ તુચ્છકારની બુદ્ધિ થવા પણ સંભવ છે. વળી આ સાંસારિક પદાર્થોના ઉપભોગથી માણસની ઇન્દ્રિયશક્તિ અને મનોબળ ક્ષીણ થાય છે. આ રીતે જોતાં આ અલ્પસુખ પણ અનેક દોષોથી દૂષિત છે. માટે જ જ્યારે નચિકેતાનાં વૈરાગ્યવિવેકની પરીક્ષા કરવા મહારાજા યમદેવ તેને પૈસો ટકો, અપ્સરાઓ, લાંબું આયુષ્ય, સંગીત, હાથીઘોડા વગેરે પદાર્થોની લાલચ આપે

છે ત્યારે આર્યબાળક નચિકેતા જવાબ આપે છે કે:—

श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्सर्वेन्द्रियाणां जरयन्ति तेजः ।
अपि सर्वं जीवितमल्पमेव तवैव वाहास्तव नृत्यगीते ॥

હે યમદેવ, આ તમે જેની લાલચ આપી તે સાંસારિક સુખના પદાર્થો નાશવંત છે. અને માણસની ઇન્દ્રિયોના તેજને હણી લેનારા છે. ઞ આ સઘળું જીવન જ અલ્પ છે. માટે તમારા નૃત્યગીત તમને જ મુબારક હો ।

એ રીતે વિચાર કરતાં સંસારના પદાર્થો અલ્પ છે. તેમાં સાચું સુખ નથી જે ભૂમા છે, મહાન છે, સર્વવ્યાપક તત્ત્વ છે, તેમાં જ સુખ છે. [illegible] ભૂમા એ આકરો, ઉંચો અને ઉત્કૃષ્ટમાં સૌથી ઉત્તમ એવો જિજ્ઞાસા- [illegible] છે. તે ભૂમા શું ચીજ છે? જ્યાં માણસ પોતાથી બીજી કોઈ [illegible] નથી, સાંભળતો નથી, જાણતો નથી તે ભૂમા છે. જ્યાં માણસ અન્ય બીજી કોઈ વસ્તુને જુએ છે, સાંભળે છે, જાણે છે તે અલ્પ છે. આ રીતે વિચારતાં ભૂમા એટલે સર્વવ્યાપક પરમાત્મતત્ત્વ, જે પોતાના મહિમામાં જ પ્રતિષ્ઠિત છે, જ્યાં અભેદભાવ સભરભર્યો વિલસે છે, જે ઉપર નીચે, ઉત્તર દક્ષિણમાં, પૂર્વ પશ્ચિમમાં—બધે જ વ્યાપી રહ્યું છે, જે અમર અને અભય છે, જેનો અનુભવ કરીને જ્ઞાની પુરુષો આત્મામાં જ રતિ, ક્રીડા અને મૈથુનના આનન્દ પ્રાપ્ત કરે છે, તેવું એ મહાન તત્ત્વ છે. તે ભૂમા જ સુખરૂપ પદાર્થ છે તેના આનંદની એક કણિકા માત્ર પ્રાપ્ત કરીને આ સંસારમાં મનુષ્યો પોતાની લોકયાત્રા નભાવ્યે જાય છે. તે આનંદમાંથી જ આ જગત ઉત્પન્ન થયું છે, તેના વડે જ નભી રહ્યું છે, અને અંતકાળે તેમાં જ લીન થવાનું છે. તેના કરતાં અધિક બીજું સુખ નથી, કારણ કે તેનાથી ભિન્ન એવો બીજો કોઈ પદાર્થ નથી. તે મહાન સુખ એ જિજ્ઞાસા કરવા યોગ્ય શ્રેષ્ઠતમ પદાર્થ છે. સર્વે સમજુ, વિવેકી મનુષ્યોએ તે તત્ત્વને પ્રાપ્ત કરવા માટે જ પોતાની સ્થૂલ તથા સૂક્ષ્મ શક્તિઓનો ઉપયોગ કરવો જોઈએ.

卐

# સ્વપ્નામાં ચિત્તના સંસ્કારોનો ક્ષય

લેખક :—શ્રી. હેમન્તકુમાર નીલકંઠ



જ્યારે આપણે ઊંઘમાં હોઈએ છીએ ત્યારે મન સિવાયની સ્થૂળ દસે ઇંદ્રિયો થોડા વત્તા પ્રમાણમાં પોતપોતાના કામમાં જાગૃતપણે રહેલી હોતી નથી. પણ તેથી કંઈ તે તે ઇંદ્રિયોમાંથી સૂક્ષ્મપણે રસ લેવાની વૃત્તિ ઊંઘમાં ચાલી ગઈ હોતી નથી. ઊલટું ઇંદ્રિયોનું સ્થૂલપણું નીકળી ગયેલું હોવાથી ચિત્તમાંથી ઊઠેલા સંસ્કારો, વૃત્તિઓ અને તેમાં રહેલો રસ આપણી જાગૃત દશા કરતાં ઘણા બળવત્તર પ્રમાણમાં ભોગવાતાં રહે છે. આવી સ્થિતિમાં જે સંસ્કારો ચિત્તમાંથી ઊઠયા હોય તેમાં આપણે સવિશેષ પ્રવૃત્ત રહ્યાં કરીએ છીએ અને તેથી વધારે બંધનમાં જકડાયા કરતા હોઈએ છીએ.

પરંતુ જેમ જાગૃત દશામાં, આપણને ઊઠતા વિચારોની આસક્તિમાં આપણે ન રહીએ અને તેને પરિણામે ઊઠેલા વિચારોમાં આપણું મન ન પરોવીએ અને રસ લેતા બંધ થઈએ તો જ ધ્યાનમાં ઊઠતા એક વિચાર સાથે બીજા વિચારને સંકળાવા દેતા અટકાવી શકીએ છીએ તેવું જ આ દશાનું પણ છે. જાગૃત દશામાં, સાધક જેમ જેમ ભગવાનની કૃપાથી નિરાસક્ત બનતો જાય છે તેમ તેમ તેનું વિચારોની સાંકળ જોડવાનું બંધ થાય છે. જે સંપૂર્ણ નિરાસક્ત બને છે તેને વિચારો કર્યા પછી કામમાં પેસવાનું બનતું નથી. તે તો આપમેળેજ—સહજપણે—સરળપણે પોતાનાં કાર્યો કરતો હોય છે. તેમ છતાં એવાને પણ પ્રારબ્ધ રહેલું હોય છે. એવો માણસ ચિત્તમાં પડી રહેલા પ્રારબ્ધના સંસ્કારોને સ્વપ્નામાં સ્ફુરાવી સ્ફુરાવીને અથવા એ સંસ્કારો પોતાના સ્વભાવ પ્રમાણે સ્વપ્નામાં ઊઠે ત્યારે સ્વપ્નામાં પણ તે પ્રતિ તટસ્થ રહીને, તેમાં રસ ન લઈને, તે સંસ્કારોને આપોઆપ ભોગવાઈ જવા દે છે. આવી રીતે આપોઆપ ભોગવાઈ ગયેલા સંસ્કારો નવું કર્મ-બંધન ઊભું

કરતા નથી. આમ જ્યારે જ્યારે વિચારો કે સંસ્કારો આપણને સ્પર્શ કર્યા વિના, આપણને લેપ લગાડ્યા વિના આપોઆપ વહી જાય ત્યારે ત્યારે આપણે તેટલા પ્રમાણમાં ખાલી થતા જઈશું એવી રીતે ઉપર જણાવેલી સ્થિતિનો સાધક પોતાના ચિત્તમાં પડેલા બધા ય સંસ્કારોને ખાલી કરી નાખે છે. પોતાના પ્રારબ્ધને ભોગવી નાખવાનો એક આ પણ રસ્તો છે એમ માનવું નથી. આ ઉપરથી સમજાય છે કે જાગૃત દશામાં ઊઠતા વિચારોની સાં આપણે સાંકળો ન જોડીએ તો આપોઆપ આપણામાં તટસ્થતા કેળવાતી જશે અને આ તટસ્થતા આ ગુણને સ્વપ્નાંની બાબતમાં પણ ઉપયોગી થઈ પડશે સ્વાભાવિક રીતે જ આથી આપણી આસક્તિ પણ ઘટશે એટલે વિચારોને સાથે સાંકળી ન જોડવી એ સાધનાનું એક મુખ્ય અંગ છે. અવારનવાર તેથી સાધકે એ બાબતમાં, જ્યારે જ્યારે તે તેવી માનસિક સ્થિતિમાં (સાંકળ જોડવાની) આવી પડે ત્યારે, જાગૃતિ રાખ્યા કરવી પરંતુ તે તરફ જ ભાર એણે આપ્યા ન કરવો, ભાર તો એણે સાધનામાં જ આપ્યા કરવાનો રાખવો જોઈએ સાધનાના જોશમાં કે જોશને લીધે જ અથવા સાધનાથી નીપજતાં પરિણામને લીધે જ આપોઆપ તેની તેવી સ્થિતિ થવાની છે, એમ તેણે જાણવું. તેમ છતાં પણ જ્યારે વિચારોની સાંકળોમાં પરોવાતા હોઈએ અને તેનો ખ્યાલ આવે ત્યારે તેણે ચેતી જવું જોઈશે.

પરંતુ જેણે જીવનની સાધનાની શરૂઆત કરી છે એવા સાધકોને ઊંઘમાં જે જે સંસ્કારો ઊઠે તે તે સંસ્કારોમાં પોતાનું મન ના જાય એવી હૃદયની જાગૃતિ જો તેની રહી શકતી હોય તો જ તેમાં ન ભેળવાઈ શકે. આ ઉપરથી સાધક દિવસના સર્વ વ્યવહારમાં કાળજીપૂર્વક અભ્યાસથી તે તે બધું કરતો હોવા છતાં તેમાં આસક્તિ રાખ્યા વિના, ના ભોગવવાનો પ્રયાસ કર્યા કરશે, એટલે કે તે તે કાર્યમાં ગુરુની ભાવના રાખીને પ્રવર્તવા મથ્યા કરશે તો તેમાં જેટલો તે સફળ થશે તેટલે અંશે તેના આધારે રાતના ઊંઘમાંના સ્વપ્નામાં; તેમજ તે વખતના સંસ્કારોમાં અલગપણે રહી શકવાને સમર્થ નીવડશે. વળી ઊંઘની જરૂર શરીરને જ છે. પણ 'પ્રાણ' અથવા તો એવું જે સૂક્ષ્મ તત્ત્વ અંદર પડેલું છે અને જેને આપણે કર્મનું પ્રેરક તત્ત્વ કહીએ છીએ, તે તો ઊંઘતું હોતું નથી એટલે એવી ઊંઘમાં આપણને 'આપણું' ભાન રહે.

આપણે સચેતન રહીએ એવી ઊંઘની સ્થિતિ સાધકની થઈ જાય એ ઘણું જરૂરનું છે. ને એની મહત્તા વધારે ને વધારે જ્યારે સાધકને સમજાશે ત્યારે તે એને મેળવ્યા વિના રહેવાનો નથી. આને માટે તે સૂતા પહેલાં અને દિવસ-દરમ્યાન પણ ખૂબ ઝંખનાપૂર્વક હૃદયના ઊંડાણમાંથી પ્રેરાઈને પ્રાર્થના કરશે અને એક પણ દિવસ તેવી પ્રાર્થના કર્યા વિના તેને ચેન નહિ પડે.

એવા સાધકને દિવસમાં જેટલી જાગૃતિ હોય છે તેના કરતાં વધારે જાગૃતિ તે રાત્રે રાખી શકશે. અને આમ રાત્રે જાગૃતિથી મેળવેલું બળ તેના દિવસના વ્યવહારમાં તટસ્થતા જાળવવા માટે ઉપયોગનું થઈ પડશે. આમ સાધક જ્યારે ઊંઘમાં રાત્રીના વખતમાં અંતરમાં જાગૃતિ અનુભવ્યાં કરતો હોય છે ત્યારે ચિત્તમાંના ઊઠતા સંસ્કારો કે જે સ્વપ્ના વાટે અથવા બીજી રીતે વ્યક્ત થતા હોય છે તેને રસથી ભોગવવામાં મંડ્યો રહેશે નહિ. પરંતુ તે તેનાથી અલગ રહેવાને સતત પ્રયત્નશીલ રહેશે. એટલે સાધકે દિવસના વ્યવહારમાં કશામાં આંકળ રૂપે ન જોડાઈ જવાય કે આવતા વિચારો કે સંસ્કારોમાં ભેળવાઈ ન જવાય તે માટે સતત જાગૃતિ રાખવી. તે તો જ બનશે કે જો એ પોતાનાં બધાં જ કામો પોતાની સાધનાની દૃષ્ટિએ કરશે અને તે પ્રથમ-મધ્યમ અને અંતમાં ગુરુની ભાવનાની અથવા તો ભગવાનની ભાવનાની સાથે સંકળાઈને કરશે; તો તેમાં પોતાનું अहम् તથા આસક્તિ અને આગ્રહો ઘટવાના ઘણા જ સંભવે છે. વળી કામની સાથે તેના વિચારો ઝાઝા ન ઊઠવા જોઈએ. પરંતુ તે કામ ગુરુનું છે અને તેની ભાવનાને કેવું રૂચશે અને મારી સાધનાનો હેતુ તેનાથી કેવી રીતે બર આવશે તેટલું જ એક વાર વિચારી લઈને પછી તેમાં તેણે કશી સબડખ ન રહેવા દેવી ઘટે. અને તે કરતાં સાથે સાથે જ ગુરુની ભાવના રહ્યાં કરે એવો અભ્યાસ તેણે કેળવવો જોઈએ.

શ્રી

# બ્રહ્મસૂત્ર

આચાર્ય ચૂડામણિ શ્રી શંકરાચાર્યના ભાષ્યનો યથાસમ્મત સુધી

સરળ ગુજરાતી ભાષાનુવાદ

પ્રયોજક :–શ્રી રમણીક એ. મહેતા

શ્રી

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकमानाय नमः शान्ताय तेजसे ॥
शंकरं शंकराचार्यं केशवं बादरायणम् ।
सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥

શિષ્ય :–ગુરુદેવ, આપે કહ્યું હતું કે હું બ્રહ્મસૂત્ર સમજાવીશ. આપ આજથી જ તે શરૂ કરો તો કેમ ? આજનો દિવસ માંગલિક છે. આપ આજે જ તેનો આરંભ કરો તો ઉત્તમ.

ગુરુ :–વત્સ ! ઉત્તમ. હું તે આજથી જ શરૂ કરનાર હતો. પણ તેં પોતે જિજ્ઞાસા દાખવી તેથી આનંદ થયો. વાત એમ છે કે બ્રહ્મ સૂત્રનો આરંભ કરીએ ત્યારે પહેલા કેટલીક પ્રકીર્ણ બાબતો જાણવાની જરૂર છે. એથી સમજવાનું સુલભ થશે.

## પ્રકીર્ણ બાબતો

શિષ્ય :–તે કયી બાબતો ?

ગુરુ :–વત્સ, ધૈર્ય રાખ. હું કંઈ લાંબી વિગતો કે પુસ્તકો ભણવાનું તને કહેવાનો નથી, આ સિવાય તે ગ્રંથોની લાંબી વિગતોમાં પણ ઊતરનાર નથી. કેટલીક આવશ્યક બાબતો જાણ્યા સિવાય સૂત્રોનો મર્મ બરાબર સમજી શકાશે નહિ

શિષ્ય :–ગુરુદેવ, જેવી આપની ઇચ્છા.

ગુરૂ :–આર્યદર્શનનો આધાર વેદ છે. તેને શ્રુતિ પણ કહે છે. અનાદિ કાળથી જે તત્ત્વોપદેશ શ્રુત થતો આવે છે તે શ્રુતિ=વેદ. સર્વજ્ઞશિરોમણિ શ્રી મધુસૂદન સરસ્વતી તેમના 'પ્રસ્થાનભેદ'માં કહે છે કે :–' જે વાક્ય કોઈ પુરૂષે રચેલું ન હોય, જે ધર્મ અથવા બ્રહ્મ એ બેમાંથી એકનું પ્રતિપાદક હોય, જે પ્રમાણસ્વરૂપ હોય અર્થાત્ કે જેના વડે નિશ્ચયાત્મક શાબ્દબોધ થતો હોય તે વેદ.'

શિષ્ય :–ગુરૂદેવ, તો આપ વેદ અપૌરૂષેય માનતા હો તેમ લાગે છે. પણ તે સિદ્ધ શી રીતે થઇ શકશી ?

ગુરૂ :–હું માનું છું એ જૂની વાત છે. આર્યદર્શનમાં જેઓ નિરીશ્વરવાદી છે તેવા પણ વેદને અપૌરૂષેય માને છે. પૂર્વમીમાંસકો જેઓ ઇશ્વરનો સ્વીકાર કરતા નથી, તેવા પણ વેદને અપૌરૂષેય માને છે. સમર્થ આચાર્યો તર્કથી વેદને અપૌરૂષેય સિદ્ધ કરે છે. પણ તે વાદ કઠિન છે. હમણાં તને તે નહીં સમજાય. હમણાં તો તું એટલું માની લે કે વેદ અપૌરૂષેય છે, એવો હિંદુઓનો વિશ્વાસ છે.

વત્સ, સગવડ ખાતર વેદને ચાર ભાગમાં વિભક્ત કરેલ છે. ઋગ્, યજુર્, સામ, અને અથર્વ. પ્રત્યેક વેદના મુખ્ય બે ભાગ છે. ૧ મંત્રભાગ અને ૨ બ્રાહ્મણભાગ. મંત્રભાગને સંહિતા પણ કહે છે. પહેલો કર્મપ્રધાન છે જ્યારે બીજો જ્ઞાનપ્રધાન છે. જે જ્ઞાનપ્રધાન છે તેને ઉપનિષદ્ પણ કહે છે. ઉપનિષદોની સંખ્યા મોટી છે; પણ, આચાર્ય શ્રી શંકરે જેના પર ભાષ્યરચના કરી છે તે દસ ઉપનિષદોને પ્રાચીન અને પ્રમાણુતમ (cannonical) આપણા વિદ્વાનો માને છે. ઉપનિષદો બ્રહ્મવિદ્યાને જ પ્રતિપાદિત કરે છે. આત્મૈક્યને જ અવબોધે છે.

શિષ્ય :–ગુરૂદેવ, આપે કહ્યું કે વેદમા કર્મ અને જ્ઞાન બન્ને છે. તો પછી કર્મો કરતાં રહેવું કે જ્ઞાનમાર્ગે લાગવું ?

ગુરૂ :–વેદમાં કર્મ અને જ્ઞાન બન્ને પ્રતિપાદિત છે. આચાર્ય શ્રી શંકર ગીતાભાષ્યમાં કહે છે કે :–**द्विविधो हि वेदोक्तो धर्मः; प्रवृत्तिलक्षणो निवृत्तिलक्षणश्च।** અર્થાત્ કે પ્રવૃત્તિ લક્ષણ–યાગદાનરૂપ અને બીજો નિવૃત્તિલક્ષણ જ્ઞાનવૈરાગ્યરૂપ. એ બેમાંથી કયો આચરવો એ તને આગળ જતાં

ગુરુ:—કેટલીક વ્યાખ્યા જેમ કે સૂત્ર એટલે શું ? અધિકરણ કોને કહે છે ? ભાષ્યનો અર્થ શો વગેરે. જેમાં થોડા અક્ષર હોય, અસંદિગ્ધ = જેમાં કંઇ સંશય યુક્ત ન હોય જે સર્વ બાજુએ સારયુક્ત, સરળ અને નિર્દોષ હોય તેને સૂત્રવેત્તા—સૂત્રના જાણનાર—' સૂત્ર ' કહે છે.

શિષ્ય—અને અધિકરણ કોને કહે છે !

ગુરુ —વત્સ ! હું તે પણ કહું છું. પાંચ અવયવોના બનેલા વાક્યસમુદાયને અધિકરણ કહે છે પાંચ અંગો કે અવયવો આ પ્રમાણે છે: ૧, વિષય=જેનું પ્રતિપાદન કરવું હોય તે વિચારયોગ્ય વાક્ય ૨, વિશય= સંશય–આનો આમ અર્થ છે કે નહી એવો વિકલ્પ–શંકા. ૩, પૂર્વપક્ષ= જે વાસ્તવિક અર્થ હોય તેને વિરોધી તર્ક. ૪, ઉત્તરપક્ષ=પૂર્વપક્ષની યુક્તિનું ખંડન કરી, સત્યપક્ષને અનુકૂળ તર્ક. ૫, નિર્ણય=વાક્યના અર્થનો તાત્પર્યનિર્ણય. આ પ્રમાણે શ્રી બ્રહ્મસૂત્રના પ્રત્યેક પાદમાં સમાન વિષય પ્રતિપાદન કરનાર સૂત્રસમુદાયને અધિકરણ કહે છે. હવે ભાષ્ય એટલે જેમાં સૂત્રોને અનુસરતાં પદો વડે સૂત્રનો અર્થ જણાવવામાં આવ્યો હોય તથા સ્વપદનું પણ વર્ણન હોય, અર્થાત્ જેમાં કંઇ વિસ્તારપૂર્વક ટીકા કરવામાં આવી હોય તેને ભાષ્યનું તત્ત્વ જાણનાર ભાષ્ય કહે છે.

શિષ્ય:—ગુરુદેવ, આચાર્ય શ્રી શંકરને ભાષ્યકાર તરીકે સામાન્ય રીતે સંબોધે છે, તેનું કારણ શું ? એમને જ ભાષ્યકાર શા માટે કહે છે?

ગુરુ—વત્સ, ઠીક સવાલ કર્યો શ્રી આચાર્ય શંકરનો પ્રાદુર્ભાવ થયો ત્યાર પહેલા ' બ્રહ્મસૂત્ર ' પર ભાષ્ય કોઇના હોવા જોઇએ એમ કેટલાક માને છે, પણ હજી સુધી તે ભાષ્યો મળી આવ્યાં નથી. આથી બ્રહ્મસૂત્ર પર તેમનું પ્રથમ ભાષ્ય છે ઉપરાંત આચાર્ય ચૂડામણિ શ્રી શંકરે પ્રસ્થાનત્રય પર ભાષ્યો રચ્યાં છે. તેમનું પ્રથમ ભાષ્ય છે અને અત્યુત્કૃષ્ટ છે તેથી તેમને ' ભાષ્યકાર ' કે ' ભગવાન ભાષ્યકાર ' કહે છે. એ સર્વથા સાર્થ છે. સંસ્કૃત પંડિતોમાં ' ભાષ્યકાર' કહેવાથી શ્રી શંકરાચાર્ય; વાર્તિકકાર કહેવાથી શ્રી સુરેશ્વરાચાર્ય અને વિવરણકાર કહેવાથી શ્રી પ્રકાશાત્મમુનિ મનાય છે.

શિષ્ય :—ગુરુદેવ, આપ આચાર્ય શ્રી શંકરને ' આચાર્યચૂડામણિ ' કેમ સંબોધો છો ?

ગુરુ—વત્સ ! હિંદુસ્તાનના ઇતિહાસ–પ્રાચીન ઇતિહાસ પર નજર નાંખ. એક સમયે અમસ્ત દેશમાં વૈદિક ધર્મની પતાકા ફરકતી હતી. પછી ભગવાન શ્રી બુદ્ધનો પ્રાદુર્ભાવ થયો. વૈદિક ધર્મનો લોપ થવા માંડયો પુનાની ફર્ગ્યુસન કોલેજના વિદ્વાન પ્રોફેસર શ્રી વાસુદેવ વિશ્વનાથ ગોખલેએ થોડા સમય પર આપેલા ભાષણમાં કહ્યું હતું કે " બ્રાહ્મણો પણ આ નવા ધર્મ પ્રત્યે આદર બુદ્ધિથી જોવા માંડયા......અશ્વઘોષ પછી બૌદ્ધોમા જે વિદ્વાન બ્રાહ્મણોની ભરતી થવા લાગી તે કેટલાક સમય સુધી ચાલુ હતી. બૌદ્ધ ધર્મ પ્રત્યે વળેલો આ બ્રાહ્મણ પંડિતોનો પ્રવાહ આઠમા સૈકામાં શ્રી શંકરાચાર્યે પોતાના પ્રાસાદિક અને પ્રભાવી વકતૃત્વથી બંધ પાડયો. " શ્રી દેવેન્દ્રવિજય વસુ કહે છે કે, " શ્રી શંકરના પ્રભાવથી જ આપણા દેશમાં મોક્ષમાર્ગ પ્રવર્તે છે. તેમના સકલ કાર્યોની તુલના કોઈ કાળે કોઈ દેશમાં મળતી નથી. "

વત્સ ! આચાર્ય શ્રી શંકરે જે મહાન કાર્ય કર્યું છે તે એ કે હિંદુધર્મ, હિંદુ સંસ્કૃતિ. હિંદુ જાતિને નષ્ટપ્રાય થતી અટકાવી. પ્રજાજીવનમાં નવચેતન રેડી તેને પ્રાણવાન બનાવી. તું તો જાણે છે કે જાવાનાં મહાકાવ્ય રામાયણ અને મહાભારત છે. જાવામાં આર્ય સંસ્કૃતિ ફેલાઇ હતી. પાછળથી સમસ્ત પ્રજા બૌદ્ધ બની અને ત્યાર બાદ બૌદ્ધ ધર્મનો લોપ થયો અને અત્યારે પ્રજાએ ઇસ્લામ ધર્મ ગ્રહણ કર્યો છે. કેવી દુર્દશા ! બૌદ્ધ ધર્મમાં વિદ્વાનો, તાર્કિકો અને સમર્થ પુરુષો હતા. તેમની સામે એકલા ટક્કર લઈ, પોતાના અદ્વિતીય પાંડિત્યથી ટક્કર આપી હિંદુત્વની રક્ષા કરી. જો આ મહાસમર્થ અને પરમપૂજનીય વ્યક્તિએ આ ભગીરથ કાર્ય સિદ્ધ કર્યું ન હોત તો, હિંદુ જાતિ કદાચ ન હોત અને બીજા આચાર્યો પોતાના સંપ્રદાયની સ્થાપના પણ ન કરી શકયા હોત. આવી અનન્ય દેશસેવા અને જનસેવા કરનારને આચાર્યચૂડામણિ કહેવું કેવળ ન્યાય્ય છે. અસ્તુ.

શિષ્ય :–ગુરુદેવ ! આપ કહેતા હતા કે ' ચતુઃસૂત્રી ' સમજાવીશ; ચતુઃસૂત્રી એટલે શું ?

ગુરુ :–બ્રહ્મસૂત્રનાં પહેલાં ચાર સૂત્રોને 'ચતુઃસૂત્રી' કહે છે. શાંકર સિદ્ધાંત સમજવા માટે, અધ્યાસભાષ્ય, ચતુઃસૂત્રી સુધીનું ભાષ્ય, પહેલા અધ્યાયનો ચોથો પાદ, બીજા અધ્યાયનો પહેલો અને બીજો પાદ, શ્રી ગીતાપરનું તેમનું

તાત્પર્યનિર્ણયાત્મક-ઉપોદ્ઘાત અને ઉપસંહારભાષ્ય વાચવા જોઇએ

શિષ્ય —તો પછી સમગ્ર બ્રહ્મસૂત્ર વાંચવાની અગત્ય નથી, એમજને ?

ગુરુ —નહીં, વત્સ, એમ નથી ટૂંકમાં જેને શાંકર અદ્વૈત શું છે તે સમજવું હોય તેણે ઓછામા ઓછું એટલુ વાંચી લેવુ બાકી બ્રહ્મસૂત્ર સમગ્ર વાંચવુ એ ઉત્તમ છે એટલુ જ નહિ, પણ દશ ઉપનિષદોના ભાષ્ય-પણ અવલોકવા

ગુરુ —આચાર્ય શ્રી શકરે બ્રહ્મસૂત્રના પ્રારભમા ઉપોદ્ઘાત લખ્યો છે આને કોઇ અધ્યાસ ગ્રથ ' કે 'અધ્યાસવાદ' કહે છે શાકર અદ્વૈતનો એ પાયો છે યતીન્દ્ર શ્રી શકરે અધ્યાસમાં જીવ સચ્ચિદાનદ હોવા છતા શા માટે દુખી થાય છે તેની સૂક્ષ્મ મીમાસા કરી છે અધ્યાસવાદની શાશ્વ લલિત, શ્રુતિસુખાવહ, અને મનોમુગ્ધકારી છે, એમ વિદ્વાનો પ્રાચ્ય તેમ જ પાશ્ચાત્યનુ કહેવુ છે*

"સસ્કૃત ગદ્ય સાહિત્યમા વિચારના ગાંભીર્યમા, શબ્દના માધુર્યમા, તર્કની ચમત્કૃતિવાળી પદ્ધતિમાં, સમાન કક્ષામા બેસે એવુ શાકર ભાષ્ય જેવુ બીજુ ગદ્ય નથી "

અને કેટલાક સાધુ પુરુષો મળેલા, જે પરધર્મી હોવા છતા અધ્યાસ

* જુઓ "હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ' ઉત્તરાર્ધ પૃ ૧૯૩ કર્તા સ્વ શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ

His style is one of the marvels of the world It has a clearness and a terseness that are matched only by the clarity and profundity of his ideas

K S Ramaswami Shastri B A B L

But I must warn you that his (Shankar's) style though much more like the style of ordinary book is hard to follow and requires the same effort and attention, which we have to bestow on the intricate arguments of Aristotle and Kant

પોલ ડ્યૂસેન Vedant Philosophy p 62

વાદની પ્રશંસા મુક્ત કંઠે કરતા હતા. અસ્તુ.

શિષ્ય :-ગુરુદેવ ! એ ખરી વાત છે કે આચાર્યશ્રીએ ગ્રંથના પ્રારંભમાં મંગળાચરણ કર્યું નથી.

ગુરૂ :-વત્સ ! ટીકાકારો ! કહે છે કે મંગળાચરણ કર્યું છે; પણ, દષ્ટ મંગળાચરણ કર્યું નથી. એક શ્રુતિવાક્ય છે કે 'स्वर्गकामो यजेत' આ શ્રુતિ કર્મ કરવાનું-યજ્ઞ કરવાનું વિધાન ગૃહસ્થોને કરે છે; યતિને નહીં. તે પ્રમાણે 'समाप्तिकामो मंगलमाचरेत्' આ શ્રુતિ પણ સવિઘ્ન પુરૂષોને મંગળાચરણ કરવાનું વિધાન કરે છે. વિઘ્નનો અત્યંત અભાવ હોય તેવા પુરૂષોને નહીં.

શિષ્ય :-મંગળાચરણ કર્યું છે, એમ જેઓ કહે છે, તે શા આધારે કહે છે ?

ગુરૂ :-"सुतरामितरेतर भावानुपपत्तिः" ઉપોદ્‌ઘાતના પ્રારંભમાં અહીં ચિન્માત્ર આત્માનું સ્મરણ કર્યું છે, એમ ટીકાકારો કહે છે. વત્સ, ભાષ્ય કઠિન છે. મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે સરળ ભાષામાં સમજાવવા યત્ન કરીશ; કિંતુ, અધ્યાસવાદનો-વેદાંતસૂત્ર પર ભગવાન ભાષ્યકારના ઉપોદ્‌ઘાતના પ્રારંભના અંશનો અનુવાદ કરૂં છું. પછી આપણે ભાષ્યના મર્મને જ સ્પર્શીશું.

( અપૂર્ણ )



# પરમપુરુષાર્થ

( છટ્ઠા અંકથી ચાલુ )

લેખકઃ-સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી



આત્માનુ સ્વરૂપ અચિન્ત્ય છે, અવ્યક્ત છે. અનંતરૂપવાળું છે, શિવરૂપ, પ્રશાન્ત છે, અમૃતરૂપ છે. આત્મા આદિ, મધ્ય અને અંતથી રહિત છે, અદ્ભુત છે આ આત્મા જ બ્રહ્મા છે. શિવ છે, વિષ્ણુ છે ( સર્વત્ર વ્યાપક ) શક્તિ છે તે જ પ્રાણરૂપે, કાળરૂપે, સૂર્યરૂપે, ચંદ્રમારૂપે ભાસે છે તે જ સર્વરૂપે, ભૂત, ભવિષ્ય, વર્તમાનરૂપે અને સનાતનરૂપે છે. આ આત્માના અપરોક્ષાનુભવથી જ મુક્તિ મળે છે. આવો પુરુષ જ મૃત્યુનું અતિક્રમણ કરે છે. આ સિવાય અન્ય કોઇ પણ મુક્તિનો માર્ગ નથી. સર્વ ભૂતમાત્રને વિશે આત્મા રહેલો છે અને આત્મામા જ સર્વ ભૂતો રહેલા છે એમ જે જાણે છે તેને જ પરમ બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે, અન્યને નહી. "ત્રણે અવસ્થામા ભોક્તા, ભોગ્ય, અને ભોગરૂપે બનવા છતાં પણ સર્વથી વિલક્ષણ હુ છુ, મારામાથી જ સર્વનો પ્રભવ થયો છે, મારામા જ સર્વની સ્થિતિ છે, મારામાં જ સર્વનો લય છે. આ અદ્વય બ્રહ્મરૂપ હું પોતે જ છુ-આવો અનુભવ થવો એ જ આત્મજ્ઞાન. હું અણુથી પણ અણુ છુ, મહાનરૂપે પણ હુ જ છું, વિચિત્ર વિશ્વરૂપ પણ હું જ છુ, દ્વયપણાથી રહિત એવા આત્મારૂપ હુ જ છું. અચિંત્ય શક્તિવાળો પણ હુ જ છું, હુ જ ચિતરૂપ, તથા નિત્યરૂપ છુ. વેદો વડે જાણવા યોગ્ય હુ જ છું, વેદાંતનો કરનાર પણ હું જ છું. મને પુણ્ય નથી, પાપ નથી, મારો નાશ નથી, જન્મ નથી, તેમ હુ દેહ, ઇન્દ્રિય, બુદ્ધિ પણ નથી, હું ભૂમિ નથી, વહ્નિ નથી, જળ નથી, વાયુ નથી, આકાશ નથી, હું સર્વના સાક્ષીરૂપે જ છું." આવી ભાવના સતત્ કરવાથી જ્ઞાનની પ્રાપ્તિ તથા સંસારસાગરનો સદંતર નાશ થાય છે. આત્મામાં જ્ઞાન,

આનંદ ઉપરાંત શક્તિ પણ છે ને હોવી જ જોઈએ. શક્તિ એ જ્ઞાનથી ભિન્ન વસ્તુ નથી. જ્ઞાનનું ક્રિયાત્મક સ્વરૂપ એ જ શક્તિ. બ્રહ્મસૂત્રમાં ફલાધ્યાયમાં આ વિશે ચર્ચા કરતાં ઋષિ બાદરાયણ કહે છે કે ચિન્માત્ર ભાવ સાથે ઐશ્વર્યાદિ ભાવનો વિરોધ નથી. મુક્ત પુરુષ નિર્વિશેષ તથા સવિશેષ ભાવવાળો રહી શકે છે. આ મુક્ત પુરુષની આંતરિક ભૂમિકા છે. જે માણસ આ અવસ્થાએ પહોંચ્યો હોય તે જ આ સ્થિતિ સમજી શકે તથા તે જ આવા પુરુષને જાણી શકે. તેથી શ્રી ગીતાજીમાં તથા અન્ય પુસ્તકોમા બાહ્ય લક્ષણો જે આપવામાં આવ્યાં છે, તે ઉપરથી આવા મહાત્માઓને ઓળખી શકાય. "હું બ્રહ્મ છું" એવી સર્વ બ્રહ્મરૂપ બુદ્ધિ જેને થઈ હોય તેવો મહાત્મા સ્થિતપ્રજ્ઞ અથવા સ્થિતધી—એટલે સ્થિર બુદ્ધિવાળો કહેવાય. આવા મહાન પુરુષોના મનમા ત્રણે પ્રકારનાં આધિદૈવિક, આધિભૌતિક, આધ્યાત્મિક દુઃખો ઉદ્વેગની લાગણી ઉત્પન્ન કરી શકતાં નથી; તથા એવાં ત્રણે પ્રકારનાં સુખોની તેઓને સ્પૃહા હોતી નથી. પ્રારબ્ધવશાત્ જે સુખદુઃખ આવી પડે છે તે મનનું સમત્વ ખોયા વિના જ આવા પુરૂષો ભોગવે છે. રાગ, દ્વેષ, ક્રોધ, ભયથી સર્વથા મુક્ત જ હોય છે. આવા મુનિઓને કોઈ પણ પદાર્થ ઉપર આસક્તિ હોતી નથી, સર્વ અનાત્મવસ્તુઓ નાશવંત છે એવો તેમનો દૃઢ, અનુભવયુક્ત નિશ્ચય હોય છે. કાચબો જેમ પોતાનાં અંગોને સ્વેચ્છાએ પોતાના કાચલામાં ખેંચી લઇ શકે છે તેમ જ્ઞાની પણ પોતાની બધી ઇન્દ્રિયોને પોતાની ઇચ્છા પ્રમાણે વિષયમાત્રથી પાછી ખેંચી લઈ શકે છે. જીવન્મુક્ત પુરૂષના હૃદયમાં કદાપિ આશા સ્થિતિ કરતી નથી. તે ત્રણે ભુવનને અને તેમાં રહેલા પદાર્થોને તૃણવત્ ગણે છે. અમુક પદાર્થ મને હોય ને અમુક પદાર્થ મને ન જોઇએ એવી હેય ઉપાદેય વૃત્તિઓ તેના મનમાં કોઇ પણ કાળે ઉત્પન્ન થતી નથી. જેમ દોડતા રથમાં બેઠેલા પુરૂષને પડખાનાં વૃક્ષાદિ ફરતાં હોય તેમ જણાય છે તે મિથ્યા છે તેમ આ જગતનો ભ્રમ પણ મિથ્યા છે એવું જ્ઞાન આવા પુરુષોને સતત રહે છે. જેમ વ્યભિચારિણી સ્ત્રી ઘરનું કામકાજ કર્યા કરે તો પણ મનમાં અનુભવેલા જારના સંગનો સ્વાદ લે છે તેમ તત્ત્વજ્ઞ વ્યવહારમાં રહીને પણ આત્માનંદનો સ્વાદ લે છે. પ્રારબ્ધ યોગે કરી મહા દરિદ્ર દશા પ્રાપ્ત થાય અથવા શૂળીએ ચડવા જેવાં અતિ

સંકટ આવી પડે, શરીરનો શહેરની અંદર મહેલમાં વાસ થાય કે પર્વતના વનમાં અથવા તપોવનમાં વાસ થાય તો પણ સુખદુઃખ રહિત થઈને તટસ્થ રહે છે. સર્વાવસ્થાઓમાં તેમનો આનંદ એક સરખો જ રહે છે. સંસારના હર્ષશોકના દ્વંદ્વોની લેશમાત્ર પણ તેમના ઉપર અસર થતી નથી તેમનું ચિત્ત વિશાળ હોય છે સર્વત્ર આત્મા જ છે એવું જ્ઞાન હોવાથી તેમનો પ્રેમ પણ વિશ્વવ્યાપક હોય છે. તેમની દૃષ્ટિ સંકુચિત હોતી નથી. આવા સદ્‌ગુણો જ્ઞાની પુરુષમાં સહજ હોય છે. મુમુક્ષોએ આવી મનની સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ને રાખવા માટે પ્રયત્ન કરવો પડે છે. પણ એ યાદ રાખવાની ખાસ આવશ્યકતા છે કે ચિત્તમાં કામ ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, વિ વિકારો હોય, સ્વાર્થ બુદ્ધિ હોય, ચિત્ત વિક્ષેપમય હોય વાસનાઓથી ભરપુર હોય ત્યાં સુધી આત્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. જેનનામાં આ ગુણો ના હોય તે જ્ઞાની થવાનો દાવો કરી શકે જ નહી. આત્મનિષ્ઠાની ઉચ્ચતમ ભૂમિકાએ પહોંચેલી વ્યક્તિઓ વિરલ હોય છે. કરોડોમાં એક. સમગ્ર સંસારમાં એક વખતે ત્રણ ચારથી વધારે ન હોય આવા પુરુષોને તિઓની સંજ્ઞા આપી શકાય પણ સંત પુરુષો, સાધુ પુરુષો, જેમણે મન સંપૂર્ણ કાબુ પ્રાપ્ત કર્યો હોય અને જેઓ અહંતાનો ત્યાગ માટે અહર્નિશ પ્રયત્ન કરતા હોય. જેમને આત્માના સ્વરૂપની અવારનવાર ઝાંખી થતી હોય, જેમનું ચિત્ત નિર્મળ, શાંત સ્વાર્થરહિત, મમતારહિત હોય એવા આત્માઓ ઘણા હોય છે અને તેમના જીવનમાંથી પણ આધ્યાત્મિક ઉન્નતિ માટે પ્રેરણા લઈ શકાય.

હિંદુઓના સિદ્ધાન્ત અનુસાર સંસારચક્ર ભરતી ઓટના નિયમની માફક ઉત્પત્તિ, સ્થિતિ અને લયના ચક્રમાં ફર્યા જ કરે છે. ઉત્પત્તિ થાય, ટોચે પહોંચે, પછી અધઃપતન શરુ થાય અને છેક નીચે પડે છે વિશ્વની અંદરની સર્વ વસ્તુઓને આ જ નિયમ લાગુ પડે છે. પ્રજાઓનો ઇતિહાસ પણ આવો જ હોય છે. અભ્યુદય પછી અધઃપતન; ઉદય પછી અસ્ત અસ્ત પછી પાછો ઉદય પ્રજાના ધાર્મિક જીવનમાં અધોગતિ આવતાં બીજી દરેક બાબતમાં તેનું પતન થાય છે. પુનઃ આધ્યાત્મિક સામર્થ્ય મેળવે છે અને ઉન્નતિ શરૂ થાય છે. જ્યારે ઉન્નતિનો સર્વથી પ્રચંડ તરંગ ફરી વળે છે ત્યારે તેના

શિખર ઉપર ઉપર એક આત્મા–અવતાર, પયગમ્બર હોય છે. તે સ્રષ્ટા પણ હોય છે તેમ સ્રષ્ટ પણ હોય છે. સમાજ તેને ઉત્પન્ન કરે છે. સમાજની અમુક પ્રકારની અવસ્થા હોય ત્યારે જ આવા અવતારી પુરૂષો જન્મ લે છે એ અર્થમાં તેઓ સ્રષ્ટ છે. પણ સમાજની ભાવી રચના તેમની પ્રેરણાનુસાર જ થાય છે. આ અર્થમાં તેઓ સ્રષ્ટા છે. આવા અવતારી પુરૂષો તો હજાર, બે હજાર વર્ષે એક વાર દર્શન આપે છે. પયગમ્બર અથવા ઈશ્વરાવતાર માત્ર એક જ હોઈ શકે એ માન્યતા સત્ય નથી. એક પયગમ્બરનું તમામ જગત ઉપર સદાને માટે શાસન રહી શકે જ નહીં. સમયાનુસાર આવા અવતારી પુરૂષો, દિવ્ય સંદેશવાહકો, પૃથ્વીને પવિત્ર કરે છે. અને દેશ, કાળ, વસ્તુસ્થિતિ અનુસાર એક જ સનાતન સત્યને વ્યવહારમાં ઉતારવાનો રસ્તો બતાવે છે. મનુષ્યની ઉન્નતિમાં ચડતી અને પડતી બંનેની આવશ્યકતા છે. આ મોજાંઓમાંથી આપણે સ્થાયી પ્રગતિનાં તત્ત્વોને ગ્રહણ કરીએ છીએ, અને તેમને જીવનમાં પચાવતા જઈએ છીએ. આવા પ્રચંડ શક્તિશાળી પુરૂષો જે શક્તિ જગતમાં મૂકી જાય છે તેની અસર યુગો ને યુગો સુધી ચાલ્યા જ કરે છે. પૃથ્વીનો ભૂતકાળ, સમસ્ત જગતનો ભૂતકાળ પ્રત્યેક આત્મા ઉપર અંકિત થયેલો હોય છે. આપણે માત્ર તેના પરિણામ રૂપે જ છીએ. આ સંસારના અનંત પ્રવાહની તરંગમાળાઓ રૂપે જ આપણે છીએ. સામાન્ય મનુષ્યો માત્ર અલ્પજીવી પરપોટા તરીકે જ પોતાનું જીવન વ્યતીત કરે છે. પરંતુ અવતારી પુરૂષોમાં, અમાપ શક્તિશાળી વ્યક્તિઓમાં સંપૂર્ણ ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળ કેન્દ્રિત થયેલો હોય છે અને તેઓ કાયમને માટે માર્ગદર્શક થઇ પડે છે. સામાન્ય રીતે કોઈ પણ સિદ્ધાંત સમજવા માટે દૃષ્ટાંતની આવશ્યકતા રહે છે. તેવી જ રીતે આધ્યાત્મિક જીવનનું તત્ત્વ ગ્રહણ કરવા માટે જનસમાજને વિશેષ વ્યક્તિની જરૂરીઆત રહે છે. સર્વ માણસોનો એટલો વિકાસ થાય કે સિદ્ધાન્ત સમજવાને માટે તથા તેને જીવનમાં ઉતારવાને માટે કોઇ પણ વ્યક્તિના દરમ્યાન દાખલાની જરૂર ન રહે તો તે ઘણી સારી વાત છે. પણ હજી આપણો તેટલો વિકાસ થયો નથી અને સર્વ મનુષ્યોની સ્થિતિ એક જ પ્રકારની હોય એવો વખત આવવાનો સંભવ પણ ઓછો છે. તેથી સ્વાભાવિક રીતે જ મનુષ્યો રામ, કૃષ્ણ, બુદ્ધ, ખ્રિસ્ત, મહમદ

વિ. અસાધારણ વ્યક્તિઓને પૂજતા આવ્યા છે. આ ઘટનાનો અનાદર આપણે કરી શકીએ તેમ નથી, અને ભવિષ્યમાં આવનારા અવતારી પુરૂષોની જ પણ આજ પ્રમાણે આરાધના કરવામાં આવશે એ તો નિઃશંક છે. આવા દિવ્ય પુરૂષો ઘણા વર્ષોના અંતર પછી દર્શન આપે છે. ( હજારો વર્ષ. ) તેમનું કાર્ય જન્મથી જ નિયત હોય છે. તેઓ તેમની યોજનાઓથી લેશ પણ ચ્યુત થતા નથી. જે કાર્ય કરવા માટે તેઓ આવ્યા હોય છે તે સમાપ્ત થયે પોતાની લીલા સમેટી લે છે. વિભૂતિઓ, ( સ્વપ્રયત્નથી જેઓએ મુક્તિ મેળવી હોય ). સંસારમાં ઘણી જ અલ્પ સંખ્યામાં, કરોડોમાં એકના પ્રમાણમાં હોઇ શકે. પણ અવતારી પુરૂષો તો હજાર, બે હજાર વર્ષના ગાળા પછી જ જન્મ લે. સંત, સાધુ, ઉત્તમ કોટિના સાધકોનું પ્રમાણ એકંદરે સારૂં હોય છે.

આત્મસાક્ષાત્કાર માટે શાની અનિવાર્ય આવશ્યકતા છે તે વિષે વિચાર કરવાની ખાસ જરૂરિયાત છે. કારણ કે બૌદ્ધિક જ્ઞાનથી જ, પરોક્ષ જ્ઞાનથી જ સંતોષ માનીને બેસી રહેવાનું નથી. આર્યધર્મનાં સર્વ શાસ્ત્રો આ શાની પૂર્તિ માટે અભ્યાસ ને વૈરાગ્યની આવશ્યકતા અનિવાર્ય માને છે. બંનેની જરૂર. વૈરાગ્ય વિના કેવળ અભ્યાસથી ન ચાલે. તેમ અભ્યાસ વિના કેવળ વૈરાગ્યથી પણ ન ચાલે. ચિત્ત એક નદી રૂપ છે. તે બે પ્રકારે વહન કરે છે. કવચિત્ સંસારસાગર તરફ અને કવચિત કૈવલ્ય સાગર તરફ. સામાન્ય રીતે જીવોની ચિત્ત—નદી સંસારસાગર તરફ જ વહન કરતી દેખાય છે. સંસારના સર્વ પદાર્થો નાશવંત છે એ ભાવના મનમાં દ્રઢ કરવી તે વૈરાગ્ય. વૈરાગ્યથી સંસાર તરફ વહેતા પ્રવાહને અટકાવાય છે, અને અભ્યાસથી એને આત્મામાં લીન કરાય છે. અભ્યાસ વિના કેવળ વૈરાગ્યથી ચિત્ત તામસિક થવાનો વધારે સંભવ છે. ચિત્તના રજસ્ સ્વભાવનો નિરોધ કરવામાં આવે પણ તે કરીને તેને સાત્વિક બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે ને છેવટે કૈવલ્યપદમાં લીન કરવાની કોશિષ કરવામાં ન આવે તો તમસ્ અવસ્થામાં તે પ્રવેશ કરે. પ્રકૃતિ હમેશ ત્રિગુણાત્મક રહેવાની. ચિત્ત પ્રકૃતિનું કાર્ય છે. એક ગુણની પ્રધાનતા તેમાં કાયમ રહેવાની. કયા ગુણનું પ્રાધાન્ય રાખવું તે આપણી ઇચ્છાની વાત છે. તેથી જ શ્રી ભગવદ્‌ગીતામાં પણ

પ્રતિપાદન કરેલું છે કે મન વા ચિત્ત અતિ ચંચળ હોવાથી તેનો નિરોધ નિઃસંશય કઠિન છે. તથાપિ તે અભ્યાસ ને વિરાગ એ બે ઉપાયોથી થાય છે. શ્રી કપિલ ભગવાને પણ વૈરાગ્ય અને અભ્યાસ બન્નેનો સમુચ્ચય કર્યો છે. આ બેનેનું અનુષ્ઠાન પણ સાથે સાથે જ થવું જોઇએ. અમુક સમય અભ્યાસમાં, ધ્યાનમાં, ઉપાસનામા, નિદિધ્યાસનમાં અથવા ઇષ્ટદેવના નામ, રૂપ, ગુણ વિગેરેનું ચિંતન કરવામા ગાળવો જ જોઇએ અને વ્યુત્થાન દશામાં જે જે કાર્ય કરવામાં આવે તે બ્રહ્માર્પણ બુદ્ધિથી, સર્વ કામનાઓ અને આસકિતનો ત્યાગ કરીને કરવાં જોઇએ. વૈરાગ્ય એટલે ફળમાં અને વિષયોમાં આસકિતનો ત્યાગ. વૈરાગ્ય માનસિક છે. વૈરાગ્યને અને સ્વધર્માનુસાર કર્મ-ત્યાગને કાંઇ સંબંધ નથી. સ્થિતિ બાહ્ય દષ્ટિથી તદ્દન નિષ્ક્રિય હોય પણ મનમાં વાસનાઓ ભરેલી હોય. સમસ્ત જીવન કર્મમય હોય, ઘડીની પણ ફુરસદ ન હોય તે મનુષ્ય પૂર્ણ વૈરાગ્યવાન હોઇ શકે. સર્વ પદાર્થોમાં રાગનો ત્યાગ એ વૈરાગ્યનું નિષ્ક્રિય સ્વરૂપ. વિશ્વવ્યાપક પ્રેમ એ તેનું સક્રિય સ્વરૂપ. નિષ્કામ, લોકહિતાર્થ પ્રવૃત્તિ એ સક્રિય વૈરાગ્યનું સ્વાભાવિક પરિણામ છે.

મહર્ષિ પતંજલિ "લૌકિક અને વૈદિક વિષયો પ્રતિ જે વશીકાર સંજ્ઞારૂપ વિતૃષ્ણા તે વૈરાગ્ય છે" એમ જણાવે છે. વિષયો બે પ્રકારના; દષ્ટ અને આનુશ્રવિક. લૌકિક પ્રમાણથી જાણી શકાય તે દષ્ટ—અર્થાત્ આ લોકના. વેદમાં વર્ણવેલા તે આનુશ્રવિક. સ્વર્ગાદિ લોકો વેદથી જણાતા હોવાથી તથા એ પ્રતિનો રાગ પણ બંધનકારક હોવાથી તે પણ વિષયો જ છે. 'વશીકારસંજ્ઞા' એટલે એ પદાર્થો મારે આધીન છે, હું તેમને વશ્ય નથી એ પ્રકારની વિતૃષ્ણા તે વૈરાગ્ય. સંસારની સર્વ અભિલાષાઓનો ત્રણમા જ—લોકૈષણા, વિત્તૈષણા ને પુત્રૈષણામાં સમાવેશ થઈ જાય છે. આ ત્રણેનો ત્યાગ તે વૈરાગ્ય કેટલીક વખતે મનુષ્યો પુત્રૈષણા ને વિત્તૈષણાનો ત્યાગ કરી શકે છે. પણ લોકૈષણા ઉપર આધિપત્ય મેળવવું કઠિન છે. ધર્મોપદેશકો, સમર્થ અને પ્રૌઢ વિચારકો અને લોકસંગ્રહાર્થ પ્રવૃત્તિ કરનારાઓમાં પણ આ સૂક્ષ્મવાસના ઘણી વાર જોવામાં આવે છે. આ લોકૈષણા તો કૃત્રિમ છે. પુત્રૈષણા તથા વિત્તૈષણા હોય તો તે કુદરતી છે. કારણ કે અર્થ, કામ, જે ચતુર્વિધ પુરુષાર્થના અંગો છે તેની સિદ્ધિ માટે સામાન્ય મનુષ્યોને તેની જરૂર પડે છે. પણ લોકૈષણા

તો અશક્ય છે અન્ય મનુષ્યો આપણી પ્રશંસા કરે એ ઉદ્દેશથી પ્રવૃત્તિ આદરવી એ પાગલપણાની પરાકાષ્ઠા છે. આથી, ખરા જીજ્ઞાસુએ, આ ત્રણે પ્રકારની વાસનાઓનો સંપૂર્ણ રીતે ત્યાગ કરવો જોઈએ. ત્યારે જ આધ્યાત્મિક ક્ષેત્રમાં આગળ વધી શકાય છે "જ્યાં હોય કામ ત્યાં ના હોય રામ" ને "જ્યાં હોય રામ ત્યાં ના હોય કામ" વિષયવાસના અને મુમુક્ષુત્વ બન્નેનો સહવાસ હોઈ શકે જ નહીં બંધનની અને મુક્તિની બન્ને ઇચ્છાઓ સાથે રહી શકે જ નહીં. યોગસૂત્રમાં વૈરાગ્ય બે પ્રકારનો બતાવ્યો છે; પર અને અપર, અથવા સાધ્ય અને સિદ્ધ. સાધ્ય વૈરાગ્યના ભૂમિકા-ક્રમથી ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. યતમાનસંજ્ઞા, વ્યતિરેકસંજ્ઞા, એકેન્દ્રિયસંજ્ઞા. ચિત્તમાં રહેતા રાગાદિને નષ્ટ કરવા માટે દોષદૃષ્ટિ વિષયોમાં કરવાનો આરંભયત્ન, તેને યતમાનસંજ્ઞા વૈરાગ્ય કહે છે. આ ભૂમિકાની પ્રાપ્તિ પછી અમુક ઇન્દ્રિયોનો જય થયો છે અને અમુક ઇન્દ્રિયોનો જય બાકી છે એ પ્રમાણે વિભાગરૂપ વ્યતિરેકનું અવ-ધારણ કરવું તે વ્યતિરેકસંજ્ઞા ભૂમિકા છે. યતમાનસંજ્ઞાવાળા વિરાગને દૃઢ કરવામાં સતત્ પ્રયત્ન કરનાર પુરૂષને જાતઅનુભવથી જણાય છે કે અમુક દોષો ગયા પણ હજી કેટલાક દોષોનો ભોગ બાકી છે. આ પ્રમાણે નિવૃત્ત દોષોને તારવી કાઢી જેનું અસ્તિત્વ હજી હોય તેના ઉપર જ પ્રયત્નને કેન્દ્રિત કરવો રહ્યો," યતમાન અને વ્યતિરેક—બન્ને પ્રકારની સિદ્ધિ થતાં રૂપ રસ, વિ. બાહ્યેન્દ્રિયના વિષય વિષે રાગાદિનો ક્ષય થાય છે. પછી માત્ર મનરૂપ એક જ ઇન્દ્રિયના માનાપમાનાદિ વિષય વિષે રહેલા રાગદ્વેષાદિને ક્ષય કરવાનો રહ્યો. આ ભૂમિકા સિદ્ધ થયે એકેન્દ્રિયસંજ્ઞા ભૂમિકા મળે છે. આ ત્રણે પ્રકારની ભૂમિકાવાળા વૈરાગ્યની સિદ્ધિ થવાથી સિદ્ધાવસ્થારૂપ વિતૃષ્ણા થાય છે. આને વશીકાર સંજ્ઞા વિતૃષ્ણા કહેવામાં આવે છે. કારણ કે એવું જ્ઞાન આવા મનુષ્યને થાય છે કે "હવે સર્વ વિષયો સ્થૂલ અને સૂક્ષ્મ મારે આધીન થયા છે." મારા મનમાં કોઈ પણ વિષય માટે વાસના રહી નથી." આ અપર વૈરાગ્ય સંપ્રજ્ઞાતયોગના સાધન લક્ષણ છે. આની અપેક્ષાએ જે પર વૈરાગ્ય છે તથા જે અસંપ્રજ્ઞાતયોગનો હેતુ છે તેનું લક્ષણ આપતાં શ્રી. પતંજલિ ઋષિ જણાવે છે કે "પુરૂષના સાક્ષાત્કારથી

સકળ ગુણુ વિષે ઉત્પન્ન થતું વૈતૃષ્ણ્ય તે શ્રેષ્ઠ વા પર વૈરાગ્ય છે. અપર વૈરાગ્ય ને પર વૈરાગ્યમાં ભેદ એ છે કે અપર વૈરાગ્ય દ્રષ્ટ અને આનુશ્રવિક વિષયોને જ લાગુ પડે છે. આની સિદ્ધિ થવાથી જ્યારે વિવેકખ્યાતિ ઉદય થાય છે ત્યારે એવા યોગીને એ વિવેકખ્યાતિમાં પણ દોષદર્શન થાય છે. વિવેકખ્યાતિ એ સાત્વિક ચિત્તની એક જાતની એકાગ્ર વૃત્તિ છે. આ પણ ચિત્તવૃત્તિ હોવાથી પુરૂષના સ્વરૂપથી ભિન્ન છે. પુરૂષ પોતે કૂટસ્થ નિત્ય છે, નિષ્ક્રિય છે, કેવલ નિર્લેપ છે. આ વિવેકખ્યાતિરૂપ વૃત્તિ સત્વ ગુણનું ઉચ્ચતમ કાર્ય છે, તેથી વિનાશી છે પરિણામી છે. તેથી તે પણ ત્યજવા યોગ્ય છે એવો યોગીને અનુભવ થાય છે. યોગની પરિભાષામાં, સાધકને દ્રષ્ટ અને આનુશ્રવિક વિષયોમાં દોષદર્શનથી પ્રથમ વશીકાર સંજ્ઞા વૈરાગ્ય થાય છે, અને પછી પોતાના અનુભવથી બુદ્ધિ પુરૂષનો વિવેક થાય છે. આ પરવૈરાગ્યના ઉદયથી સાધકને સ્પષ્ટ સમજાય છે કે " આત્મજ્ઞાનરૂપ અન્તરમ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ હું પામ્યો છું. મારા અવિદ્યાદિ ક્લેશો ક્ષીણ થઇ ગયા છે. ભવસાગરમાં આમતેમ ભ્રમણ કરાવનાર ધર્માધર્મનો સમૂહ મેં સમૂળ ઉચ્છિન્ન કર્યો છે. મારે હવે પ્રાપ્ત કરવાનું કંઇ બાકી નથી." આ પરવૈરાગ્યના ઉદયથી અસંપ્રજ્ઞાત સમાધિનો લાભ થાય છે. પ્રકૃતિમાં ત્રણ ગુણો રહેલા છે, તમસ્, રજસ્, અને સત્વ. બાહ્ય જગતમાં આ ત્રણે ગુણો, અંધકાર, જડતા, આલસ્ય, આકર્ષણ અને વિકર્ષણ, રાગદ્વેષ, અને જ્ઞાન, શાંતિ અને આનંદ એમ ત્રણ પ્રકારે કાર્ય કરતા જોવામાં આવે છે. જગતના સર્વ પદાર્થો આ ત્રણે ગુણોના મિશ્રણ અને પુનર્મિશ્રણમાંથી જ ઉત્પન્ન થયેલા છે. પ્રકૃતિમાં જ્યાં જ્યાં ચૈતન્યપ્રકાશ જોવામાં આવે છે ત્યાં ત્યાં આત્માનું પ્રતિબિંબ પડેલું છે એમ સમજવાનું છે. આપણું મન પણ પ્રકૃતિનું જ કાર્ય છે. આ પ્રકૃતિ મનુષ્યના આત્માની આસપાસ વીંટાઇ રહેલી છે. આ આવરણ જ્યારે દૂર થાય ત્યારે જ આત્માનું સ્વાભાવિક સ્વરૂપ ઝળકી આવે. આગળ જણાવેલ બન્ને પ્રકારના વૈરાગ્ય વડે જ આ આવરણ-ભંગ કરી શકાય એ • (અપૂર્ણ)

# મન્ત્રયોગ દ્વારા મોક્ષપ્રાપ્તિ

લેખક :—શ્રી. જયંતીલાલ ઓઝા, બી. એ. એલ્એલ. બી. બી. ટી

卐

[ 'ઉત્થાન'ના ઓક્ટોબરના અંકમાં લયયોગ સંબંધી ટુંકું વિવેચન કર્યું હતું. આ અંકમાં મન્ત્રયોગ સંબંધી ટૂંકી માહિતી આપી છે. આ લેખ તૈયાર કરવામાં શ્રી ભારતધર્મ મહામંડળના સ્વામીશ્રી દયાનન્દના ધર્મકલ્પદ્રુમમાંના એક લેખમાંથી ખૂબ સહાય મળી છે ]

## મન્ત્રયોગનું લક્ષણ.

'ચિત્તવૃત્તિનો નિરોધ કરીને આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરવા માટે તથા શ્રી ભગવાનની નજીક પહોંચવા માટે જેટલી સાધનપ્રણાલિઓ સંભવિત છે, તે બધીના ચાર વિભાગ કરવામાં આવ્યા છે. મન્ત્રયોગ, હઠયોગ, લયયોગ, રાજયોગ આ ચારે યોગમાં અધિકારનો વિચાર કરીએ તો મન્ત્રયોગ સહુથી નિમ્ન શ્રેણીનો છે. અતિસૂક્ષ્મ ઇન્દ્રિયાતીત પરમ તત્ત્વને પ્રાપ્ત કરવા માટે માયાબદ્ધ જીવ એકાએક પૂરું અધિકારી થઈ શકતો નથી; મન્ત્રયોગ, હઠયોગ, લયયોગ સાધન દ્વારા ક્રમેક્રમે સ્થૂલથી સૂક્ષ્મ ઉપર ચિત્તવૃત્તિને જોડી છેવટે રાજયોગ દ્વારા અદ્વિતીય, નિરાકાર, દેશકાલથી અપરિચ્છિન્ન પરબ્રહ્મસત્તામાં જીવાત્માને વિલીન કરી શકાય છે.

મહર્ષિ નારદ, પુલસ્ત્ય, ગર્ગ, વાલ્મીકિ, ભૃગુ, બૃહસ્પતિ વગેરે મુનિઓ મન્ત્રયોગના આચાર્યો થઈ ગયા છે. તેમનો સિદ્ધાન્ત નીચે પ્રમાણે છે —

આખુયે દૃશ્ય જગત્ ભાવનો વિકાસમાત્ર છે. પ્રલયાવસ્થા પછી પ્રકૃતિના ગર્ભમાં સ્થિત જીવોના સંસ્કાર જ્યારે સર્જનને અનુકૂળ થાય છે, ત્યારે પરમાત્માના અંતઃકરણમાં—'एकोऽहं बहुस्याम् प्रजायेय' 'હું એક છું, બહુ થાઉં, પ્રજાની સૃષ્ટિ કરું,'—આના પ્રકારનો ભાવ સ્વતઃ ઉત્પન્ન

થાય છે. આ નામરૂપાત્મક દૃશ્ય સંસાર એ ભાવનું પરિણામ છે. પ્રત્યેક **ભાવ સંસારમાં નામ અને રૂપ દ્વારા પ્રકટ થાય છે,** અને તેથી જ **દૃશ્ય સંસાર નામરૂપાત્મક** છે. જે વ્યક્તિના હૃદયમાં જે ભાવ હોય તે વ્યક્તિ તે ભાવને અનુકૂળ નામ અને રૂપ દ્વારા તેને પ્રકટ કરે છે. પ્રેમનો ભાવ પ્રેમમૂલક શબ્દ અને પ્રેમમયી મૂર્તિદ્વારા, વીરતાનો ભાવ વીરતા-પ્રકાશક શબ્દ અને વીર રૂપ દ્વારા પ્રકટ થાય છે. વ્યષ્ટિ જગત્‌ની જેમ સમષ્ટિમાં પણ પરમાત્મચિત્તનો સર્જનની ઈચ્છારૂપ ભાવ, નામરૂપાત્મક જગત્ સ્વરૂપે પ્રકટ થાય છે. સંસારસૃષ્ટિ કરનારી તેમની આ ઈચ્છાનું નામ જ માયા છે. પરમાત્મામાંથી ભાવ, ભાવમાંથી નામરૂપ તેમ જ તેના વિકાર તથા આ વિકારમય સંસારની ઉત્પત્તિ થાય છે. આમ હોવાથી જે ક્રમ અનુસાર સૃષ્ટિ થઈ છે તેથી ઉલટે ક્રમે તેનો લય પણ થશે, એ વાત નિશ્ચિત-પણે સ્વીકારવી પડે છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો, સંસારબંધનમાં પડેલા સમસ્ત જીવોને મુક્તિ મેળવવી હોય તો **પ્રથમ નામરૂપનો આશ્રય લઈ તે દ્વારા ભાવમાં અને ભાવદ્વારા ભાવગ્રાહી પરમાત્મામાં ચિત્ત-વૃત્તિનો લય કરવો પડશે.** નારદાદિ મહર્ષિઓએ નામ અને રૂપનું અવ-લમ્બન કરીને જે સાધનની વિધિ બતાવી છે, તે મન્ત્રયોગ નામથી જાણીતી છે.

## ભાવશુદ્ધિની અગત્ય.

મનુષ્ય માત્ર ભાવોના દાસ છે. ભાવશૂન્ય થઈને મનુષ્યનું અન્તઃકરણ એક પણ ક્ષણ રહી શકતું નથી. **ભાવશુદ્ધિ દ્વારા અસત્ કાર્ય પણ સત્ બને છે, અને ભાવની મલિનતાને લઈને સત્ કાર્ય પણ અસત્ થઈ જાય છે.** એક દૃષ્ટાન્ત લઈ આ વાત સ્પષ્ટ કરીએ. સ્ત્રીરૂપ વિષયને પહેલાં દ્રષ્ટાની આંખ જુએ છે, પછી અન્તઃકરણમાં વિવિધ વૃત્તિ-ઓનો ઉદય થાય છે; હવે જો એ દ્રષ્ટાનો ભાવ મલિન હશે તો તે એ **સ્ત્રી-રૂપ વિષયને ઈન્દ્રિયભોગ્ય માની લેશે,** પરંતુ જો તેના અન્તઃકરણમાં **ભાવની શુદ્ધતા** હશે તો દ્રષ્ટા એ સ્ત્રીરૂપ વિષયને **માતૃરૂપે** અથવા **જગજ્જનનીની પ્રતિમૂર્તિરૂપે** જોવાને સમર્થ થશે.

અવિદ્યાગ્રસ્ત મનુષ્યોનાં ચિત્તમાં ઐહિક ભાવોનું પ્રાધાન્ય હોવાથી તેઓ સદા સંસારનાં લૌકિક નામરૂપમાં ફસાઈ પડેલા હોય છે; તેમનાં ચિત્ત-

માંથી લૌકિક ભાવો દૂર કરી દિવ્ય ભાવોનો ઉદય કરવા માટે લૌકિક નામરૂપને બદલે દિવ્ય નામરૂપોની સાધનવિધિ મન્ત્રયોગમાં બનાવવામાં આવી છે.

## ભગવાનની પ્રતિમા.

મન્ત્રયોગમાં ભગવાનની સ્થૂલમૂર્તિની પૂજા કરવામાં આવે છે. શાસ્ત્રમાં એ સ્થૂલમૂર્તિમયી પ્રતિમાના આઠ પ્રકાર ગણાવવામાં આવ્યા છે. (૧) પત્થર (૨) લાકડા (૩) લોઢામાંથી બનાવેલી પ્રતિમા (૪) લેપન દ્વારા બનાવેલી પ્રતિમા (૫) ચિત્રિત પ્રતિમા (૬) રેતી દ્વારા નિર્મિત પ્રતિમા (૭) અન્તઃકરણમાં કલ્પિત પ્રતિમા (૮) મણિઓ દ્વારા નિર્મિત પ્રતિમા.

નિરાકાર પરમાત્માના સૃષ્ટિસ્થિતિપ્રલયકારી અનન્ત લીલાઓના અનન્ત ભાવોમાંથી થોડા ભાવો લઈને તે પ્રમાણે તે ભાવોને પ્રકટ કરનારું રૂપ પાષાણ, કાષ્ઠ, ધાતુ તથા મણિ આદિ ઉપકરણોમાંથી બનાવી એ ભાવોને અને પરમાત્માની સર્વવ્યાપી શક્તિને પ્રતિમારૂપ આધાર દ્વારા પ્રકટ કરી, એ પરમાત્મશક્તિની પૂજા કરવામાં આવે છે.

## મૂર્તિપૂજા.

આ બધી પ્રતિમાઓ દ્વારા નિરાકાર ભગવાનની ભાવ દ્વારા કેવી રીતે સ્થૂલ પૂજા થઈ શકે છે, તેમ જ આ રીતની સાકાર ભાવમયી મૂર્તિઓની પૂજાનું પ્રયોજન શું છે, તે ટુંકામાં નીચે બતાવવામાં આવે છે.

વેદાન્તમત પ્રમાણે પરમાત્માના ત્રણ ભાવ માનવામાં આવે છે, (૧) બ્રહ્મ, (૨) ઈશ (૩) વિરાટ્. પરમાત્માનો નિર્ગુણ બ્રહ્મભાવ પ્રકૃતિથી પર છે પ્રકૃતિની કોઈ પણ વસ્તુનું આલમ્બન લઈને નિર્ગુણ બ્રહ્મની ઉપાસના થઈ શકતી નથી. આમ હોવાથી નિર્ગુણ, નિરાકાર બ્રહ્મની પ્રાપ્તિ માટે તદ્દન ભિન્ન પ્રકારની ઉપાસનાનું વિધાન છે. કઠોપનિષદમાં કહ્યું છે તેમ—एष सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते, दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः। આ પરમાત્મા બધાં ભૂતોમાં ગૂઢ રહેલ છે, સૂક્ષ્મ, અતીન્દ્રિય દૃષ્ટિસંપન્ન યોગિગણ તેનો સૂક્ષ્મબુદ્ધિ દ્વારા અનુભવ કરે છે, મુંડકોપનિષદમાં પણ કહ્યું છે કે—तद् विज्ञानेन परिपश्यन्ति

धीरा आनन्दरूपममृतं यद् विभाति ॥ આનન્દસ્વરૂપ અમૃતરૂપ પરમાત્માને ધીર યોગિરાજ પ્રજ્ઞા દ્વારા જુએ છે. એ ઋતંભરા પ્રજ્ઞાથી ઉત્પન્ન થયેલ સંસ્કાર, પ્રકૃતિસંભૂત અન્ય સર્વ સંસ્કારોનો નાશ કરે છે. કેવળ સ્થૂલ સૂક્ષ્મ સર્વદર્શી જ્ઞાનસંસ્કાર જ રહી જાય છે. જ્યારે પ્રજ્ઞાથી ઉત્પન્ન થયેલ સંસ્કારનો પણ નિરોધ થઈને સર્વનિરોધ થાય છે, ત્યારે નિર્બીજ, નિર્વિકલ્પ સમાધિની ઉપલબ્ધિ થાય છે. એ વખતે જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેયઃ—ધ્યાતા, ધ્યાન, ધ્યેય–રૂપી ત્રિપુટીનો પૂર્ણ વિલય થઈ જાય છે, અને સાધક પોતાની પ્રકૃતિના સમસ્ત સૂક્ષ્મ દશાનું અતિક્રમણ કરીને પ્રકૃતિથી અતીત પરબ્રહ્મભાવમાં વિરાજમાન થાય છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે, જ્યાં સુધી સાધકની ચિત્તવૃત્તિ તથા બુદ્ધિ પ્રકૃતિની સીમાની અંદર છે, તેમ જ ધ્યાતા, ધ્યાન, ધ્યેય-રૂપી ત્રિપુટી વિદ્યમાન છે, ત્યાં સુધી નિર્ગુણ, નિરાકાર બ્રહ્મનો પત્તો લાગી શકતો નથી. બ્રહ્મનું અધિદૈવ અને અધિભૂતરૂપ તટસ્થલક્ષણ વેદ્ય છે, જ્યારે તેનું અધ્યાત્મ સ્વરૂપલક્ષણ વેદ્ય છે. તટસ્થલક્ષણ ત્રિપુટીની અન્તર્ગત છે, જ્યારે સ્વરૂપલક્ષણ ત્રિપુટીથી અતીત છે. પરમાત્માનો ઇશ તથા વિરાટ્ભાવ તટસ્થલક્ષણ દ્વારા અનુભવગમ્ય છે. તટસ્થભાવ–અન્તર્ગત ત્રિપુટીના અવલમ્બન વડે પરમાત્માની જેટલા પ્રકારની ઉપાસના શાસ્ત્રમાં બતાવવામાં આવી છે, એ બધી પરમાત્માના ઇશ અને વિરાટ્ભાવને અનુલક્ષીને જ છે, એ કહેવાની જરૂર નથી.

**સગુણ બ્રહ્મની ઉપાસના માટે ભાવમયી મૂર્તિની આવશ્યકતા.**

શ્રી ભગવાને ગીતાજીમાં કહ્યું છે તેમ દેહાભિમાની સાધક માટે, દેહરહિત અવ્યક્ત બ્રહ્મની પ્રાપ્તિ કષ્ટલભ્ય છે; જ્યાં દેહનું અભિમાન છે, ત્યાં નિરાકારની ભાવના ધારણ કરવી બહુ આકરી પડે છે. પરમાત્માની ભાવમયી સાકાર મૂર્તિમાં મન જોડવું સહેલું હોવાથી, દેહાભિમાની સાધકે સાકાર પૂજાથી શરૂઆત કરવી, અને દેહાભિમાનનો પૂરેપૂરો નાશ થાય, તથા પૂર્ણ વૈરાગ્યની પ્રાપ્તિ થાય ત્યારે જ નિરાકાર સાધનાનો પ્રયત્ન કરવો. 'નિરાકાર' 'નિરાકાર' કરીને બૂમબરાડા પાડવા અને સંસારને ભ્રમજાળમાં ફસાવવો એ રમત વાત છે, પણ જ્યાં સુધી દેહાભિમાન હોય ત્યાં સુધી નિરાકારમાં મન જોડવું લગભગ અશક્ય જેવું છે. (૧) મનની

સ્વાભાવિક ચંચળતા અને (૨) અનાદિ કાળથી મનનો વિપરીત અભ્યાસ, એ બે એનાં કારણો છે ગીતામાં શ્રી ભગવાને શ્રીમુખે મનની ચંચળતાનો સ્વીકાર કર્યો છે 'असंशयं हि महाबाहो मनो दुर्निग्रहं चलम्' સાકાર ધ્યેય વસ્તુનું અવલમ્બન મળવા છતાં પણ મન જો ધ્યેય વસ્તુમાં એકાગ્ર થતુ નથી અને આમતેમ ભટકતુ ફરે છે, તો પછી જ્યાં કોઈ પણ પ્રકારની ધ્યેય વસ્તુનુ આલમ્બન ન રહે એવી નિરાકાર ઉપાસનામાં ચંચળ મન સ્થિર થવું મુશ્કેલ, એ વાત સહેલાઈથી સમજી શકાય એવી છે. આ સિદ્ધાન્ત સહુ કોઈએ સ્વીકારવો જ પડશે કે, જિતેન્દ્રિયતા, સંયમ, અને પૂર્ણ વૈરાગ્યની પ્રાપ્તિ વિના, દેહાભિમાનનો નાશ કર્યા સિવાય, નિરાકારમાં મન જોડવાનો પ્રયત્ન કરવો એ એ પ્રકારની ઘેલછા જ છે

(૨) દેહાભિમાન હોય ત્યાં સુધી નિરાકારમાં મનોનિવેશ નહીં થઈ શકવાનું બીજુ કારણ અનાદિ કાળથી મનનો ઊંધો અભ્યાસ છે. આ દશ્ય સંસાર મનનો જ વિલાસ માત્ર છે 'मनोदृश्यमिदं द्वैतं यत् किंचित् सचराचरम्.'

અદ્વિતીય બ્રહ્મમા દ્વૈતમય ચરાચર દશ્ય જગદ્‌વિલાસ મનને લઈને જ મન જ નામરૂપમય સંસારને રચીને ઇન્દ્રિયો અને વૃત્તિઓની સહાયતાથી નામ તથા રૂપમાં ફસાઈ પડે છે. નામ અને રૂપ પ્રત્યે મનની આસક્તિ અનાદિ અભ્યાસજનિત હોવાથી તે આસક્તિ પણ અનાદિ છે. એ છોડવા માટે મહર્ષિ પતંજલિ કહે છે તેમ 'अभ्यासवैराग्याभ्यां तन्निरोधः' અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે પરમાત્મામાં ચિત્તની સ્થિતિ માટે પ્રયત્ન કરવો તેનું નામ અભ્યાસ અને વિષયમાં દોષદર્શન કરતા રહી વિષયત્યાગનો પ્રયત્ન કરવો તેનું નામ વૈરાગ્ય પરંતુ શમાદિના અભ્યાસ માટે પણ રૂપના અવલમ્બનની જરૂર છે, જેથી પરમ કરુણામય મહર્ષિઓએ માયાબદ્ધ જીવોની વિષયતૃષ્ણાને ઘટાડી ભગવદ્‌ભાવમા સાધકને નિમગ્ન કરવા સારૂ, નિરાકાર સર્વશક્તિમાન પરમેશ્વરની અનન્ત લીલા અને વિલાસમયી ભાવમય મૂર્તિનું વિધાન સાધનાની શરૂઆતની દશામાં, એટલે કે મન્ત્રયોગના અધિકારીઓ માટે કરેલું છે. એવી મધુર મૂર્તિમાં ચિત્તાર્પણ કરવાથી વિષયાસક્ત ચિત્ત ધીરે ધીરે સંસારનાં રૂપોને છોડી દેશે, અને કેવળ શ્રદ્ધાભક્તિ તથા સાત્ત્વિક

પ્રેમનો ઉદય થશે. આ પ્રમાણે આધ્યાત્મિક ઉન્નતિ થતાં થતાં જ્યારે તેની નામરૂપાસક્તિ બિલકુલ છૂટી જશે, ત્યારે તે રાજયોગમાં વર્ણન કરેલ રૂપ-રહિત, અદ્વિતીય, સર્વવ્યાપી પરબ્રહ્મભાવમાં નિમગ્ન થઇ નિશ્રેયસપદ પ્રાપ્ત કરશે.' આ જ શ્રી ભગવાનની સાકાર મૂર્ત્તિની પૂજાનું પ્રયોજન છે.

મન્ત્રયોગનો સિદ્ધાન્ત છે કે 'यामेव भूमिमालम्ब्य स्खलनं यस्य जायते ।' જ્યાં પડે છે તે જગ્યાને જ આલંબીને માણસ ઉઠી શકે છે, વાયુ કે આકાશને પકડીને ઉઠી શકતો નથી. તેવી જ રીતે નામ તથા રૂપમાં જકડાઇને જ જીવ બન્ધનદશાને પ્રાપ્ત થયો છે, તો નામ તથા રૂપ દ્વારા જ તે ઉન્નતિ પ્રાપ્ત કરશે. આ નામરૂપ એ બંધનકારક વૈષયિક નામરૂપ નહીં, પરંતુ મુક્તિપ્રદાનકારી શ્રી ભગવાનનાં દિવ્ય નામ તથા રૂપ છે.

સાધારણ અધિકારી નિર્ગુણ નિરાકાર પરબ્રહ્મની ઉપાસના કરવાને અશક્ત હોવાથી તેને માટે સાકાર સગુણ મૂર્ત્તિપૂજાનું વિધાન કરવામાં આવ્યું છે: ચિન્મય, અપ્રમેય, નિર્ગુણ, નિરાકાર બ્રહ્મની રૂપકલ્પના સાધકના કલ્યાણને માટે જ કરવામાં આવે છે. મન્ત્રયોગ સંહિતામાં કહ્યું છે કે:—

आकारो न हि विद्यते किमपि वा रूपं परब्रह्मणो
रूपं तत्परिकल्प्यते ननु गणैः किञ्चिज्जगद्रूपिणः ।
ध्यायद्भिर्निजवृत्तिमार्गचलितैर्देवं परं रूपिणम्
मन्त्रं वा सततं जपद्भिरिह तैर्मुक्तिः परा लभ्यते ॥

પરબ્રહ્મ નિરાકાર છે, તેમનું કોઇ રૂપ નથી. રૂપરહિત અને વિરાટ્ પર-બ્રહ્મના રૂપની કલ્પના સાધકગણ ભાવ દ્વારા કરે છે. પોતપોતાની પ્રકૃતિ અનુસાર ભગવદ્રૂપનું ધ્યાન, અને બીજમન્ત્રના જપથી, યોગી શીઘ્ર મુક્તિની પ્રાપ્તિ કરે છે.

### ભાવાનુસાર સગુણ પંચોપાસના.

જે ભાવો અનુસાર પાષાણાદિમાં ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા થાય છે તે ભાવો મિથ્યા માનસિક કલ્પનામય નથી. એ બધા શ્રી ભગવાનની સૃષ્ટિ-સ્થિતિ-પ્રલયકારિણી અનન્ત લીલાઓના ભાવોમાંથી મહર્ષિઓની સમાધિ-શુદ્ધ બુદ્ધિ દ્વારા અનુભૂત સત્ય તથા દિવ્ય ભાવો છે અને એ સત્ય તેમ જ દિવ્ય ભાવોનો પરિપ્રકાશ જે રૂપો દ્વારા થઇ શકે છે, તે રૂપોની પ્રતિષ્ઠા

ગુણોપાસનાની પ્રતિમાઓમાં કરવામાં આવેલી છે.

હવે આપણે ક્રમશઃ કેટલીક ભગવત્ મૂર્તિઓના તાત્પર્યનો આપણે વિચાર કરીએ. તેમાં (૧) વિષ્ણુ (૨) સૂર્ય (૩) દુર્ગાદેવી (૪) ગણપતિ અને (૫) મહાદેવ (શિવ તથા શક્તિ) એમ પાંચ મૂર્તિઓનું કીર્તન કરવામાં આવેલું છે; તે સાથે रूपाणामानि सगुण प्रधान विषयमात्मस्वरूपाणि એમ કહી ઉપાસના તત્ત્વમાં પ્રતિમાપૂજનનાં મહિમા અને પરમાવશ્યકતા પણ બતાવવામાં આવ્યા છે. ઉપર જણાવેલી પંચ મૂર્તિઓ તથા અન્યાન્ય મૂર્તિઓની જે વિચિત્ર પ્રતિમાઓ બનાવીને પૂજવામાં આવે છે એ બધાનાં પૃથક્ પૃથક્ સ્વરૂપવર્ણનમાં ભાવની પૃથકતા જ કારણરૂપ છે. (૧) શાસ્ત્રમાં સર્વવ્યાપી વિષ્ણુ ભગવાનની ધ્યાનયોગ્ય મૂર્તિનું નીચે પ્રમાણે વર્ણન છે. 'ભગવાન ક્ષીર સમુદ્રમાં અનન્ત નાગ (શેષ) પર સૂતા છે, કમલા તેના પગ ચાંપે છે, તેમના નાભિકમલમાંથી ચતુર્મુખ બ્રહ્માજીની ઉત્પત્તિ થઈ છે, તેમનો રંગ ઘનનીલ છે, ગળામાં કૌસ્તુભમણિ વિભૂષિત માળા છે, શંખ, ચક્ર, ગદા, પદ્મધારી ચાર હાથ છે.'

આ રૂપવર્ણન એ કવિકલ્પના કે અલંકાર નથી, પરંતુ દિવ્ય ભાવોના આશ્રયરૂપ દિવ્ય મૂર્તિ છે. ક્ષીરનો અનન્ત સમુદ્ર એ સૃષ્ટિ ઉત્પન્નકારી અનન્ત સંસ્કાર સમુદ્ર છે, જેનું કારણવારિ નામથી પણ શાસ્ત્રમાં વર્ણન છે. ભુજંગ અર્થાત્ અનન્ત નાગ અનન્ત આકાશનું રૂપ છે, જેના ઉપર શ્રી ભગવાન સુખ કરે છે. ભગવાન સ્વયં અનન્તરૂપ હોવાથી તેમને સૂવા માટે પણ અનન્ત આકાશ જ જોઈએ. સંસ્કારની વચમાં શ્રી ભગવાનને સૂવાનું કારણ એ છે કે તેમની હાજરી વિના માત્ર સંસ્કારો દ્વારા કેવી સૃષ્ટિ થઈ શકે નહિ. ચેતનશક્તિ વિના જડ સંસ્કારમાં કાર્યકારિણી અને રૂપ-પ્રદાયિની પ્રેરણા ક્યાંથી ઉત્પન્ન થઈ શકે?

કમલા એટલે પ્રકૃતિ તેમની પાદસેવા કરે છે, એ ભાવમાં પ્રકૃતિ તથા શ્રી ભગવાનનો સમ્બન્ધ બતાવવામાં આવ્યો છે. પ્રકૃતિની અધીનતાનો ભાવ બતાવવા માટે જ એવી રીતે માયાની મૂર્તિ બતાવવામાં આવેલી છે.

તેમના નાભિકમલમાંથી ચતુર્મુખ બ્રહ્માની ઉત્પત્તિ થઈ છે. પ્રલય-
ર ગમાંથી ભગવાનમાં સૃષ્ટિ સ્થિતિ પ્રલયકારિણી બ્રહ્મા વિષ્ણુ રુદ્ર-

શક્તિ પ્રચ્છન્ન રહે છે અને સૃષ્ટિ સમયે તેમાંથી જ ધીરે ધીરે લીન થયેલ શક્તિ પ્રકટ થાય છે. કમળ અવ્યાકૃતમાંથી વ્યાકૃતિ અભિમુખ થયેલ પ્રકૃતિનું રૂપ છે અને તેમાંથી જ બ્રહ્માની ઉત્પત્તિ થાય છે.

શ્રી ભગવાનના શરીરનો રંગ ઘનનીલ છે કારણ આકાશનો રંગ નીલ છે અને નિરાકાર બ્રહ્મના શરીરનો નિર્દેશ કરતી વખતે શાસ્ત્રમાં તેને આકાશ શરીર કહેલ છે. તેમના ગળામાં કૌસ્તુભમણિભૂષિત માળા છે. સમસ્ત જીવો સૂત્રમાં મણિઓની માફક પરમાત્મામાં ગ્રથિત છે. ગળામાં માળાની જેમ બધા જીવો પરમાત્મામાં જ સ્થિત છે, એ ભાવ બતાવવાને માટે તેમના ગળામાં માળા છે. બધી માળાઓના મણિઓની વચ્ચે ઉજ્જવલતમ કૌસ્તુભમણિ છે, જે નિત્ય શુદ્ધબુદ્ધ મુક્તસ્વભાવ કૂટસ્થ ચૈતન્ય છે.

અધિકાર પ્રમાણે જે સાધક જે રીતે ભગવાનની ભક્તિ કરે છે, તે પ્રમાણે તેને ભગવાન અધિકાર અનુસાર ધર્મ, અર્થ, કામ અથવા મોક્ષરૂપી ફલ આપે છે તે બતાવવા સારુ તેમને ચાર હાથ છે.

જે ભાવો પ્રમાણે રૂપની પ્રતિષ્ઠા કરવામાં આવે છે, તે રૂપનું ધ્યાન કરીને ભક્ત તે તે ભાવોમાં પોતાનું ચિત્ત વિલીન કરી શકે છે અને ભાવ દ્વારા ચિત્તવિલય કરીને ભાવગ્રાહી ભગવાનનું દર્શન કરી શકે છે.

જેમ સમસ્ત વિશ્વવ્યાપિની પ્રકૃતિના ભાવો અનુસાર ભગવાનની મૂર્તિનું વર્ણન કરાય છે, તેવી રીતે પ્રકૃતિના પરિચ્છિન્ન ભાવો અનુસાર પણ દેવ-દેવીઓની રૂપકલ્પના થાય છે. આવી જાતની રૂપકલ્પનામાં પ્રકૃતિના જે ભાવ પર એ દેવતાની ચેતનશક્તિ કાર્ય કરે છે, તે અનુસાર તે દેવ કે દેવીની મૂર્તિ બનાવવામાં આવે છે. બ્રહ્માજીની મૂર્તિનો દાખલો લઈએ: બ્રહ્માજી પ્રકૃતિની અન્તર્ગત રહેલા રાજસિક ભાવ પર અધિષ્ઠાન કરતા હોવાથી બ્રહ્માજીનો રંગ લાલ છે, કારણ રજોગુણનો રંગ લાલ છે. સમષ્ટિ અન્તઃકરણ બ્રહ્માજીનું શરીર છે તેથી બ્રહ્માજીને ચાર મુખ છે; મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એવાં અંતઃકરણનાં ચાર અંગ છે; ક્રિયાકાલમાં જ્ઞાનની અપ્રધાનતા હોવા છતાં જ્ઞાનની સહાયતા વિના ક્રિયા ઠીક ઠીક થઈ શકતી નથી તેથી જ્ઞાનસ્વરૂપ નીરક્ષીર વિવેકી હંસને બ્રહ્માજીના વાહન તરીકે રાખવામાં આવેલ છે.

( અપૂર્ણ )

# સંત—ગુરુ સાથે નિકટ સંપર્ક

લેખક :—શ્રી. નંદલાલ ભોગીલાલ શાહ

卐

યુરોપીય સંસ્કૃતિના પ્રચાર પછી આજ લગી જનતાની આધ્યાત્મિક ક્ષેત્ર પ્રતિની ઉદાસીનતા—અને ઘણી વાર અવગણના પણ જોતાં ચાલુ જમાનામાં જગતભરમાં એ ક્ષેત્રમાં જનતાની જે જાગૃતિ ફેલાય રહી છે તે જગત સારૂ એક શુભ ચિન્હ છે. આ ક્ષેત્રમાં રસ ધરાવનારા સાધકો, તેમને દોરનાર સંતો અને તેમના અનુયાયીઓ વધારે સંખ્યામાં પ્રકાશમાં આવતા જાય છે. સંતધામયાત્રીઓની અને સંતદર્શનાભિલાષીઓની પ્રતિદિન વધતી જતી સંખ્યાની સાથે સાથે વિશાળ સુવ્યવસ્થિત આશ્રમો પણ હયાતીમાં આવવા માંડયા છે. આ ક્ષેત્રનું સાહિત્ય પણ પહેલાંના કરતાં મોટા પાયા ઉપર છપાતું અને ફેલાવો પામતું નજરે ચઢે છે. જનકલ્યાણાર્થે જાહેર વ્યાખ્યાનો આપતા સંતો વિષે પણ આપણે ઘણી વાર સાંભળીએ છીએ કે છાપામાં વાંચીએ છીએ; તેમ જ જનતા અને જાહેરાતથી દૂર રહેવા ઇચ્છતા અજ્ઞાત રહેતા કોઇ જગાએ સ્થાયી યા એક જગાએથી બીજી જગાએ પરિભ્રમણ કરતા ...ના દર્શન પણ આપણે જો મન-હૃદયની આપણી આંખો ખુલ્લી રાખી ...વા શક્તિમાન થયા હોઇશું, તો થવાનો પૂરો સંભવ છે. સાચા સંત અને ...ભી સંતનો ભેદ પારખતી પણ જનતા હવે થવા લાગી છે. અને કેળવાયેલા ...હેવાતા અને અંગ્રેજી ભણેલા તથા પશ્ચિમના સુધારામાં માનનારાઓ પણ હવે આધ્યાત્મિકતા અને સંતો પરત્વે ક્રમશઃ વધુ સમભાવીભર્યું વલણ અખત્યાર કરતા અનુભવીએ છીએ: વર્તમાન અને ભવિષ્ય સારૂ આ બધી શુભ સંજ્ઞાઓ લેખી શકાય ખરી.

હવે મુખ્ય સવાલ તો એ ઉદ્ભવે છે કે આવા આધ્યાત્મિક વાતાવરણનો સર્વશ્રેષ્ઠ લાભ કેવી રીતે ઉઠાવી શકાય ? પોતાનો વિકાસ વેગવંત કરવાની ઇચ્છાવાળા અધ્યાત્મપથના યાત્રીએ શું કરવું જોઇએ ? જિજ્ઞાસુને સહેજે આ વિચાર આવે જ. ધાર્મિક કે આધ્યાત્મિક વ્યાખ્યાનોના કેવળ શ્રવણથી, યા તે ક્ષેત્રના માત્ર સાહિત્યના વાંચનથી, તથા તેના ઉપર વિદ્વતાભરી ... વારંવાર સંતોના દર્શનથી અને સંતોના આશ્રમોની

મુલાકાતોથી જ સાધક પોતાનો પંથ ઝાઝો કાપી શકે નહિ. પ્રાથમિક ભૂમિકા તેથી જરૂર રચાય ખરી. કદાચ થોડો પંથ પણ કપાય. પણ પછી આગળ પ્રગતિ સંભવી ન શકતાં એટલેથી જ થંભી જવાનું બને છે. બહુ બહુ તો આપણને એથી આધ્યાત્મિકતા અને સંતોના ઉપરછલા થરને-વાતાવરણને જ માત્ર સ્પર્શવાનું બને અને ત્યાં જ અટવાવાનું થાય છે. આમાંથી ઉગરવા સારૂ અને સંતના વાતાવરણનો પૂરો શક્ય લાભ લઇ શકાવા સારૂ અને સાધનાનો વેગ ત્વરિત કરવા તથા ધ્યેય પ્રાપ્ત કરવા સારૂ ગમે તે કોઈ એક સાચા સંતના નિકટ સંપર્કમાં આવવાની આવશ્યકતા રહે છે. સંતનો આપણે સ્વીકાર કરવાનો છે, અને આપણા દોરનાર તથા ગુરૂ તરીકે એમની સાથે સંબંધ બાંધવાનો છે, અને તે પછી તેમની જ દેખરેખ, દોરવણી અને આજ્ઞામાં રહીને આધ્યાત્મિક તેમ જ ઐહિક સર્વ પ્રવૃત્તિઓ થવી જોઇએ. આટલું જો કરી શકાય તો સાધનાનો આરંભ ઠીક થયો ગણાય, અને તે પણ આરંભ જ માત્ર થયો ગણાય, કારણ હજુ તો ઘણું ઘણું કરવાનું બાકી રહે છે. આટલું તો પાશેરામાં માત્ર પહેલી પુણી બરાબર ગણાય. સંત સાથેના કેવળ સ્થૂલ સંબંધમાં ( physical contact ) મા ગુરુ તરીકેના સ્વીકાર માત્રમાં સાધનાની પરિપૂર્ણતા થઇ જતી નથી. ત્યાર પછી તો તે સંપર્કને જીવંત કરવો પડશે, ગુરુની આંતર ચેતના સાથે આપણી આંતર ચેતનાનો તાર સતત સહાય જોડાયેલો રહે એવી સ્થિતિ કરવી પડશે; તે ચેતના અને આપણી ચેતનાને એક પ્રેમપૂલ વડે જોડી લઇને, તે પૂલ ઉપરથી આવ-જા કરવાની સુગમતા કરી દઇને અંતે તો પૂલની પેલી પાર રહેલી ગુરુચેતનામાં પૂર્ણપણે ભળી જવાનું છે.

સાધના કરવાને અનિવાર્ય એવા સૂક્ષ્મ ગુરુસંપર્ક સાધવાના અનેક રસ્તાઓમાંના કેટલાક તરફ હવે આપણે દૃષ્ટિપાત કરીશું.

(૧) એકાંતમાં એકલા હોઇએ કે અનેકવિધ બાહ્ય પ્રવૃત્તિઓમાં બીજાઓ સાથે ગુંથાએલા હોઇએ, ગમે તેવા સંજોગોમાં હોઇએ, ત્યારે અવિરતપણે સતત અદમ્ય ઉત્સાહ અને ઉત્કટ પ્રેમથી, હૃદયે ગુરુનું ધ્યાન ધરવું અને સ્મરણ કરવું.

(૨) નિત્ય નિયમિતપણે અમુક મુકરર કરેલા સમય સુધી. નિયત

સ્થળે ગુરુની છબીની મદદ વડે યા કોઇ પણ બાહ્ય અવલંબનની સહાય લીધા વિના ભાવરૂપે-અનુકૂળ લાગે તે રીતે-ગુરુના હૃદય ઉપર ભાવપૂર્વક લક્ષ રાખીને તેમાં વસેલી દિવ્ય જીવંત આંતર ચેતનાનું ધ્યાન ધરવું

(૩) ગુરુને શું ગમશે અને શું નહિ ગમે, તેનો હરદમ સતત ખ્યાલ રાખીને આપણાં બધાં કાર્યોની પસંદગી ગુરુ પસંદગીને અનુલક્ષીને કરીએ, અને તે સર્વે કાર્યો કરતાં કરતાં તેમાં સતત જાગૃતિ, દિવ્ય ચેતના, કર્મના હેતુનું ભાન, ભાવ અને ગુરુનું સ્મરણ રહ્યા કરે. ઉપરાંત એ સઘળાં કાર્યો તેમનાં જ ગણીને આદિ મધ્ય અને અંતે અવિરતપણે સ્મરીને તે સર્વે પાછાં ફળાશા છોડીને અંતે તેમને પ્રેમથી સમર્પણ કરવાં.

(૪) જ્યારે અને જ્યાં શક્ય હોય ત્યાં પોતાની અંતરની અને બાહ્ય સર્વ રોજની પ્રવૃત્તિઓનો ખુલ્લા દિલે એકરાર આત્મનિવેદનરૂપે રૂબરૂમાં યા પત્રવ્યવહારથી કરવો અને ગુરુના સાહિત્યનો-પત્રોનો વગેરેનો ઝીણવટભર્યો ઊંડો અભ્યાસ ચાલુ રાખીને તેમાંથી સારરૂપે જીવનનું ઘડતર કરનારી સૂક્ષ્મ પ્રેરણાઓ પામવા પ્રયત્ન કરવો

(૫) ગુરુના સ્થૂલ સબંધનો લાભ મળતાં અતિનમ્રભાવે અને નિરપેક્ષ તેમની પ્રવૃત્તિઓ અને તેમની વાણીનું રહસ્ય સમજવા-હૃદ્ગત કરવા-અને તત્ત્વ જીવનમાં ઉતારવા મથવું. આપણાં પરિમિત ક્ષુદ્ર અને સંકુચિત સંતવ્યોથી કદી પણ તેમના કાર્યોની આપણી કે આંકણી કરવાનો ધૃષ્ટ યત્ન ન કરવો ગુરુ સ્વતઃ આપણી યોગ્યતા જોઇને તેમની હાજરીમાં સતત રહેવા દેવાનું ના કરે ત્યાં સુધી તેમની સમીપ જ રહેવાનો લોભ અને આકાંક્ષા આપણે બળપૂર્વક ખાળવા, શરૂ શરૂમાં ગુરુ સાન્નિધ્યમાં સતત રહેવાનું બનતાં ઘણી વાર વિપરીત માન્યતામાં ઊતરી જવાનો પૂરો ભય રહે છે સૂક્ષ્મસંપર્ક યાને ગુરુની દિવ્ય આંતરચેતના સાથેનો જ સંપર્ક આપણું લક્ષ્ય રહેવું જોઇએ અને તેની પૂર્ણતાએ આપણા હૃદયમાં તેનો અનુભવ થયા કરે.

(૬) આપણી સમગ્ર જાતને સર્વ ભાવે અને સર્વ પ્રકારે તેની સંપૂર્ણતામાં પ્રેમ અને આનંદથી, ગુરુના પદપાદે સમર્પણ કરવી જોઇએ.

તેની કૃપાથી આટલું પણ થઇ શકે એટલા માટે આપણે નમ્ર ભાવે પ્રભુને પ્રાર્થીએ છીએ!

# શ્રી શંકરાચાર્યનો જ્ઞાનયોગ
## અને
# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

(ગતાંકથી ચાલુ)

લેખક :-સ્વા. શ્રી. માધવતીર્થજી



(૧૩

### ભૂલનો બાધ કરે તેવા જ્ઞાનની જરૂર

અરવિંદશિષ્ય :—આત્મા જો સ્વયંપ્રકાશ છે અને જ્ઞાનરૂપ છે તો તેમાં અજ્ઞાન અને દુઃખ શી રીતે આવ્યાં ?

શંકરશિષ્ય :—વાદળાંથી સૂર્ય ઢંકાયેલો લાગે ત્યારે પણ સૂર્યની જગ્યાએ તે આવરણ વગરનો છે. જે જોનારાની દૃષ્ટિ સ્થાનધર્મથી રોકાઈ ગયેલ છે તે સૂર્યને આવરણવાળો માને છે. એવું કલ્પિત આવરણ આત્મામાં રહે તેથી આત્મામાં કાંઈ થતું નથી. એવા આવરણને દૂર કરવા જેવું બાધક જ્ઞાન વેદાન્ત આપે છે. સંસારદશામાં પણ આત્મામાં અપ્રતિબદ્ધ આનંદ છે પણ જેનું ચિત્ત શબ્દ વિગેરે વિષયોથી દુઃખિત થઈ અતિ લાલસામાં પડયું છે તેને તે વિષયો દેખતી વખતે અત્યંત સમીપ રહેલ આત્માનો આનંદ સેવાનો અવકાશ મળતો નથી. એવા પુરૂષનું અનવધાન માત્ર જ આત્મ-સાક્ષાત્કારમાં પ્રતિબંધક છે. જ્યારે અધ્યસ્તનું જ્ઞાન હોય ત્યારે અધિષ્ઠાનનું જ્ઞાન થઈ શકતું નથી.

અરવિંદશિષ્ય :—એવો નજીક રહેલ પરમ આનંદ જીવ શા માટે સેતા નથી ?

શંકરશિષ્ય :–કેટલાક દર્દી કે જે દાક્તર પાસે જાય છે તે એવું ઇચ્છે છે ભલે દવાનું બીલ વધારે થાય, ભલે દર્દ ધીરે ધીરે મટે પણ દાક્તરને કહે કે એવી દવા આપો કે સાથે સાથે બધું જમી શકાય, ભજીઆં, લાડુ, ચટણી વિગેરે ખાઈ શકાય; કેટલાક એવું સ્પષ્ટ કહેતા નથી પણ એવું ઇચ્છે છે. તેવી જ રીતે ઘણા માણસો એવું માગે છે કે અમારે મોક્ષની ઉતાવળ નથી. પણ અમારો સંસાર એમ ને એમ રહે અને સાથે સાથે મોક્ષની નજીક પણ પહોંચીએ. એવાઓનો અધ્યાસ દૂર થઇ શકતો નથી.

અરવિંદશિષ્ય :–શ્રી અરવિંદ કહે છે કે આત્માના માર્ગમાં ગમે તેટલી મુશ્કેલીઓ આવે તો પણ જીવનનો નિષેધ કરવો જોઇએ નહિ. તે કહે છે કે જેમ જડવાદીઓ આત્માનો નિષેધ કરે છે તેમ સંન્યાસીઓ જીવનનો નિષેધ કરે છે.

શંકરશિષ્ય :–અમે જીવનનો નિષેધ કરતા નથી. માત્ર કલ્પિત જીવનનો નિષેધ કરીએ છીએ; એવું જીવન બ્રહ્મની સાથે રહે તો તેવા જીવનના કલ્પિત ધર્મ અજ્ઞાન, અને દુઃખ વિગેરે પણ બ્રહ્મમાં આવી જાય. બાધ પહેલાં છીપમાં રૂપું નથી દેખાતું એમ નહિ. દેખાય છે છતાં બાધ પામે છે ...ી રૂપું જેમ મિથ્યા છે તેમ બાધક જ્ઞાનથી જે બાધ પામે છે તે સંસાર ...થ્યા છે. રૂપાના જ્ઞાન વખતે કે છીપના જ્ઞાન વખતે ત્યાં રૂપું નથી તેમ કલ્પિત જગત ત્રણે કાળમાં નથી અને જગતનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે.

Shri Aurobindo tries to take a comprehensive view of life and yet ignores two aspects of life *viz* dream and sleep which occupy no less than one-third of the duration of human life.

અરવિંદશિષ્ય :–જાગ્રત અવસ્થામાં જોયેલા એવા સજાતીય ભાવનું સ્વપ્નમાં સ્મરણ થાય છે, વિજાતીય ભાવનું સ્મરણ થતું નથી. નિદ્રાના દોષથી અન્યથા અન્યથા ભાસે છે. જેમકે સ્વપ્નામાં કોઇ પોતાનું માથું કાપી પોતાના હાથમાં લઇ જુએ છે. આ બાબતમાં જો કે જાગ્રતમાં પોતાનું માથું કાપેલું કોઇ જોઇ શકે નહિ અને તે હાથમાં મૂકે એવું સ્મરણ ખોટું છે તો જાગ્રતમાં એવા જુદા જુદા અનુભવ થઇ શકે છે. જે જુદા અનુભવ

જાગ્રતમાં જોયેલ હોય તેનો જેમ તેમ સંબંધ નિદ્રાના દોષથી સ્વપ્નમાં થાય છે અને પછી એનું સ્મરણ થાય છે. તેથી બધા પ્રકારનું સ્મરણ જાગ્રતમાં અનુભવ કરેલા વિષયનું હોય છે એવી વ્યાપ્તિ બની શકે છે.

સંકરશિષ્ય :–તેમ નથી. જાગ્રતમાં પોતાનું માથું કપાયેલું જોવું અને તે હાથમાં રાખેલું જોવું, તેનો સંબંધ જાગ્રતમાં બનતો નથી. તે સંબંધ અનુભવવાળો નથી છતાં તેનું જે સ્મરણ સ્વપ્નમાં થાય છે, તે ખોટો દેખાવ છે.

અરવિંદશિષ્ય :–સંબંધનું સ્મરણ સ્વપ્નમાં થતું નથી.

શંકરશિષ્ય :–એવા સંબંધવાળા સ્મરણનું કોઈ બાધક નથી. મિથ્યાભૂત વસ્તુમાં આવી ભાવના થઈ શકે છે. સ્વપ્નમાં જેમ વસ્તુ મિથ્યા છે, તેમ સંબંધ મિથ્યા છે અને સ્વપ્નાનો કાળ પણ જાગ્રતના જેવો નથી. સ્વપ્નું એ મિથ્યા જ્ઞાનવાળો સ્થાનધર્મ છે. જાગ્રત પણ એવું જ છે.

અરવિંદશિષ્ય :–તમે સુષુપ્તિમાં અવિદ્યાનો અભાવ કહો છો. જો અવિદ્યાનો એક જગ્યાએ અભાવ હોય તો અવિદ્યા બીજી કોઈ જગ્યાએ હોવી જોઈએ. અભાવના જ્ઞાનમાં પ્રતિયોગીની જરૂર પડે છે.

શંકરશિષ્ય :–પ્રતિયોગી જ્ઞાન વગર અભાવનો અનુભવ બની શકે નહિ એ વાત સાચી નથી. આપણી સમાજમાં "એસ્કીમો" નામનો કોઈ વિદેશી માણસ નથી એમ કોઈ કહે તો જેણે જન્મથી તેવો માણસ જોયો નથી તેનામાં પણ તેવું અભાવ જ્ઞાન થાય છે અને બધા હિંદુસ્થાનના રહીશ છે એવું સંશય વગરનું જ્ઞાન થશે. ત્યાં પ્રતિયોગીનું જ્ઞાન ન હોવા છતાં એવા વિલક્ષણ માણસના અભાવનું જ્ઞાન થઈ શકે છે. તેવી જ રીતે સાચી અવિદ્યા ન હોય તો પણ અવિદ્યાનો અભાવ જાણી શકાય છે. ખરી રીતે અમે તો સુષુપ્તિમાં જ્ઞાનનો ભાવ કે અભાવ, અજ્ઞાનનો ભાવ કે અભાવ કે એવો બીજો કોઈ અનુભવ માનતા નથી. સુષુપ્તિમાં "મેં કાંઈ જાણ્યું નહિ" એ સ્મરણમાં વિષયનો અભાવ અમે કહેતા નથી.

અરવિંદશિષ્ય :–ત્યારે શું કહેલ છે?

શંકરશિષ્ય :–વિષયની જેમ સુષુપ્તિમાં ઉપલબ્ધિ નથી તેમ કાંઈ પણ ઉપલબ્ધિ નથી. તમારી રીતે જો અનુભવનું સ્મરણ સ્વીકારીએ તો અનુભવમાં અને સ્મરણમાં વિષયતા આવી જાય છે. ઊંઘમાં "મેં કાંઈ જાણ્યું

નહિ " એ જ્ઞાન સ્મરણરૂપ માનો તો તેમાંથી સર્વનું અગ્રહણ સિદ્ધ થાય છે, ભાવરૂપ અજ્ઞાનનું ગ્રહણ સિદ્ધ થતું નથી. ત્યાં એ અજ્ઞાનને દૂર કરવા જેવી પ્રમાણવૃત્તિ પણ નથી.

અરવિંદશિષ્ય :–શ્રી અરવિંદ પણ ભાવરૂપ અજ્ઞાનને માનતા નથી પણ તમારા માયાવાદમાં એ વાત આવે છે તેથી મેં એ વાતનો ખુલાસો માગેલ છે. જગતના દુઃખનું કારણ ખોટું જ્ઞાન છે અને તે દૂર કરવા માટે શ્રી અરવિંદ વિજ્ઞાનમય કોશનું તત્ત્વ આ પૃથ્વી ઉપર ઉતારવા માગે છે. તે કહે છે કે " મારો જન્મ એટલા માટે જ થયેલ છે " તેટલા માટે ઘણી આસુરી શક્તિને આત્માની શક્તિથી જીતવી પડશે.

શંકરશિષ્ય :–પતંજલિના યોગદર્શનમાં એવી સિદ્ધિઓનું ઘણું વર્ણન આવેલ છે. જ્યાં દ્રષ્ટા વૃત્તિ જેવો થઈ જાય છે ત્યાં તે ત્રણ ગુણવાળી માયામાં પડે છે તેથી તેને તેમાંથી કાઢવા માટે આત્માની શક્તિનો ઉપયોગ કરવો પડે છે, પણ અમારા મતમાં એમ માનેલું છે કે આત્મા વૃત્તિ જેવો દેખાય છે, વૃત્તિ જેવો થઈ જતો નથી. ઉપાધિના ધર્મથી આત્મા અસંગ છે તેથી આત્મા બગડી જતો નથી. ઉપાધિ પોતે પણ જ્ઞાનથી જતી રહે છે કારણ કે અજ્ઞાન વખતે પણ તે સાચી નહોતી. આત્માની શક્તિથી આસુરી શક્તિ જીતવામાં કેટલીક સિદ્ધિઓ નજરે જરૂર પડે છે પણ જ્યાં બીજું નથી ત્યાં શક્તિનો ઉપયોગ રહેતો નથી. શ્રી રમણ મહર્ષિ કહે છે કે :–" In order to display Siddhis, there must be others to recognise them. That means that there is no Jnana in the one who displays them. Therefore, Siddhis are not worth a thought. There are no othere to be helped for the realised being sees only the self. "

અરવિંદશિષ્ય :–ત્રણ અવસ્થાના વિચારની દ્રષ્ટિએ જોતાં સુષુપ્તિમાં બધો જાગ્રત પ્રપંચ જતો રહે છે અને ફરીથી બીજે દિવસે ઉત્પન્ન થાય છે તેથી સુષુપ્તિમાં અજ્ઞાન નહિ માનો તો, સુષુપ્તિમાં જે પ્રપંચ તદ્દન નિર્લેપ થઈને અભાવરૂપ થઈ ગયેલ છે તે કાંઈ કારણ વગર સવારે ફરી ઉત્પન્ન થઈ શકે નહિ તેથી જાગ્રત પ્રપંચને ફરીથી ઉત્પન્ન થવાનો કોઈક હેતુ સુષુપ્તિમાં

માનવો પડશે અને બીજો હેતુ ન મળવાથી તમારા મતવાળા અજ્ઞાન માને છે. સ્વપ્નાની દ્રષ્ટિએ જોઇએ તો સ્વપ્નું જાગ્રતની માફક સ્થિર નથી.

શશાંકશિષ્ય :—સ્વપ્નું અસ્થિર અને ચંચળ છે એ વાત તમે ક્યારે નક્કી કરી ? સ્વપ્નના અનુભવ વખતે નક્કી કરી કે બીજા કાળે ? સ્વપ્ન વખતે તે ખોટું લાગતું નથી. સ્વપ્નું પુરું થયા પછી બીજી અવસ્થામાં તેની અસ્થિરતા અનુભવમાં આવે છે. જાગ્રત પણ જાગ્રત અવસ્થા વખતે ખોટું અનુભવમાં આવશે નહિ પણ બ્રહ્મદશામાં જ્યારે બાધક જ્ઞાન ઉત્પન્ન થશે ત્યારે જાગ્રત પણ સ્વપ્નની માફક મિથ્યા છે એમ અનુભવમાં આવશે સ્વપ્ન, અને જાગ્રત સમાન સ્વભાવવાળી અવસ્થા છે. બન્ને અવસ્થામા તેને લગતી દેશ અને કાળ વિગેરેની સંપત્તિ રહે છે. જાગ્રત અવસ્થામાં દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વિગેરે જે રહે છે તે જ સ્વપ્નમાં રહેતા નથી. સ્વપ્નમા તે નવા ઉત્પન્ન થાય છે. એટલે કે પ્રમતા, પ્રમાણ અને પ્રમેય નવાં થાય છે સુષુપ્તિનો અનુભવ એ પણ એક પ્રકારનો સ્થાનધર્મ છે ફરી બીજે દિવસે જાગ્રત થતા તે જાગ્રત દશા પ્રમાણે તે દશાને અનુકુળ દેશ, કાળ પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય સ્વપ્નની માફક બની શકે છે. જાગ્રત અને સ્વપ્ન બન્ને દશાનો કાર્યકારણભાવ બની શકતો નથી. તમારા મત પ્રમાણે જાગ્રત સ્થિર છે અને સ્વપ્નું અસ્થિર છે તેથી વિદ્યમાન જાગ્રતમાંથી અવિદ્યમાન સ્વપ્નું કેવી રીતે ઉત્પન્ન થાય ? અને અવિદ્યમાન સ્વપ્નમાંથી જાગ્રતની ઉત્પત્તિ પણ બને નહિ. કાર્યકારણભાવ સમાન અવસ્થાવાળા પદાર્થમા બને છે. તેથી જાગ્રતને સ્થિર માનો તો પણ જાગ્રત અને સ્વપ્નનો કાર્યકારણભાવ બની શકતો નથી. વળી જાગ્રત સ્થિર છે એમ કહેવું એ પણ ખોટું છે.

અરવિંદશિષ્ય :—જાગ્રતનું સ્થિરત્વ તો બધાના અનુભવમાં આવે છે. " આ મારૂં ઘર છે, આ મારૂ ખેતર છે, આ મારા પુત્ર મિત્ર વિગેરે છે કે જે કાલે રહેવાના છે. " એવી ભાવનાથી વ્યવહાર ચાલે છે. આજે મેં આ મેળવ્યું, કાલે ફરીથી મેળવીશ, એવી ભાવના સૌને રહે છે, તેથી જાગ્રત સ્થિર છે. જો જાગ્રત વ્યવહારના સંબંધમાં સ્થિરત્વની બુદ્ધિ ન રહે તે લૌકિક પ્રવૃત્તિ બને નહિ એટલું જ નહિ પણ બધા શાસ્ત્રોના ઉપદેશ અને શ્રવણ વગેરેની પ્રવૃત્તિ પણ નકામી થઇ જાય

શંકરશિષ્ય :—હું એમ નથી કહેતો કે જાગ્રતના વ્યવહારમાં સ્થિરતા નથી; હું તો એમ કહું છું કે એ સ્થિરતા પારમાર્થિક નથી. બધી પ્રવૃત્તિઓ પ્રપંચને સ્થિર માની ચાલી રહેલ છે, તે પારમાર્થિકરૂપે સ્થિરતાની અપેક્ષા રાખતી નથી એમ કહેવાથી વ્યવહારને કાંઈ હાનિ નથી.

અરવિંદશિષ્ય :—જો કે સ્થિરત્વની બુદ્ધિથી પ્રવૃત્તિ ચાલી રહેલ છે તો પણ પ્રપંચને મિથ્યા માનવાથી તે પ્રવૃત્તિની વ્યર્થતા આવી જશે. મનોરથથી કરેલ કલ્પિત ભોજનથી કોઈને સાચી તૃપ્તિ થતી નથી.

શંકરશિષ્ય :—તમે માનેલ સ્થિર પ્રપંચથી કોઈને તૃપ્તિ થતી હોય તો કોઈ ભગવાનનું ભજન કરે નહિ. પ્રપંચનું સ્થિરત્વ બાધ પામે તેવું છે તેથી તે દશામાં ખરો આનંદ મળી શકે તેવું નથી. જે પારમાર્થિક રીતે સ્થિર નથી તેનો આનંદ લેવો એ કેવળ મૂર્ખાઈ છે. જગતમાં જો કોઈ મુરખ ન હોય તો નામ અને રૂપનું જે માયામય સુખ છે અને જે પરિણામે બાધ પામે તેવું છે તે સુખમા કોઈની રૂચિ થાય નહિ. જે વસ્તુ સ્થિર નથી તેમાં સ્થિરપણું માનવું એ ભ્રાંતિ છે, છતાં જે કાળે જે દશામાં સ્થિર જેવું જણાય છે તે કાળે વ્યવહાર થઈ શકે છે.

અરવિંદશિષ્ય :—કેવી રીતે ?

શંકરશિષ્ય :—જેમ હેતુમાં સત્યત્વબુદ્ધિ થઈ જાય છે તેમ ફળમાં પણ સત્યત્વબુદ્ધિ થઈ જાય છે. તેથી જે દશામાં હેતુ, ફળ, ક્રિયા અને કારક વગેરેમાં સત્યત્વબુદ્ધિ થાય છે તે દશામાં પ્રવૃત્તિ નિષ્ફળ બનતી નથી. તેથી પ્રપંચમાં માણસોને સુખ મળે છે, પણ સુખનું સાધન બાધ્ય થતું હોવાથી સુખ પણ બાધ્ય થાય છે. તેથી જો કે જાગ્રતમાં સ્થિરત્વબુદ્ધિ થાય છે છતાં એ સ્થિરત્વ મિથ્યા છે એટલે કે બીજી દશામાં તે બાધ પામે છે.

અરવિંદશિષ્ય :—વ્યાવહારિક પ્રપંચનો ધર્મ મિથ્યાત્વ પણ વ્યાવહારિક છે.

શંકરશિષ્ય :—પ્રપંચનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે, તેનું વ્યાવહારિક સ્વરૂપ કે જે દ્વૈતની ભાવનાવાળું છે તે મિથ્યા છે. તેથી બ્રહ્મના સાક્ષાત્કારથી બ્રહ્મમાં તો મિથ્યાત્વ સહિત પ્રપંચનો બાધ થાય છે, પરંતુ પ્રપંચમાં મિથ્યાત્વનો નિશ્ચય થાય છે. બ્રહ્મજ્ઞાનથી પ્રપંચનો નાશ થતો નથી પણ પ્રપંચનું સાચું સ્વરૂપ સમજાય છે. જે પ્રપંચ સામાન્ય દૃષ્ટિથી અનુભવમાં આવે છે

તે પારમાર્થિક રીતે સત્ય નથી. સ્વપ્નમાં ઘણું દેખાય છે તે બંધ આંખવાળા માટે છે. આંખ ખુલે તો પોતે જ છે. તેમ જાગ્રતમાં જ્ઞાન થાય તો પોતે જ છે. Ultirmate unity never clashes with apparent multiplicity.

અરવિંદશિષ્ય :–પ્રપંચની સ્થિરતાની બાબતમાં મત લેવા માંડો તો બહુમતિ મારા પક્ષમાં રહેશે. આજ જે વસ્તુનો અનુભવ મેં કર્યો તે જ વસ્તુનો અનુભવ હું કાલે પણ કરું છું.

શંકરશિષ્ય :–સ્વપ્ન અને જાગ્રત બન્ને દશાના વિષયો પોતાની દશાથી જુદી દશામાં બાધ પામે છે. તેનું જ્ઞાન પણ તેવુ છે. પછી સ્વપ્નની વસ્તુ અને તેના અનુભવને મિથ્યા માનવા અને જાગ્રત દશાની વસ્તુને સ્થિર માનવી એ બરાબર નથી.

અરવિંદશિષ્ય :–સ્વપ્નની પ્રત્યભિજ્ઞાનો બાધ સૌના અનુભવમાં આવે છે, તેવી રીતે જાગ્રતની પ્રત્યભિજ્ઞાનો બાધ સૌના અનુભવમાં આવતો નથી.

શંકરશિષ્ય :–ઠીક વાત કહી, તો પણ તે કાળે બાધ્યત્વનો અભાવ તો બન્ને દશામાં સમાન છે. તેમ ન હોય તો અને સ્વપ્નકાળે જો સ્વપ્ન બાધ થાય તો તે વખતે તેવી બુદ્ધિ ઉત્પન્ન થવી જોઇએ. તેમ થાય તો સ્વપ્નની સ્થિતિની તે વખતે હાનિ થાય. સ્વપ્નાનું સ્વરૂપ જ એવું છે કે તે સ્વપ્નને વખતે બાધ પામે નહિ, તે વખતે સાચા જેવું દેખાય અને બીજી અવસ્થામાં તેનો બાધ થાય, તેથી બધા દ્રવ્યના અનુભવ, તેનું સ્મરણ, અને તેની પ્રત્યભિજ્ઞા તે તે ક્ષેત્રમાં તે તે કાળે સ્થિર જેવા લાગે છે અને તે સ્થિર હોય તેવી રીતે બુદ્ધિ ગ્રહણ કરે છે. બીજી અવસ્થાના અનુભવથી જોતા તે બાધ્ય થઈ જાય છે અને અસ્થિર એવી ખાત્રી થાય છે.

અરવિંદશિષ્ય :–મેં કહેલી વાત પણ તમે ભૂલી જાઓ છો. સ્વપ્નું તો જાગ્રત થતાં મિથ્યા છે એવું નક્કી થઈ જાય છે પણ જાગ્રતનો એવો બાધ કોઈના અનુભવમાં આવેલ નથી તેથી તે બન્ને દશા વિલક્ષણ છે.

શંકરશિષ્ય :–મારો સિદ્ધાંત પણ તમે ભૂલી જાઓ છો. સ્વપ્ન મિથ્યા છે છતાં સ્વપ્ના વખતે તે જાગ્રત જેવું થઈ જાય છે અને આગલા દિવસના સ્વપ્નાથી વિલક્ષણ હોવા છતાં, તે વખતે અબાધ્ય રહે છે, એ બાબતનું જ્ઞાન

"મેં તમને કહ્યું તે કેમ વિસરી જાઓ છો ? તે જ પ્રમાણે જાગ્રત પણ સ્થિર નથી. તેમાં પણ સ્વપ્નની માફક જ ભ્રાંતિ ઉત્પન્ન થાય છે. એક વખત એક જગ્યાએ એક ઓરડામાં રાત્રે એક બિલાડી આવી. તેને બહાર કાઢવા માટે ઘરધણીએ એક બારણું ઉઘાડયું. તે ઓરડામાં એક અરિસો હતો. વીજળીની બત્તીનો પ્રકાશ હતો, તેથી તે બિલાડીને તે અરિસામાં એક મોટો ઓરડો દેખાયો. તે ઓરડામાં જવા માટે બિલાડીએ કુદંગ મારી પણ તેનું માથું તે અરિસામાં અટકાયું. તેને તે વખતે તેની ભૂલની ખબર પડી અને પછી ખુલ્લા બારણામાંથી બહાર ચાલી ગઇ. હવે અહીં જોઇએ તો અરિસામાં બિલાડીએ જોયેલો ઓરડો ભગવાને બનાવેલો નહોતો, કોઇ કડીઆએ બનાવેલો નહોતો, બીજે કોઇ માણસે બનાવેલો નહોતો છતાં તે બિલાડીને સાચો દેખાતો હતો. તેમ જ પ્રમાણે ભૂલની દશામાં અસ્થિર વસ્તુ થોડી વાર સ્થિર જેવી લાગે છે.

અરવિંદશિષ્ય :—તો પછી જાગ્રતમાં શું સ્થિર છે ?

શંકરશિષ્ય :—જાગ્રત પ્રપંચનું અધિષ્ઠાન ( બ્રહ્મ ) એ જાગ્રત પ્રપંચનું વાસ્તવ સ્વરૂપ છે, તે દરેક જીવનું વાસ્તવ સ્વરૂપ છે. તે નિત્ય પ્રાપ્ત છે. પ્રપંચની પ્રાપ્તિ એ એક ભ્રમ છે તેમ બ્રહ્મ નિત્ય પ્રાપ્ત છે તેની પ્તિ એ એક ભ્રમ છે તે ભ્રાંતિ દૂર કરવા માટે આત્મજ્ઞાનની જરૂર છે. નિત્ય પ્રાપ્ત બ્રહ્મની પ્રાપ્તિમાં જ્ઞાનથી ભિન્ન સાધનની અપેક્ષા નથી. જેમ વર્ષાકાળે અંતમાં મેઘનું કામ થઇ રહેતાં મેઘ નિવૃત્ત થઇ જાય છે તેમ બુદ્ધિની શુદ્ધિ દ્વારા વિવિદિષા, વૈરાગ્ય, અને ગુરૂભક્તિ ઉત્પન્ન કરી, તેનાથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેનાથી જીવ કૃતકૃત્ય થાય છે. સંસારદશામાં બ્રહ્મ અનાવૃત અનુભવમાં આવતું નથી. સંસારદશા એ જ અધ્યાસ છે. શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધમાં કહેલ છે કે કંસનું જ્ઞાન એવું હતું કે જ્યાં બે ન હોય ત્યાં બે દેખે. જ્યાં દ્વૈતની વાતો અને દ્વૈતના વિચારનું જોર હોય ત્યાં જીવ અને બ્રહ્મનો પ્રત્યક્ષ અભેદ અનુભવમાં આવતો નથી. તેથી સંસારદશામાં બ્રહ્મ અને તેનું જ્ઞાન અપરોક્ષ થાય નહિ. અપવાદ તરીકે શ્રી રામકૃષ્ણ પરમહંસ જેવા અવધૂત ગુરૂથી હોય અને કોઇ મનનમાં અસંભાવના વિગેરે ન હોય તો તેમને મહાવાક્યના ઉપદેશથી અપ્રતિબદ્ધ બ્રહ્મજ્ઞાન થાય છે.

અરવિંદશિષ્ય :–તમારાં શાસ્ત્રો પણ જાગ્રત દશામાં જ આવેલાં છે અને તે દશાને તો મિથ્યા માનો છો ?

શંકરશિષ્ય :–રજ્જુમાં સર્પ ઉત્પન્ન થતો નથી પણ સર્પનો ભ્રમ ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મમાં જગત ઉત્પન્ન થતું નથી અને થયું નથી પણ જગતનો ભ્રમ ઉત્પન્ન થાય છે. શાસ્ત્ર પણ જગતની અંદર છે. છતાં, જેમ સ્વપ્નનો સિંહ મિથ્યા હોવા છતાં તેની બીકથી મિથ્યા સ્વપ્નપ્રપંચનો નાશ થાય છે તેમ આગમશાસ્ત્ર મિથ્યા હોવા છતાં જાગ્રત વગેરે દ્વૈતનો નાશ કરે છે. આગમનું કામ અધ્યાસને હઠાવવાનું છે, આત્માનો પ્રકાશ તો આત્માની સત્તાથી થાય છે.

અરવિંદશિષ્ય :–આત્માનો પ્રકાશ કોની પાસે થાય છે ?

શંકરશિષ્ય :–આત્મા અવેદ્ય હોવા છતાં અપરોક્ષ અનુભવને યોગ્ય થાય તેને જ આત્માનું સ્વપ્રકાશત્વ કહે છે. વેદાન્તના પ્રસિદ્ધ ગ્રંથ 'ચિત્સુખી'માં તેનું પ્રમાણ આપેલું છે.

અરવિંદશિષ્ય :–તમે તો જીવને જ મિથ્યા માનો છો તો અનુભવ કોને થાય ? શ્રી અરવિંદ કહે છે શંકરાચાર્યના માર્ગમાં તો જીવ જ રહેતો નથી તો મોક્ષ કોનો થાય તે સમજાતું નથી.

શંકરશિષ્ય :–જીવ જો સ્વરૂપથી મિથ્યા હોય તો તત્ત્વજ્ઞાનથી તે જીવની નિવૃત્તિ થતાં મોક્ષનો અભાવ થઈ જાય; પણ ઉપાધિભેદથી બંધ અને મોક્ષની વ્યવસ્થા બની શકે છે. શુદ્ધ આત્મા જો અવિદ્યાનો કલ્પક હોય તો મોક્ષમાં પણ સંસાર થવો જોઇએ. તેથી અવિદ્યા–ઉપહિત આત્મા સંસારનો કલ્પક છે. જેની વૃત્તિ–ઉપહિત ચેતનમાં સર્વ સંસાર વગેરે અધ્યસ્ત છે તેને સંસાર પ્રતીત થાય છે, બીજાને નહિ. તેથી જેની વૃત્તિ તેવી સૃષ્ટિ જણાય છે. દરેક જીવ વાસ્તવમાં બ્રહ્મસ્વરૂપ છે પણ જ્યારે વૃત્તિ બ્રહ્માકાર ન થાય ત્યારે તે જીવ બીજી રીતે પોતે મોટા થવા ઇચ્છે છે. લોકમાં કીર્તિ મળે તો ઠીક, કોઇ પોતાનાં વખાણ કરે તો ઠીક એમ માની તેવી જાતની મોટાઇ લેવા ઇચ્છે છે..

આ બધા 'ઉપાધિ–ભેદ' છે. એ ખોટી રીતે મોટાઇ લેવાની વૃત્તિ છે. જેવી વસ્તુ હોય તેવી વૃત્તિ થવી જોઇએ. બ્રહ્માકાર વૃત્તિ વગર ખરી

વિજ્ઞતા સમજાતી નથી દ્વૈતનું જ્ઞાન આવરણરૂપ છે અજ્ઞાતગોચર વૃત્તિ હોય અને અબાધિત અર્થને બતાવે તે જ આવરણભંગ કરે છે.

અરવિંદશિષ્ય —સ્વપ્નું તો જાગ્રત થતાં તરત જ જતું રહે છે જાગ્રત એવી રીતે જતું રહેતું નથી, એ બાબતમાં તમારો ખુલાસો મને બરાબર સમજાતો નથી

શંકરશિષ્ય —જાગ્રતમાં જો બરાબર પુરુષાર્થ થાય તો જાગ્રત પણ ક્ષણભંગુર લાગે

અરવિંદશિષ્ય —તો પછી મહાત્મા પુરુષો બધાને બ્રહ્મજ્ઞાન કેમ આપતા નથી ?

શંકરશિષ્ય —એક વખત મે એક સાસુને કહ્યું કે તમે તમારી વહુને કેમ કામ સોંપતાં નથી અને મોટી ઉંમરે તમે બધું હાથે કરવા કેમ લાગો છો? તેના જવાબમાં સાસુએ કહ્યું કે ' હજુ વહુનું મન પીયરમાં બહુ રહે છે તેને જ્યારે એમ લાગશે કે મારૂં ઘર એ જ તેનું સાચું ઘર છે ત્યારે તે પોતે જ તેવી રીતે વર્તશે " એવી જ રીતે જેને સંસારના ક્ષણિક ભાવોનું સુખ ગમે છે તેમને મહાત્માઓ ઉપદેશ આપતા નથી અને આપે તો તેમને

ા નથી વ્યાવહારિક દૃષ્ટિથી તત્ત્વ ગળતું નથી, પણ ઉલટું ભ્રાંતિ વધે

વા ભ્રમરૂપ મિથ્યા વસ્તુની નિવૃત્તિ કરવામાં અધિષ્ઠાનનું જ્ઞાન જરૂરી

વસ્તુની નિવૃત્તિ અને અધિષ્ઠાનનું જ્ઞાન બન્ને એક સાથે થાય છે,

અધિષ્ઠાનનું જ્ઞાન એ જ અવિદ્યાની નિવૃત્તિ સમજવાની છે + તેમાં અભિમાન નથી ઘડો કહે કે હું માટી છું તેમાં અભિમાન નથી લાકડામાં રહેલ અગ્નિ જેમ ગામ વગેરેને બાળીને પોતાને એટલે લાકડાને પણ બાળે છે તેમ અખંડાકાર વૃત્તિમાં આરૂઢ ચૈતન પ્રકાશ સમૂળ સંસારને નિવૃત્ત કરી વૃત્તિને પણ નિવૃત્ત કરે છે કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ થાય છે એટલે કે સવિલાસ અજ્ઞાનની નિવૃત્તિ આત્મરૂપ છે ઘટપટની માફક અજ્ઞાન એવી કોઈ ભાવરૂપ વસ્તુ નથી આત્માનો અવિચાર એને જ કલ્પિત અવિદ્યા કહે છે જ્યારે આત્માનો વિચાર બરાબર થાય ત્યારે અપરોક્ષ જ્ઞાન થાય છે અને અપરોક્ષ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ એ જ ખરો પુરુષાર્થ છે, તેને જ મોક્ષ કહે છે, તે પરમ આનંદની સાચી અબાધ્ય દશા છે . ( અપૂર્ણ )

# સ્વા. સચ્ચિદાનંદજીનો પત્રબોધ

## ( અ. સૌ. શાન્તાબેન દેસાઇ ઉપરના પત્રોમાંથી )

### ( ૧ )

છોટાઉદેપુર

તા. ૩૧-૧-૩૪

"મારું કાર્ડ મળતાં તમારાં નયનમાંથી અશ્રુ (પ્રેમનાં) ઢળી પડયાં હતાં, તેમ જ તમારો પત્ર મળતાં જો કે આ શરીર અતિ સખત હૃદયનું છે, છતાં અમુક ઉદ્‌ગારો વાંચતાં અને એનો પ્રત્યુત્તર લખતાં આ શરીરની પણ વાત્સલ્યભાવથી એ જ સ્થિતિ થઇ હતી. પ્રકૃતિનો એ સ્વભાવ છે કે થયેલા ઘા પ્રમાણે જ પ્રતિઘોષ થાય છે; આ તમામ ભાવો ક્ષણિક છે; હશે ! એમાં તમારે કે મારે તાદાત્મ્ય કરવાનું નથી. પરન્તુ આપણા સત્યસાક્ષી યાને જ્ઞાન સ્વરૂપે જ રહેવાનું છે. યાને અસંગ છીએ જ એ ભૂલાવું ન જોઇએ.

પ્રકૃતિના સારા યા માઠા તમામ ભાવો ભૂલવાના છે. અને આપણા હિંદુધર્મના પુનર્જન્મનો સિદ્ધાન્ત લેતાં, આ જન્મના યા અનેક જન્મના આવા આપણા અનેક બનાવો ભૂલ્યે જ આપણી એટલે મનની શાંત સ્થિતિ જળવાઇ છે માટે ભૂલતાં શીખો. શનિવારે તમારે ત્યાં આવવાનો ભાસ થયો યા રવિવારે સવારે મારાં તમોને દર્શન થયાં હતાં એ તમામ તમારી વૃત્તિનાં જ દરશો, બીજું કાંઇ નહિ કે જે તમોને દ્વૈતભાવમાં અથડાવે છે.

પ્રેમ એ જ પરમાત્માનું સ્વરૂપ છે અને તેને દેશના અન્તર સાથે જરા પણ સંબંધ નથી, કારણ કે એ એક જ અને સચરાચર ( ગગનવત્ ) વ્યાપ્ત છે. માટે જો પ્રેમ જ છે તો હું તમોને ભૂલીશ અને તેમ ન થવા યાચના કરવી એ પણ શા ખાતર જોઇએ ? તમો બાલ અને અમો વૃદ્ધ; એમાં વૃદ્ધ એ પણ તમારી કલ્પના, એ તમામની પર જઈ અખંડ સમુદ્રમાં ડૂબો, જેમ નદીઓ સમુદ્રમાં ગળે તેમ કે જ્યાં દ્વૈતનો લેશ પણ ભાન નથી. બાકી તો " યાદશી ભાવના તાદશી સિદ્ધિ. " હું અને સ્વામીજી ક્યાં તમારા સંબંધી ( વ્યવહારથી હો ! ) હતા છતાં કેમ ગમ્યા, એ તમારી ભાવમયી વૃત્તિનું કૃત્ય; એટલે પ્રેમભાવ હશે તો અનેક વખત સ્થૂલથી મળાશે. મેં તમોને કહી દીધું છે કે હું કાંઇ કરતો હોઉં તો ( વસ્તુતઃ તો નહિ જ )

કોઇ બીજા માટે નહિ પરંતુ મારા પોતા માટે જ છે. એટલે એમાં તમારે આભાર માનવાનો હોય જ શાનો ? અને કોણ કોને ઋણી-અઋણી માને ? કારણ આ બધો એકનો જ વિલાસ તેમાં હું તમે એ તો માત્ર વાણી-વિલાસ !... . ...પૈસા તો માત્ર માટીનું બીજું જ સ્વરૂપ છે. માત્ર વ્યવહાર પૂરતી જ તેની કીમત છે, તો તેને વિચારવંત થઇ જ્યાદા મહત્તા ન આપશો. દૃશ્ય માયાવી કોઇ પણ ચીજને મહત્તા આપવી એ સ્વપ્નને મહત્તા આપવા જેવું છે. પરમાત્માએ પ્રારબ્ધયોગે જે સ્થિતિમાં રાજાને મહેલમાં અને ગરીબને ઝૂંપડામાં રાખ્યા છે, તે સ્થિતિમાં આનંદી રહેતા શીખવું. વર્ત્તમાનમાં વર્ત્યા જવું. ભૂત ભવિષ્યને કલ્પના માને મિથ્યા માનવાં જ્ઞાનીઓનો ખાસ આ બોધ છે—

"ભૂત મિથ્યા, ભવિષ્ય કલ્પના, વર્ત્તમાનમાં વર્ત્યો જા."

તમારા જ્ઞાની ગુરુદેવના વચનાનુસાર જ ગુરુ દત્તનો રડતા ચિત્તને બોધ છે·

> जन्ममृत्यु न ते चित्त बन्धमोक्षौ शुभाशुभौ।
> कथं रोदिषि रे वत्स नामरूप न ते न मे ॥

અવધૂત ગીતા અ. ૧-૧૭.

મતલબ જ્ઞાનીઓ માત્રનો અનુભવ એક જ છે માત્ર તેમના શબ્દોમાં વિશ્વાસ જોઇએ અને પછી તેનું દૃઢીકરણ કરવું જોઇએ, તો જ સ્વરૂપસ્થિતિ થાય એ જ અમારી તો ઇચ્છા અને પ્રભુ પાસે પ્રાર્થના છે.

તમામ જ્ઞાનીઓ અને શાસ્ત્રો પુકારી પુકારીને કહી ગયા છે કે :—

(૧) ऋते ज्ञानान् न मुक्तिः ।

(२) भिद्यते हृदयग्रन्थिः छिद्यन्ते सर्व संशया ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

મુંડક ઉપનિષદ્.

(૩) જ્ઞાન વિના મુક્તિ કયા યે નથી, જોજો વેદપુરાણે કથી,
ગગન પરે જે દૃષ્ટિ જાય, મુક્તિ પદારથ ત્યાંથી ન પાય.

'વસિષ્ઠસાર ગીતા પ્ર ૩-૧૮.

જેવા તમામ સ્નેહીઓને એ જ કહીએ છીએ અને આખર સુધી કહેશું. અમારુ તો અંતર બહાર એક જ છે તમોએ હું તમારા સબંધમા આવ્યો ત્યારથી આજ સુધી અને સ્વામીજીની તમોએ પ્રેમભાવથી સેવા કરી તેની પ્રશસા કરવાનુ કારણ તમારી ખુશામત કરવા કે તમોને સારૂં લગાડવા ખાતર નથી પરંતુ તેમાં તમારૂ શ્રેય રહેલું છે અને તેથી તેમાં વૃદ્ધિ અને દઢતા થાય તેટલા ખાતર જ છે. પ્રભુ તમો બધાને તેમાં સ્થિર રાખી ઉત્તરોત્તર તેમા વૃદ્ધિ કરે એટલી જ અમારી તો પ્રાર્થના સાધુઓ તો માત્ર પ્રેમના જ પૂજારી હોય છે. તેને કોઇ પણ અમુક ક્રિયા તરફ લક્ષ જ હોતું નથી તેથી તમોએ મારા તેમ જ સ્વામિજી માટે ભિક્ષા લઈ પગત ફરતા ગાડી ન મગાવી એ લક્ષ જ શાનું હોય ? માટે તે માટે જરા પણ મનમાં લાવવું જ નહિ.

મુક્તિ કે અખડ શાન્તિ એ કાઇ બાહ્ય કે લાવવાની વસ્તુ નથી એટલે એ તો તમારૂ પોતાનુ સ્વરૂપ જ છે. માત્ર કઠાભરણની પેઠે વસ્તુ ભૂલાણી છે તેને યાદ જ કરવાની છે અને એ જ શબ્દો સ્વામિજીએ તમોને ગોધાગેટ સ્ટેશને કહ્યા હતા. એથી જ " પક્ષપાતરહિત અનુભવપ્રકાશ "માં સ્વામીશ્રી વિશુદ્ધાનદજી યાને કાલી કમલીવાળાએ ઠેકઠેકાણે કહ્યું છે કે '—" વસ્તુમાં કર્ત્તવ્ય કાંઇ જ નથી, માત્ર-જાણવાનુ છે "ઝેરકચોલાનું ચૂર્ણ મોકલ્યુ તેની માત્રા અને અનુપાન તો લખ્યું જ નહિ આ પણ શબરીએ પ્રભુને પ્રેમના આવેશમા બેરા ખોલી તેની જાત જ ખવરાવવા જેવું થયુ. સ્વામિજી પાસે પણ એ ચૂર્ણ હતું. અને સ્વામિજી પોતે સ્થૂલથી તેમ જ સૂક્ષ્મથી તમામ રીતે વૈદ્ય જ છે, તેથી તેનો મને તો બહુ ઉપયોગ થાય છે. અહીં તો હું આવ્યો ત્યારથી હિમાલય જેવી ઠડી યાને હિમ જ પડે છે વચમા માત્ર બે એક રોજ શાતિ હતી ફરી પાછી તેની તે સ્થિતિ શરૂ થઇ છે, અમને તો તમામ સ્થિતિમા શ્રી ગુરુકૃપાથી મોજ જ છે.

તમારી વૃત્તિ પત્ર લખવામા તે સારો લખાયો હોય તોજ મોકલવામા, નહિતર તે ફાડી નાખવાની રહે છે એ તમોને તમારી વૃત્તિ છેતરે છે. કારણ કે તમારી વૃત્તિમા તેમ કરવામા " હું હુશીઆર કેમ ગણાઉં તે રહે છે તે છે." માટે તેને ન ગણકારતા સારાનરસાનો ભાવ કઢાડી નાખી જેમ સ્ફુરી

આવે તેમ જ લખી નાંખવાની ટેવ પાડવી. આમ કરતાં કરતાં બુદ્ધિવૃત્તિના કાંદામાંથી છૂટાશે અને કોઈ દિવસ પત્ર લખતાં સારો લખાયો છે કે નહિ તેવો ખ્યાલ જ કરતા નથી અને સહેજ સ્વભાવથી જ જેમ આવે તેમ ,ઘસડયે જ જઈએ છીએ અને તેના પરિણામે અમે જોઈએ છીએ કે અમારા ગુરૂ તેના પ્રેરક બને છે. તો તેમ તમો પણ ટેવ પાડો. આ શબ્દો તમોએ પત્ર લખવામાં ઢીલ કરી તેના ઠપકારૂપે નથી પરન્તુ તમારી થતી ભૂલ યાને ખોટી આદત સુધરાવવા જ છે...... તમોને વેદાંત પ્રક્રિયા માટે સંશય રહ્યા કરે છે તેને માટે "જીવન્મુક્ત લલ્લુભાઈનું જીવનચરિત્ર" પરમહંસ પ્રકાશાનંદજી કે જેઓ તેમના શિષ્ય છે તેમણે લખ્યું છે કે તેના પાન ૮૮ ઉપર એ મહાત્માએ ગ. ત્રિપુરાશંકરભાઈ ઉપર બેલગામથી તા ૨૮-૧-૧૯૦૦ ના રોજ પત્ર લખ્યો છે તે જોશો, 'અને ખાસ વિચારશો આજ વેદાંતપ્રક્રિયાનાં યાને જ્ઞાનયોગનાં ત્રણ જ પગથિયાં છે .. ..

તમારા પરમાત્મામાં, સચ્ચિદાનંદના સપ્રેમ નારાયણસ્મરણ

(૨)

અમદાવાદ
તા. ૨૮-૪-૩૪

અ. સૌ. શાન્તા ઉર્ફે મીરાં,

તમારો તા. ૨૨ નો પત્ર મળ્યો પ્રભુકૃપાથી ઘેર આવ્યા હશો. સેવા એતો તમારો ધર્મ જ છે, તેમાં હવે શરીરથી સંપન્ન થવાથી તેમા ઉન્નતિ થશે એમ માનવુ તેમા જેટલી નિષ્કામના સેવાય તેટલું ઉત્તમ ફલ છે એ ન ભૂલતા. આ શરીરનું માનસ જ એવુ છે તેનાથી જરા પણ વિક્ષેપ સહન થઈ શકતો જ નથી, અને એટલા જ કારણસર ત્યાંથી નીકળી જવાનો નિર્ણય થયો હતો, તેમાં તમારા પ્રેમાગ્રહથી મુલતવી રખાયેલુ, પરંતુ તેનો પણ ઉલ્લંઘન કરવાનો પ્રસંગ આવતાં નિર્ણય તુર્તમાં અમલમાં મૂકવા જરૂર પડી, તેમાં તમો જરા પણ કારણભૂત નથી, માટે તમારે તે બદલ જરા પણ સંકલ્પવિકલ્પ કે ક્ષોભ કરવા આવશ્યકતા નથી. ઉલટી તમારા તરફથી તો છેવટ સુધી પ્રેમથી સેવા થયેલી તેનું મહત્ત્વ કરાયું છે, મે હવે અમદાવાદ કે બીજે કયાંય પણ કેટલો સમય રહેવું એનો

'નિર્ણય કરવા ધાર્યું' જ નથી. પરંતુ "વર્તમાનમાં જ વર્ત્યા જવા" હવે વિચાર છે. એટલે પ્રારબ્ધભોગ એ જ રીતે ગુરૂકૃપાથી વીતશે. બાકી તો 'હરીચ્છા બલીયસી.'

તમોને ઓપરેશનમાં અને ઘા રૂઝાતાં સુધીમાં બીજા દર્દીઓની પેઠે જ્યારે વ્યથા ન થઈ તેનું કારણ તમારી ગુરુ અને પ્રભુ પર શ્રદ્ધા તો ખરીજ પરંતુ તેની સાથે તમારા અભ્યાસના યોગે, દેહભાવપર કાબુ આવવાનું કારણ પણ ખરૂં. પ્રભુ તેના ભક્તોને તમામ રીતે સહાય થાય છે જ એ અમારી તો પૂર્ણ માન્યતા અને અનુભવ છે. મસ્તબાલનું:—

"ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે."

એ પદ અને તેની એક એક કડી મને તો અધ્યાત્મ અભ્યાસીઓને વિક્ષેપ નિવારવા રસાયન સમાન લાગે છે. જુઓ:—

"રહી નિર્મોહી શાન્તિથી રહે એ સુખ મોટું છે;
જગત બાજીગરીના તું બધા છલબલ જવા દેજે."

મસ્તબાલ.

* * *

ત્યાગનો અર્થ "મમત્વનો ત્યાગ" જ કરવાનું કદી ભૂલશો નહિ. એમાં જો ભૂલ થશે તો મોટી થાપ ખાશો. અમારો એ બદલનો ખાસ અનુભવ છે. વિક્ષેપ ટાળવા ગુરુનો અને સન્તોના બોધનો જ આશ્રય લેવો એ જ ઉત્તમ ઇલાજ છે. છતાં કોઈ બાબતમાં મન રસ્તો ન કહાડી શકતું હોય તો ગુરુ અગર જ્ઞાની કે જેમાં તમોને શ્રદ્ધા હોય તેની પાસે હૃદય ખોલી તેનું તુર્ત નિવારણ કરવા ભૂલવું નહિ. તેમાં શરમ રાખશો તો ખોટ ખાશો.

* * *

તમારા, પરમાત્મામાં સચ્ચિદાનંદના સપ્રેમ નારાયણસ્મરણ.

( ૩ )

'ૐ' — જેતપોર, કાઠિયાવાડ

નારાયણ! — તા. ૨૫-૨-૪૨

તમારો તા. ૨૨ નો પત્ર મળ્યો. તમારા પિતાશ્રીની* તબિયત

* મહાત્મા મગરભાઇ સુતરીઆના મુખ્ય શિષ્ય શ્રી. બળવંતરાય ર. દેસાઈ, વકીલ, વડોદરા.

બહુ લથડી છે જાણી મને બહુ ચિન્તા થાય છે. પ્રભુ એમને જગતના મુમુક્ષુ અને અનેક બીજા જીવોના ભલા ખાતર અને એવી બીજી અનેક શુભ પ્રવૃત્તિ ખાતર તન્દુરસ્તી બક્ષી જીવન ખૂબ લંબાવે એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે. પ્રાર્થના છે. મારાવતી એમની તબિયતના ખબર પૂછશો...... એમનો તો મારા પર ખૂબ ઉપકારનો બોજો છે, કે જેનો બદલો આ શરીરના ચામડાના તેમને જોડા કરી પહેરાવું તો પણ ઓછુ છે. કારણકે પ. પૂ. ×માસ્તર સાહેબનો સહવાસ તો મને બહુ જ થોડો સમય જ રહ્યો હતો. વળી તેમની ઉપદેશપ્રણાલી પણ બહુ જ ધીમી, પણ બહુ ( sound ) સચોટ યાને પાકી અને ઊંડામાં ઊંડી અભેદ યા અજાતિવાદની અને કેવલ જ્ઞાન યોગની જે ( તે વખતે ) અમારા જેવા બુદ્ધિ અને શ્રદ્ધાહીન અને અતિ ચંચલ ચિત્તવાળાથી શી રીતે ગ્રહણ થઈ શકે ? પરંતુ તેમની જ કૃપાથે તમારા પિતાશ્રી કે જેના પ્રત્યે મારો પાકો ગુરૂભાવ જ છે તેમણે અમાર માસ્તર સાહેબનુ અભેદભાવ યા અજાતિવાદનું જ્ઞાન ઘણાં વર્ષો સુધી અનેક યુક્તિપ્રયુક્તિથી દઢાવી અમારી પ્રકૃતિમાં અનેક દોષો હોવા છતાં પણ મને [illegible] કર્યો એ એમનો ઉપકાર મારાથી શી રીતે વીસરાય? એમનો એ ઉપકાર [illegible] મારા પર ન થયો હોત તો મારૂં મન કેટલું દુઃખી હોત એ કહી શકાતું નથી. એનો બદલો એ તો જો કે નિષ્કામ હોવાથી ઇચ્છે નહિ પરંતુ પરમાત્મા તેમને આપ્યા સિવાય રહે જ નહિ. બાકી મારા જેવા કંગાલથી તો શું થાય ?• પ્રભુ એમને જીવન્મુક્તિમાંથી વિદેહમુક્તિમાં વિરમાવે એમ પ્રભુ પાસે પ્રાર્થના છે. મારી હાલ કાંઈ પણ માનસિક ઉન્નતિ કે સ્થિતિ હોય તો તેનું કારણ તમારા પિતાશ્રી જ છે......તમો ઘણાં વર્ષોથી પરમાત્મકૃપાથી આ રસ્તે ટીક પડી ગયાં હોવાથી અને ગુરૂ તથા ગુરૂપત્ની કે જે પણ જ્ઞાની અને અનુભવી છે, તેનો સતત્ સહવાસ સેવતાં હોવાથી તમારે જરા પણ ચિંતા કરવાની નથી; કારણ ગુરુ કે જે અંતર્યામિ રૂપે સર્વના હૃદયમાં બેઠા છે એ તમારૂં દર્દ યથાર્થ જાણે છે અને એ મટાડવાને જોઇએ તેવાં સાધનો

× મહાત્માશ્રી મગનભાઇને એમના શિષ્યો માસ્તર સાહેબને નામે ઓળખતા.

• આ અને આવાં વાક્યોમાં, પામરતા, દીનભાવ કે કંગાલિયત નહિ, પણ સ્વામી સચ્ચિદાનંદનાં આત્મશરણભાવે ગુરૂભક્તિ, નિરભિમાનપણું અને દેહાધ્યાસનો અભાવ નાશ થઈ ગયો છે.

તમોને મેળવી જ આપે છે. વળી ગુરુકૃપાથી તમારે ત્યાં સારા સારા સન્તો સ્વા. શ્રી અદ્વૈતાનંદજી, સ્વા. શ્રી માધવતીર્થજી અને જ્ઞાનસાધના આશ્રમવાળા સ્વા. શ્રી સ્વયંજ્યોતિ તીર્થજી વિગેરેના સત્સમાગમનો પણ અવારનવાર સત્પક્ષ અને એમના લખાણ (ઉત્થાનમાં આવતા એમના પ્રેરક લેખો) થી સતત બોધ થતો હોવાથી અને અનેક જ્ઞાનીઓનાં સારાં અનુભવસિદ્ધ પુસ્તકોનો તમારે ત્યાં સારો ભંડાર હોવાથી તમોને એનું સારૂં ફળ થયું છે, અને ઉત્તરોત્તર થતું જ રહેશે એ નિર્વિવાદ છે.

તમારા પત્ર પરથી તમારી હાલની વ્યાવહારિક સ્થિતિ તમોને વિક્ષેપકર અને ત્યાજ્ય જણાય છે એ *તમારૂં મોટામાં મોટું અજ્ઞાન છે,* કારણ કે મસ્ત ફકીરોએ કહ્યું છે કે:—

(૧) પૂરે હું વહી મર્દ જો હરહાલમેં ખુશ હૈં,
મિલ ગયા માલ તો ઉસીમેં ખુશ હૈં;
ઉતર ગઇ ખાલ તો ઉસીમેં ખુશ હૈં.

(૨) ગુજારે તે શિરે તારે જગતનો નાથ તે સહેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિપ્યારૂં ગણી લેજે.

(૩) सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।

(૪) જીમી ગુજરી તિમી ગુજરી, યૂંહી વાહવાહ, ભેહીં વાહ વાહ!

(૫) સ્વપ્નાને મહત્ત્વ શું ?

તમારી હાલની સ્થિતિ જ ઘણી સારી છે. અને હાલના સમયે જ, એજ સ્થિતિમાં અભ્યાસ કરવા જેવો છે, કારણ કે તેથી તમારાથી સાધુસન્તોની સેવા અને દુ:ખી જીવોને સહાયતા કરી તમારી વૃત્તિને ખૂબ સાત્ત્વિક પોષણ મળે છે. જો તમો નિવૃત્ત થઇ બેસશો તો એ લાભ નહિ મળે તેથી તમોને માનસિક દુ:ખ થશે. માટે આવી વૃત્તિને જરા પણ પોષણ આપવું જ નહિ. તમોને જ્યારે જ્યારે આ ભાવનાનિવૃત્ત થઇ એકાંતમાં રહેવાની ભાવના ઊઠે ત્યારે તમારે યોગવાસિષ્ઠ મહારામાયણમાંથી નિર્વાણ પ્રકરણ પૂર્વાર્ધમાં શિખિધ્વજ અને ચૂડાલાનો સંવાદ છે તે વાંચીને ખૂબ મનન કરવું. તેમાં ખાસ કરીને ચૂડાલા તેના પતિ શિખિધ્વજને કુંભમુનિનો વેશ

ધારણ કરી વનમા તત્ત્વબોધ કરે છે એમાં ત્યાં એ શુ ?–એ યથાર્થ રીતે ત્યાં તેણીએ પ્રબોધ્યો છે એ ખૂબ વાંચી વિચારવાનુ છે. મતલબ કે બાહ્ય ત્યાગની ભાવના એ તો મોટું અજ્ઞાન છે, અને દેહાભિમાન વધારવાનુ છે, કે જે સર્વ દુ:ખનુ મૂળ છે.

બાકી તો મહાત્માઓના નીચેનાં વચનોનો ખૂબ વિચાર કરવો.

(૧) એક શબ્દ ગુરૂદેવકા, તાકા અનંત વિચાર,
સુરવર મુનિવર થક ગયે, વેદ ન પામે પાર,

(૨) મનોવૃત્તિ હોય બ્રહ્માકાર, કરતા આતમતત્ત્વ વિચાર,
અતિશે જ્ઞાનતણો અભ્યાસ, અહુ મમત્વતણો તે નાશ.

(૩) भिद्यते हृदयग्रन्थि छिद्यन्ते सर्व संशया ।
क्षीयन्ते चास्यकर्माणि तस्मिन दृष्टे परावरे ॥

(૪) હો જા તું ચેલા ચેલા, મુસાફિર !
જગત સરાઇ સમજ લે જાહુઈ,
જૈસા કિ સુપનેકા મેલા,—મુસા૦
હો જા તું હલકા દિવાના દિલકા,
હરિગુરૂ સંતકા ચેલા—મુસા૦
સાગર હરદમ ગુરુગુરુ રટના,
છોટા સા મતર સહેલા.—મુસા૦

(૫) ×'વેદાન્ત છન્દાવલી 'માંથી કોઇ પણ અષ્ટક મનમસ્ત બનાવે એ વાચવુ ને વિચારવુ.

(૬) મૈત્રી, કરૂણા મુદિતા અને ઉપેક્ષાની ભાવના રાખીને વૃત્તિને સમ કરવાનો અભ્યાસ કરવો.

(૭) •'ભક્તિભાસ્કર 'માંથી તત્ત્વજ્ઞાનના ભાગમાથી છેવટનો બારમો વિચાર "કોઇ પણ જીવ દ્વેષને પાત્ર નથી" એ વખતો વખત વાંચી વિચારવો

× ભોલેબાબાકૃત હિંદી-'વેદાન્ત છન્દાવલી'—ગીતા પ્રેસ, ગોરખપુર.

• 'ભક્તિભાસ્કર' કર્તા શ્રી. બળવન્તરાય ર. દેસાઇ વકીલ, રાજમહેલરોડ, વડોદરા

(૮) સાગર મહારાજનાં દીવાને સાગરના પ્રથમ દફતરના પા. ૪૦૦ ઉપર 'મુબારક' નામનું ભજન છે તે ગાવું.

(૯) અથવા યોગવાસિષ્ઠ મહારામાયણના નિર્વાણ પ્રકરણ ઉત્તરાર્ધમાંથી સર્ગ ૫૯ મો, 'શુદ્ધ ચૈતન્યની સ્થિરતાનો ઉપાય' નામનો છે એ ખૂબ વાંચશો અને વિચારશો

તમોએ મારી પાસેથી કાંઇક પુસ્તક મંગાવ્યું, પણ હવે મારી પાસે તમારી લાયબ્રેરીમાં ન હોય એવું એક પણ પુસ્તક તમોને જ્યાદે ઉપયોગી થાય તેવું નથી. આ પણ એક મોહ યાને અજ્ઞાની વૃત્તિ છે અને તેને પણ અંતે તો તિલાંજલિ આપવાની છે, કે ત્યારે જ નિરાલંબપદ સેવાશે.

તમારે બચ્ચાંઓને મહાત્મા *કબીરનું નીચેનું પદ મ્હોડે કરાવી રોજ સવારમાં ગાઈ તમોને તેમ જ નાગમણ (અ. સૌ. શાન્તાબહેનના પતિ) ને સંભળાવવા કહેવું.

ભજન

ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો, ભમ્યો દિવસ ને રાત;
માયાના બાંધેલ પ્રાણીઆ, સમજ્યો નહિ શુદ્ધ વાત–ભૂલ્યો.
કોનાં છોરૂ કોનાં વાછરૂ, કોનાં માય ને બાપ;
અન્તકાળે જાવું એકલાં, સાથે પુણ્ય ને પાપ.–ભૂલ્યો.
જે ઘર નોબત વાગતી, રૂડા છત્રીસ રાગ;
ખંડેર થઈ તે ખાલી પડયાં, કાળા ઊડે છે કાગ–ભૂલ્યો.
ઊલટી નદી પૂર ઊતરી, જાવું પેલે રે પાર;
આગળ નીર નહિ મળે, જોઇએ તે લેજે હાર.–ભૂલ્યો.
જીવને આશા ડુંગર જેવડી, મરવું ડગલાની હેઠ;
મોટા મોટા મરી ચાલીઆ, લાખો લખપતિ શેઠ.–ભૂલ્યો.
કુંભ કાચો કાયા જાજરી, જોઇને કરો રે જતન;
વણસતાં વાર લાગે નહીં. રાખો રૂડું રતન.–ભૂલ્યો.

*આ ભજન કબીરને નામે બીજા કોઇનું લખેલું હશે એમ એની ભાષા ઉપરથી જણાય છે.—તંત્રી

સત્કર્મ સદ્‌વસ્તુ, વહોરજો ઇશ્વર સમરણ સાથ,
કબીર જુહારીને નીસર્યો, લેખું સાહેબને હાથ.—મૂર્ખો.

તમારી ભૂલમાં મોટી ભૂલ એ છે કે તમારા મનમાં જગતની સત્યતાની ભાવના અને આપણાં કુટુંબીજનો એટલે કે છોકરાં છૈયાંઓને વ્યાવહારિક ઉચ્ચ કક્ષાએ પહોંચાડવાની ભાવના મનમાંથી હઠતી નથી, અને આખું જગત માત્ર સ્વપ્નવત્ જ છે એ યોગવાસિષ્ઠનો સત્ય સિદ્ધાન્ત તમારા ગળા હેઠે ઉતરતો નથી અને સમજાતો નથી, એટલે અમલમાં તો ક્યાંથી જ આવે ?

આ સંબંધમાં જ્ઞાનીઓ ઠોકી ઠોકીને કહે છે કે—

(૧) શુદ્ધ નિરંજનમેં હૈ જગ કલ્પિત, ક્યૂં ક્રપ્યુ હો ગમાર !

(૨) અધિષ્ઠાન વિષે અધ્યસ્ત જગત,

" જ્યૂં આકાશમેં દીસે નીલતા, જગત ઐસી વસ્ત રે. "

(૩) જગ સુપનેકી બાજી, સાધુ, જગ સુપનેકી બાજી રે.

(૪) જગત સરાઇ સમજ લે ભાઇ, જૈસા કિ સુપનેકા મેલા.

(૫) અસ્તિ, ભાતિ, પ્રિય રૂપમેં, નામરૂપ જંજાલ.

(૬) સુપન જગત હૈ એક રૈનકા, સુપનેસે ક્યૂં ડરો. વગેરે, વગેરે.

આ જ તો ખૂબ લખાયું—સહજ સ્વભાવથી—અમારો પોતાનો અભ્યાસ દૃઢ કરવા; કોઇને બોધ કરવા ખાતર નહિ; તેમાં, ત્યાજ્ય તે મારૂં અને ગ્રાહ્ય તે ગુરૂનું માનવું—એ જ.

તમારા પરમાત્મામાં અભેદાભ્યાસી
મોજી બાવા
યા
પાગલના
સપ્રેમ નારાયણસ્મરણ

(૪)
(છેલ્લો પત્ર)

જેતપુર–કાઠિયાવાડ
તા. ૨૭–૧૦–૪૭

તમારો તા. ૧૨–૭–૪૭ નો પત્ર મળ્યો હતો, જેની પહોંચનો પત્ર પણ

મારી સમજ પ્રમાણે લખ્યો હતો. અમે તો સાચા ખોટા અને સફેદ દિલના છીએ, અંદર તેવું જ બાહ્ય અમારું વર્તન સરખું જ હોય છે. "દિલ સફા પ્રભુસે વફા, આનંદકે નફા, ચિ. પ્રમોદ* હજુ પણ જેલવાસી છે ને યરોડામાં છે; પ્રભુની ઇચ્છા બળવતી છે. આજ સુધી આવા કેદીઓને કોઈને મળવા પણ દેતા નહોતા, હમણાં બે માસથી તેનાં સગાં સંબંધીઓને દર માસે એક વખત મળવા દે છે એથી થોડી રાહતનો સંતોષ થયો છે. પ્રભુ, એને અને બીજા નિરપરાધી કેદીઓનો જલદી છૂટકારો કરે તો સારું, પ્રભુ, સર્વને સદ્બુદ્ધિ આપે !

મને દોઢેક વર્ષથી લોહીના દબાણ ( નોર્મલથી નીચે ) નો રોગ લાગુ પડયો છે. અચાનક જ્યાં ને ત્યાં ઘુમરો થઈ આવે છે, બેહોશ બનાવી શરીરને પાડી નાખે છે અને શરીરના ભાગોને ઇજા પણ વગાડીને પહોંચાડે છે. એ પણ પ્રભુઇચ્છા ! છતાં ગુરુજ્ઞાન અને ગુરુકૃપાથી સુખદુઃખને સમ કરું છું. બાકી આનંદ છે. ગુરુએ જે યોગવાસિષ્ઠ મહારામાયણ જેવો ગ્રન્થ હાથમાં ન આપ્યો હોત તો આ બધી બાબતનો નીવેડો થાત નહિ, અને દુઃખી દુઃખી બની જવાત......યાદ કરનાર સર્વ પ્રેમીઓને મારા સપ્રેમ નારાયણસ્મરણ ! ! બાલગોપાલ પર વહાલ !

તમારા પરમાત્મામાં અભેદાભ્યાસી
સચ્ચિદાનંદના સપ્રેમ આશીર્વાદ

---

* શ્રી. પ્રમોદચંદ, સ્વામી સચ્ચિદાનંદજીનો મોટો પુત્ર, પૂનાની એક મોટી કોન્ટ્રાક્ટર કંપનીમાં ઇન્જિનિયર તરીકે નોકરી કરે છે. એને યુદ્ધ શરૂ થયા પછી જેલવાસી થવાનો એને પ્રસંગ આવ્યો હતો. સચ્ચિદાનંદજીના અવસાન થયા પછી જ એ છૂટી શક્યો. અંતિમ સમયે એ પોતાના પૂજ્ય પિતાશ્રીનાં દેહદર્શન કે સેવા ન કરી શક્યો.—વ્ય.ની.

પર લગભગ ૨૦૦ જેટલા નિબંધો આવેલા.—અલ્હાબાદ નજીક હસનપુર ગામમાં ખાસ કરીને મુસ્લીમોના ઘરમાં તાવડી પર રોટલા શેકાતા હોય તે દરમ્યાન અધ્ધર હવામાં ઊડી ગુમ થઈ જતા હતા. કોઈવાર આગનાં છમકલાં થાય છે. આ ઉપદ્રવ ભૂતપ્રેતોનો છે એમ મનાય છે.—જૂનાગઢના એક મહંત જેતપુરના મંદિરના પીઠામાંથી પકડાતાં ત્યાં ચકચાર જાગી હતી.—દિલ્હીમાં ટુંક સમયમાં દસ લાખ રૂપીઆને ખર્ચે એક મોટા યજ્ઞ થવાનો છે. જેનો વિધિ ૧૧ દિવસ ચાલશે, ૧૧૯૦ પંડિતો એમાં રોકાશે ૬૦૦૦૦ ઘડો યજ્ઞનો કુંડ તથા વેદી બનાવવામાં વપરાશે.



**આફ્રિકાના ગ્રાહકોને વિનંતિ**—આફ્રિકા જતાં પત્રો માટે ડીસેમ્બર જાનેવારી મહીનામાં પ્રતિબંધ હતો. ઉત્થાનના અંકો તો બધા ગ્રાહકોને માટે નિયમિત રીતે ટપાલમાં નાંખ્યા હતા. જેમાંથી પ્રતિબંધને લીધે ત્રણેક પાછા આવ્યા હતા. ચાલુ અંક બધાને રવાના કર્યો છે. ગ્રાહકોને વિનંતી છે કે જે પાછલા અંકો એમને ન મળ્યા હોય તેની કૃપા કરી ખબર આપે કે જેથી બીજીવાર સિલકમાં હોય તો મોકલી આપવામાં આવે.—તંત્રી

'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# કેટલાક ઉત્તમ ગ્રંથો

| પુસ્તકનું નામ | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| સંપૂર્ણ મહાભારત—સાત ગ્રંથોમાં (સચિત્ર) ... | ૫૨૦૮ | ૪૫-૦ |
| મહાભારત શાંતિપર્વ—(છૂટક મળશે) ... ... | ૮૫૬ | ૭-૮ |
| માનસ રામાયણ—બે ગ્રંથોમાં, ૩૦ ચિત્રો ... | ૧૪૦૦ | ૫-૪ |
| તુલસીકૃત રામાયણ—બે ગ્રંથોમાં ૩૬ ચિત્રો ... | ૧૪૩૨ | ૭-૮ |
| વાલ્મીકિ રામાયણ—એક ગ્રંથ, ૩૫ ચિત્રો ... | ૧૫૨૮ | ૫-૮ |
| શ્રીમદ્ભાગવત—બે ગ્રંથોમાં, આ. ૧૦ મી ૨૭ ચિત્રો | ૧૩૪૪ | ૮-૦ |
| ભગવતી (દેવી) ભાગવત આવૃત્તિ ૨ જી ... | ૯૨૮ | ૬-૦ |
| મનુસ્મૃતિ—(મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર)... | ૬૪૦ | ૩-૦ |
| ભક્તિયોગ—(સ્વામી વિવેકાનંદ) ... ... ... | ૩૮૪ | ૧-૮ |
| દાસબોધ—(સમર્થ રામદાસ સ્વામી) આવૃત્તિ ૩ જી | ૬૪૮ | ૨-૦ |
| આખ્યાનમાળા—૧ લો (૨૪ આખ્યાનો) ... | ૭૦૮ | ૨-૪ |
| ,, ,, —૨ જો (૧૯ આખ્યાનો) ... | ૭૨૦ | ૨-૦ |
| મહાભારત મંજરી—મહાભારત વિષે ઉત્તમ ગ્રંથ | ૭૪૪ | ૩-૦ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ—(વિસ્તૃત ચરિત્ર) ... | ૬૦૮ | ૨-૮ |
| શ્રી ચૈતન્ય મહાપ્રભુ—(ત્રણ ગ્રંથોમાં) ... ... | ૧૫૯૬ | ૬-૮ |
| તુકારામરૂપોઃ—સંત તુકારામના મનન કરવા યોગ્ય અભંગોનો સંગ્રહ—મૂળ મરાઠીમાં ... | ૧૨૦ | ૦-૫ |
| તુકારામ ગાથા—ગ્રંથ ૧ લો સરળ અનુવાદ ... | ૮૯૬ | ૨-૪ |
| ,, ,, —ગ્રંથ ૨ જો ,, ,, ... | ૯૪૪ | ૨-૮ |
| આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર—આ. ૫ મી | ૨૦૮ | ૦-૮ |
| સુબોધરત્નાકર—ધર્મનીતિનાં ૧૦૫ દૃષ્ટાંતો... ... | ૩૦૦ | ૦-૧૨ |
| વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન—(અર્થ-વિવરણ સાથે) | ૨૨૦ | ૦-૬ |
| શ્રીમદ્ભગવદ્ગીતા—૧૯ મી આવૃત્તિ સરળ ભાષાંતર સાથે | | ૦-૭ |

પાછળ જુઓ→

# અનુક્રમણિકા



---

## ઉત્થાનના નિયમો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે હિંદમાં રૂ. ૪-૪-૦, હિંદ ર રૂ. ૬-૮-૦ એક અંકની કીંમત રૂ. ૦-૬-૦.

(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે, અને લવાજમ અગાઉથી જ લેવાય છે. (૨) વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી અપાય છે. (૩) પત્રવ્યવહાર કરનારાઓએ જવાબ માટે હમેશાં પૂરતી ટિકિટો બીડવી; તે વિના ઉત્તર નહીં મળે. (૪) મ. ઓ. થી નાણાં મોકલનારે કુપનમાં પોતાનું સરનામું તથા ગ્રાહક નં. સ્પષ્ટ અક્ષરે લખવાં. (૫) ઉત્થાન વડોદરામાં છપાય છે ને દર મહિનાની તા. ૧૬મીએ પૂરતી કાળજીથી તપાસાઈ રવાના કરાય છે. (૬) અંક ન મળે તો નજદીકની પો. ઓ. માં તપાસ કરવી; ત્યાર પછી માસ આખર સુધીમાં લખનારને જ મળી શકશે. પાછળથી [illegible] અપાશે. (૭) લેખ, લવાજમ, તથા માસિક સંબંધી [illegible] પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો.

પ્રબન્ધક 'ઉત્થાન'

જ્ઞાનસાધન આશ્રમ: છોટાઉદેપુર

ૐ

नमो नारायणाय ।

# ઉત્થાન

ર્ષ ત્રીજું ] માર્ચ ૧૯૪૪–ફાગણ ૨૦૦૦ [ અંક નવમો

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમ શા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

× × ×

શ્રી સદ્‌ગુરુની કૃપા અને પ્રેરણાથી 'ઉત્થાન' પ્રકટ કરવાનું સાહસ કર્યું અને એમના જ આશીર્વાદથી ત્રીજા વર્ષનો નવમો અંક પ્રકટ થાય છે.

× × ×

યથામતિ અમે આગળ ચાલ્યા જઈએ છીએ—આપના અત્યાર સુધીના સહકારના બળે, અને ભવિષ્યમાં એ સહકાર વધતો જશે એવી શ્રદ્ધાના ઉત્સાહે. परस्परं भावयन्तः એ ન્યાયે આપણે શ્રેયસ્ પ્રાપ્ત કરીએ એ ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રનો આપણને શ્રી. ભ. ગી. ના ત્રીજા અધ્યાયમાં મળેલો કલ્યાણમંત્ર !

× × ×

## આત્મભાન

( ૪ )

ભગવાન્ શંકરાચાર્ય " आत्मबोध " નામના પ્રકરણગ્રન્થના પહેલા જ શ્લોકમાં ' આત્મજ્ઞાન 'ના અધિકારી મુમુક્ષુનાં વિશેષણો આપતાં કહે છે કે:-

तपोभिः क्षीणपापानां, शान्तानां वीत रागिणाम् ।
मुमुक्षूणामपेक्षायमात्मबोधो विधीयते ॥ १ ॥

ભાવાર્થ :—તપો વડે જેઓનાં પાપો ક્ષીણ થઈ ગયાં હોય, શાન્ત અને જેના રાગ વીતી ચૂકેલા હોય એવા મુમુક્ષુઓની અપેક્ષા કરીને તેઓને માટે આ આત્મબોધનું વિધાન ( યોજના ) કરાય છે.

વેદાન્તના સિદ્ધાન્ત પ્રમાણે આત્મસાક્ષાત્કાર, બ્રહ્મસાક્ષાત્કાર, સ્વરૂપસ્થિતિ, કે અનુભવની આકાંક્ષા સેવનારા જિજ્ઞાસુઓ માટે આ શ્લોક વિચારવા જેવો છે. " હું મુમુક્ષુ છું " એવું બોલતાં કે માનતાં પહેલાં હજાર વાર પોતાના ચિત્તનો અધિકાર તપાસી જોવાનો છે. અંતરમાં પાપસંસ્કારના કીડા ખદબદતા હોય, ચારિત્ર્યમાં એમના વમન જેવા રાગદ્વેષ છલકાઈ જતા હોય, અશાન્તિનો ઉકળાટ હૈયાને વલોવી વલોવીને એનો દાહ જાણે મનમાં ઉન્માદ અને જીવનમાં અવ્યવસ્થા ઊભી કરી બધે ગડબડ કે ધાંધલ જમાવી બેસતો હોય, વિષયોમાં, વિષયીઓમાં અને વિષ જેવા માનમોહમાં બધે આસક્તિ વધારી રાગદ્વેષની જાળ વણાતી જતી હોય, ત્યાં સુધી " આત્મજ્ઞાન મેળવવું છે ", " મોક્ષ જોઈએ છીએ ", " જન્મમરણ ટાળવાં છે ", " ભગવાનનાં

દર્શન કરવાં છે" "સિદ્ધિઓ જેવી, મેળવવી કે બતાવીને ભગવાનને સિદ્ધ કરવા છે". આવી ગમે તેટલી શુભ અને શુદ્ધ ગણાતી વાસનાઓ અંતરમાં ઊભી કરવી, એ તો દૂધમાં સોમલ ઘોળીને પીવા જેવું છે. કેવળ શુભ વાસનાનાં શબ્દો બોલવાથી ચિત્ત શુદ્ધ થતું નથી. પણ એ પાપસંસ્કાર અને એમાંથી થતાં સ્વાભાવિક પાપકર્મને ભૂસી નાંખવા માટે ભગવાન્ શંકર કહે છે તેમ તપશ્ચર્યા થવી જોઈએ; તપશ્ચર્યા વિના શુદ્ધિ નથી; અને ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન પણ કહે છે કે "આ (ગીતાનું) જ્ઞાન અતપસ્કાયને-તપશ્ચર્યાથી જેણે, મનસા-વાચા-કર્મણા શુદ્ધિ નથી મેળવી એવાઓને કહેવા જેવું પણ નથી." (ભ. ગી. ૧૮-૬૭) અને કહેવા જેવું નથી તો પછી એ સાંભળીને એ પ્રમાણે જીવનસુધારણા તો થઈ જ શી રીતે શકે?

પાપને પ્રેરણા કરનાર ચિત્તમાં રહેલા પાપસંસ્કાર છે; અને જ્યાં સુધી તપશ્ચર્યા એટલે નિષ્કામ કર્મ દ્વારા ચિત્તને ધોઈ ન નંખાય, ત્યાં સુધી એવા મલિન ચિત્તમાં આત્મજ્ઞાન તો શું પણ ભગવાનનું સ્મરણ પણ ટકતું નથી. ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયના છત્રીસમા શ્લોકમાં ચિત્તશુદ્ધિ માટે મથતો અર્જુન પાપાચરણમાં પ્રેરણા કરાવનાર કારણને પૂછે છે, ત્યારે ભગવાન કહે છે કે રજોગુણ જ એની પ્રેરણા કરાવે છે. રજોગુણ એનું ઉદ્‌ભવસ્થાન છે; એ રજોગુણમાંથી કામક્રોધ ઉપજે છે, અને એ એવા તો ખાઉધરા અને મહાપાપી છે કે એને જ તું શત્રુ સમજજે.

એ કામ એટલે અંતરમાં રહેલી, સૂક્ષ્મમાં સૂક્ષ્મપણે જામી બેઠેલી મલિન વાસના છે. એ વાસનાના ત્રણ પ્રકાર શાસ્ત્રમાં વર્ણવ્યા છે. બ્રહ્મવિદ્યાના આદ્ય આચાર્યસમ મહર્ષિ વસિષ્ઠ ભગવાન્ રામચંદ્રજીને ઉપદેશ આપતી વખતે 'યોગવાસિષ્ઠ રામાયણ'માં એનું વર્ગીકરણ કરે છે અને મોક્ષ મેળવવામાં એમને મુખ્ય પ્રતિબંધક તરીકે ગણે છે. એ વાસના ત્રણ પ્રકારની છે.

(૧) લોકવાસના, (૨) શાસ્ત્રવાસના અને (૩) દેહવાસના. આ ત્રણે વાસના મલિન કહેવાય છે અને તેથી ચિત્તને એ અશુદ્ધ બનાવે છે; એનો ઉપાય શોધતાં પહેલાં એનું સ્વરૂપ આપણે તપાસીએ; શ્રી વિદ્યારણ્ય સ્વામી

પોતાના જીવન્મુક્તિવિવેક નામના ગ્રન્થમાં લોકવાસનાની વ્યાખ્યા કરતા કહે છે કે —**सर्वजना यथा मा न निन्दन्ति तथा मा स्तुवन्ति तथैव सर्वदाऽऽचरिष्यामि इति अभिनिवेशो लोकवासना।** અર્થ —"હું એવું આચરણ રાખીશ કે જેથી સર્વ મનુષ્યો મારી સ્તુતિ જ કરે અને કોઈ મારી નિન્દા કરે નહિ" ત્યાર પછી (૨) શાસ્ત્રવાસના આવે છે. એનું સ્વરૂપ સમજાવતા એના ત્રણ વિભાગ પાડે છે (૧) પાઠવ્યસન (૨) બહુશાસ્ત્રવ્યસન અને (૩) અનુષ્ઠાનવ્યસન આ ત્રણેયનાં દૃષ્ટાન્ત આપતાં શ્રી વિદ્યારણ્ય સ્વામી કહે છે કે ભરદ્વાજે ત્રણસો વર્ષ સુધી વેદોનો અભ્યાસ કર્યો હતો પના આયુષ્ય ઓછું પડયું અને ઈન્દ્ર પાસે વિશેષ આયુષ્યની યાચના કરી પાછું વેદાધ્યયન શરૂ રાખ્યું હતુ. પણ છેવટે એની પૂર્ણતા ન થઈ શકી ત્યારે ઇન્દ્રે એની અશક્યતાનું જ્ઞાન કરાવી સગુણ બ્રહ્મનો ઉપદેશ આપ્યો હતો બહુશાસ્ત્રવ્યસનમાં પણ દુર્વાસા મુનિ અનેક પુસ્તકો ઉપાડીને મહાદેવને નમસ્કાર કરવા ગયા ત્યા નારદ મુનિએ એમને ગધેડાની ઉપમા આપી મશ્કરી કરી હતી દુર્વાસાએ પોતાના સ્વભાવસુલભ ક્રોધને લીધે બધા પુસ્તકોને સમુદ્રમા પધરાવી દીધા અને એ પ્રમાણે એનાથી નિવૃત્ત થઈ ભગવાન્ આશુતોષ પાસે આવ્યા ત્યારે આત્મવિદ્યામાં પ્રવૃત્તિ કરવાનો અધિકાર મેળવ્યો વિદ્યારણ્ય મુનિ આ ઉપર ટીકા કરતા લખે છે કે **आत्मविद्या चानन्तर्मुखस्य गुरुकारुण्य रहितस्य न वेदशास्त्रेण उत्पद्यते।** આ આત્મવિદ્યા જેઓ અન્તર્મુખ થયા નથી અને ગુરૂકૃપાથી વંચિત છે એવાઓને કેવલ વેદશાસ્ત્રના અધ્યયનથી મળતી નથી (૩) ત્યાર પછી આવે છે અનુષ્ઠાનવ્યસન. એને માટે વિષ્ણુપુરાણમા નિદાઘનું અને યોગવાસિષ્ઠમાં દાશૂરનું ઉદાહરણ પ્રસિદ્ધ છે.

ઉપરાન્ત શાસ્ત્રવાસનાથી દર્પ વધે છે તેથી એને મલિન કહી છે છાન્દોગ્ય ઉપનિષદ્મા શ્વેતકેતુનું દૃષ્ટાંત પણ વિદ્યામદને માટે પ્રસિદ્ધ છે

ત્યાર પછી દેહવાસના આવે છે, એ પણ (૧) આત્મત્વ (૨) ગુણાધાન અને (૩) દોષાપનયન એમ ત્રણ પ્રકારની છે આત્મત્વ એટલે દેહને જ આત્મા માનવાની વાસના છે જેઓની દેહમા આસક્તિ હોય, અને જે

( અર્થે દેહ ) પોષણમાં જ રચ્યાપચ્યા રહેતા હોય, એવી દેહમાં આત્માની ભ્રાન્તિ વાળી વાસના આત્મત્વ કહેવાય છે. બીજી ગુણાધાન દેહવાસના છે; એ બે પ્રકારની છે. લૌકિક અને શાસ્ત્રીયઃ ગુણાધાન એટલે પોતાનામાં હંમેશાં ગુણનું જ આરોપણ કરવું. લૌકિક ગુણાધાનમા સુલલિત શ્રવણ, કોમલ સ્પર્શ, અને શરીરને સુંદર દેખાડવા અને બનાવવા માટે પુષ્ટિકારી ઔષધો તથા આહારનું સેવન, તેમ જ સુગંધિત દ્રવ્યથી સ્નાન, સુંદર વસ્ત્રાભૂષણ વગેરેનો સમાવેશ થાય છે. ત્યારે શાસ્ત્રીય ગુણાધાનમાં દેવપૂજન, તીર્થસ્નાન, સન્તસમાગમ અને સેવા વગેરેની ગણતરી કરી છે. ત્રીજી દોષાપનયન નામની દેહવાસના છે. એ પણ શાસ્ત્રીય અને લૌકિક એમ ૨ પ્રકારની છે. *

વિસ્તારભયથી આપણે હવે એટલું જ કહીએ કે આ ત્રણેય વાસનાએ ચિત્તને હમેશાં રોકી રાખે છે. મનુષ્યને હમેશાં નિન્દાનો ભય અને સ્તુતિની પ્રબળ ઇચ્છા રહ્યાં કરે છે; લોકલોકાન્તરમા મારી વાહવાહ બોલાય, મારા પુણ્યકર્મો જ લોકોની જાણમાં આવે કે જેથી હુ બધે ગવાઉં, જ્યાં હોય ત્યાં મારી "જે જે" બોલાય, કોઈ પણ મારા વિરોધી સુર ન કહાડે, એ વાસનાને લોકવાસના કહે છે.

શાસ્ત્રવાસના પણ મનુષ્યના અહંકારને પોષણ આપ્યા કરે છે. જે સમયે પુસ્તકોની છાપકળા નહોતી ત્યારે પણ એના મિથ્યા અધ્યયનનું આટલુ બધું જોર હતું, તો પછી અત્યારે યંત્રકળાના પ્રભાવે, અને વિદ્વત્તાના આડંબરી જમાનામાં જ્યાં તીડોનાં ટોળાં ઊભરાય તેમ લેખકોએ પોતાની વાગ્વૈખરીને કલમદ્વારા હવામાં ઊડતી રાખીને કાગળો ઉપર કાગળો ચિતરવા માંડયા છે, અને જૂનાં પુસ્તકોના પણ સ્વતંત્ર, મનોમુખી તેમ જ પોતાનાં આપાપંથી મન્તવ્યોના ઉટપટાંગ અર્થો લખવા માંડયા છે, ત્યાં એને વિદ્વાનની ગણ-

* શ્રી વિદ્યારણ્ય સ્વામી પ્રણીત જીવન્મુક્તિવિવેક નામના ગ્રન્થના વાસનાક્ષય નામના પ્રકરણમાં આનો ખૂબ જ વિસ્તાર છે. જિજ્ઞાસુએ એ અવશ્ય વાંચવું જોઇએ. હમણાં જ એનો સુન્દર અનુવાદ—'જીવનમુક્તિવિવેક' સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય-અમદાવાદ, તરફથી પ્રકટ થયો છે; કીંમત રૂા. ૧-૪-૦.

આવવાની; ગુરુ બનીને ઉપદેશ આપવાની, છપાયેલાં તંત્રશાસ્ત્રોમાંથી અને મંત્રોની ઉપાસનાઓ દ્વારા શક્તિઓ વધારવાની, યોગનાં કેવળ મહિરંગ જેવાં હઠયોગનાં આસન પ્રાણાયામ કે નેતિધૌતિ જેવાં સાધનોને જ યોગ માની લેવાની, વેદાન્તના પ્રમાણપ્રચુર ગ્રન્થોના તર્કાભ્યાસની, કે એવાં યમનિયમના આડંબરી સેવનની જે વાસના ઊઘડી છે, એ ખરેખર, જિજ્ઞાસુ માટે માર્ગદર્શક નહિ, પણ દિશાભ્રમ ઉપજાવે એવી છે.

પરન્તુ આપણે તો કેવળ એ વાસના કે જેનું મૂળ કામ તરીકે ગીતામાં કીધું છે એ તપાસીને એટલો જ નિર્ણય કરવાનો છે કે આ મલિનવાસના એટલે જ ચિત્તના પાપસંસ્કાર. એ પાપસંસ્કારનો નાશ તપશ્ચર્યાથી થાય છે એમ ભગવાન્ શંકર કહે છે, એટલે હવે તપશ્ચર્યાનો વિચાર કરીએ. ભગવદ્ ગીતામાં પણ અધ્યાય સાતના શ્લોક અઠ્ઠાવીસમાં કહ્યું છે કે,

> येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
> ते द्वंद्वमोह निर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ ७-२८

ભાવાર્થ :—જે પુણ્યકર્મવાળા ( એટલે કે જેઓએ દૈવી સંપદ્રૂપી શુદ્ધ વાસનાથી મલિન વાસનાઓ બાળી નાંખી છે તેવા ) જનોના પાપનો અંત આવી ગયો છે, તેઓ દ્વંદ્વના મોહથી મુક્ત થએલા દૃઢ વ્રતવાળા થઈને મને ભજે છે.

ચિત્તને આત્મજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત કરવામાં ત્રણ દોષ આડે આવે છે: પ્રથમ દોષ છે ચિત્તની મલિનતા. બીજો છે ચિત્તની ચંચલતા, અને ત્રીજો દોષ છે સગુણ બ્રહ્મરૂપી ભગવાન, દૃશ્ય પ્રપંચરૂપી સંસાર અને દેહાધ્યાસવાળો જીવ—એ ત્રણમાં જે વચ્ચે અભેદ બ્રહ્મદર્શન ન થવા દેવાનું આવરણ–પડદો છે તે છે.

એટલે મલિન વાસનારૂપી પાપસંસ્કારથી અંતઃકરણમાં જે મલ જામ્યો છે, તેને કહાડવા માટે શુભ વાસનાદ્વારા ઈશ્વરની અહૈતુકી ભક્તિના અંકુર ફૂટવા જોઈએ અને એની સાથે સાથે દૈવી સંપદ્‌ને જીવનવ્યવહારમાં ઉતારવાનો પ્રયત્ન કરાવો જોઈએ. શુભ વાસના અને શુભ કર્મ એ જ પુણ્યકર્મ અને એ પુણ્યકર્મ એ જ તપશ્ચર્યા.

ભગવદ્ ગીતાના સત્તરમા અધ્યાયના પાંચમા તથા છઠ્ઠા શ્લોકમાં એ તપશ્ચરણ માટે પણ સૂચના આપી છે કે :—

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामराग बलान्विताः ॥ ५ ॥
कर्शयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तः शरीरस्थं तान्विद्ध्यासुर निश्चयान् ॥ ६ ॥

ભાવાર્થ :–દંભ અને અહંકારથી સંયુક્ત એવા તથા કામ, રાગ અને બલવડે યુક્ત એવા જે જનો શાસ્ત્રે નહિ કહેલા ઘોર તપને કરે છે અને શરીરમાં રહેલા ભૂતસમૂહને તથા શરીરમાં રહેલા મને પણ કૃશ કરે છે એ અવિવેકી છે, તેમને આસુરી નિશ્ચયવાળા જાણજે.

આટલી ચેતવણી એટલા માટે આપે છે કે તપ શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે હોવું જોઇએ. દેહને સુખકર હોય તેવું, શરીરને સ્વસ્થ અને ચિત્તને પ્રસન્ન રાખે એવું, પ્રતિભા અને ઓજસ્ વધારે એવું, મલિન વાસના વગરનું, રાગ દ્વેષ વિનાનું, દંભને તોડે અને અહંકારને ગાળે એવું તેમ જ પરમાત્માના સ્મરણને સતત્ જાગ્રત રાખે એવું હોવું જોઈએ. એ જ અધ્યાયમાં આગળ વધતાં એના શારીરિક, વાચિક તથા માનસિક, તેમ જ સાત્ત્વિક, રાજસિક અને તામસિક વિભાગ પાડી, તેની એવી તો સ્પષ્ટ વ્યાખ્યા કરી બતાવે છે કે અલ્પબુદ્ધિ જિજ્ઞાસુ જો દંભી ન હોય તો સમજી શકે એવું છે: એને જીવનમાં ઊતારવા માટે સીધો અને સરળ માર્ગ ભગવાને સાધકને દોરી આપ્યો છે, એમ સમજી ભગવાનની આવી અહૈતુકી કૃપા માટે હૃદયમાં ગદ્ગદ્ ભાવે એમનું મંગળ સ્મરણ કરી પોતાના પાપ સંસ્કારને ધોવા માટે કટિબદ્ધ થવામાં જરાયે પ્રમાદ કરવાનો નથી. વિસ્તારભયને લીધે તેમજ ગીતાનું પઠન પાઠન તો હવે ગીતાભ્યાસો દ્વારા શહેરે, ચૌટે, પોળે, આંગણે અને ઘેરે ઘેર થવા માંડયું છે એટલે સૌને યાદ જ હશે એમ માની એ શ્લોકો અહીં ઉતાર્યા નથી. અસ્તુ !

× × ×

નેકાગ્ર કહેવાય છે, તેથી શાન્ત હોવાનો સંભવ નથી. આવી રીતે અને ...માં ભટકતા. વારંવાર વિક્ષેપ ભોગવતા ચિત્તને કોઈ એક જ શાસ્ત્રીય વિષયમાં, સગુણ ઉપાસનામાં, બ્રહ્મવિદ્‌ની સંનિધિમાં, ગુરુસેવા કે સંતસમાગમમાં મૂકવા જઈએ તો પણ પ્રથમ ત્યાં ટકી શકાતું નથી, અને વારંવાર પોતાના રાગદ્વેષના પૂર્વસંસ્કાર પ્રમાણે તામસિક અને રાજસિક થવાને લીધે દોષદૃષ્ટિમાં ફસાઈને શુદ્ધ સાધનમાં શંકાશીલ બને છે. કુતર્કમાં અટવાઈ જાય છે અને વારંવાર વિક્ષેપ અનુભવે છે, તેથી એને પરમાત્મવિષયમાં મૂકવું જોઈએ. પતંજલિ ભગવાન વિવેકખ્યાતિનો ઉપદેશ આપતાં પહેલાં ईश्वरप्रणिधानाद्वा સૂત્રદ્વારા એમ કહેવા માગે છે કે સર્વેશ્વર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન પરમાત્મામાં એમના પ્રણિધાનદ્વારા ચિત્તને જોડી દેવાથી ચિત્ત એકાગ્ર થાય છે; ઈશ્વરના સચ્ચિદાનંદનો સાધકના ચિત્તમાં પ્રકાશ પડવા માંડે છે, અને વ્યુત્થાન કાળે પણ પરવ્યસની નારીની પેઠે એ ઈશ્વરના આનંદનો આસ્વાદ લેતું ચિત્ત હરતાં ફરતાં વ્યવહાર કરતાં પણ સ્વાભાવિક રીતે પરમાત્મામાં એકાગ્ર રહ્યા કરે છે.

આવી રીતે ઉપાસનાના અદ્વિતીય સાધનદ્વારા એકાગ્ર (શાન્ત) થયેલું ચિત્ત જ ગુરુ તથા શાસ્ત્રના શબ્દોના વાસ્તવિક મર્મને ધારણ કરવાની યોગ્યતાવાળું થાય છે. એ વિના વિક્ષિપ્ત ચિત્ત કાણા વાસણ જેવું હોવાથી ઉપદિષ્ટ અર્થ એમાં ટકી શકતો નથી, અરે ! એટલું જ નહિ કોઈ વાર તો અધિકારના અભાવે અહંકાર, દંભ દર્પ જેવાં વિપરીત પરિણામ પણ લાવી મૂકે છે.

' વીતરાગી ' થવા માટે પણ રાગનું મૂળ તપાસી જોવું જોઈએ. रजो रागात्मकं विद्धि એમ ભગવદ્ ગીતામાં રજોગુણને રાગનું મૂળ કહ્યું છે એથી રજોગુણનો જેટલો સ્વભાવ છે, તે બધાનો સાત્ત્વિક ગુણધર્મોમાંથી પરિહાર કરવો જોઈએ; અને એમાં સહાયતા લેવા માટે યોગસૂત્રના સમાધિપાદમાં જે સૂત્ર આપ્યું છે તે પ્રમાણે સાધન કરવું જોઈએ. એ સૂત્ર આ પ્રમાણે છે :—

**वीतरागविषयं वा चित्तम् ॥ ३७ ॥**

અર્થ :—અથવા તો વીતરાગ મહાપુરુષોનો વિષય કરાવવાવાળું ચિત્ત મનની સ્થિતિને સ્થિર કરે છે.

આના ઉપર વિવેચન કરતાં ટીકાકારો કહે છે કે રાગદ્વેષાદિ વિકારો જેના જતા રહ્યા હોય તેવા ભૂતકાળના વ્યાસ, શુકદેવ, વામદેવ, યાજ્ઞવલ્કય જેવા ઋષિમુનિઓ, શ્રી રામકૃષ્ણાદિ અવતારી પુરુષોત્તમો, શ્રી શંકરાચાર્યાદિ આચાર્યો, અસંખ્ય સંતમહાત્માઓ તેમ જ વર્તમાન શ્રધ્ધેય ગુરુમૂર્તિના ધ્યાનદ્વારા પણ ચિત્તની એકાગ્રતા થાય છે અને ચિત્તમાં પ્રસન્નતા દ્વારા બ્રહ્મવિદ્‌ના કૃપાપ્રસાદદ્વારા શાન્તિ અનુભવાય છે કે જેથી ચિત્ત પરમવસ્તુની ધારણામાં અધિકારી બને છે.

સહૃદયી સાધક ! 'આત્મજ્ઞાન'ના પહેલાંના ત્રણેય હપ્તાનો જરા વિચાર કરી જો. આ લખાણનો ખાસ ઉદ્દેશ એ છે કે સાધકને પોતાને સાધનસંપન્ન થવાની પહેલી આવશ્યકતા છે અને એટલા જ માટે વારંવાર કહેવું પડે છે કે જિજ્ઞાસુ બનવું હોય તો તું પહેલાં સાધનસંપન્ન થા; એ સાધન સંપત્તિનો વિચાર આપણે આગળ ઉપર કરીશું, પણ જ્ઞાનના જિજ્ઞાસુ થવા પહેલાં સાધનસંપત્તિ કેળવવી, અને એ સાધનસંપત્તિ કેળવનાર જિજ્ઞાસુના અધિકાર માટે નિષ્કામ કર્મ દ્વારા શુદ્ધ, અને ઉપાસનાદ્વારા એકાગ્રચિત્ત થવું જોઇએ એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે,

વ્યાવહારિક જીવનમાં રાગદ્વેષ ભર્યા હોય, મારાતારાની ખેંચાતાણ મનને સંસારમાં વિષયોને ખીલે જ બાંધી રાખતું હોય, મોહ, મમતા કે દંભના પડદામાં રહીને મન અભિમાનના સાતમા આકાશમાં ઊડયા કરતું હોય ત્યાં સુધી ચિત્તશુદ્ધિ કેવી ? એ ચિત્તશુદ્ધિ (૧) તપશ્ચર્યાદ્વારા થાય છે એવું આત્મબોધના શ્લોકમાં કહ્યું છેઃ અંતઃકરણના ત્રણ દોષ અને નિવારણ માટે આ શ્લોક કેટલો મહત્ત્વનો છે એનું આપણે જરા વિશેષ સ્પષ્ટીકરણ કરીએ.

(૧) મલદોષઃ—ચિત્તમાં મલિન વાસનાની સત્તા છે તેનો ઉચ્છેદ શુદ્ધ વાસનાદ્વારા થતી તપશ્ચર્યાથી થાય છે એટલે જેમાં કેવલ પરમાત્મ-

પ્રાપ્તિની જ શુભ વાસના છે તેથી એવી તપશ્ચર્યા જ નિષ્કામ કર્મ કહેવાય. પ્રથમ નિષ્કામ તપશ્ચર્યાદ્વારા સાધકનું ચિત્ત શુદ્ધ થાય, ત્યારે તે સાધક ઉપાસનાનો– ભક્તિનો (સગુણ) અધિકારી બને છે. તપોભિઃ ક્ષીણપાપાનામ્–આટલા શ્લોકથી ચિત્તશુદ્ધિની યોગ્યતા બતાવી.

(૨) વિક્ષેપ દોષઃ = ચિત્તની ચંચળતા. શાન્ત અને વીતરાગી ચિત્ત જ ધાર્યા વિષયમાં પ્રવેશ કરી શકે છે. ધ્યેયપ્રતિ સતત તૈલધારાવત્ ચોંટી રહે છે; એ માટે અનેક અશુદ્ધ વિષયોમાં ભટકતા મનને વિશુદ્ધ પરમાત્માની સગુણ મૂર્તિઓ જેવા ઋષિમુનિઓ, અવતારીઓ, આચાર્યો, સંતમહાત્માઓ કે ગુરુદેવની ઉપાસના દ્વારા નિરુદ્ધ કરવું જોઈએ; અનેકમુખીમાંથી એકમુખી કરવું જોઈએ; બહિર્મુખીમાંથી અન્તર્મુખી કરવું જોઈએ. અહીં સુધીના શ્લોકમાં વારંવાર વિક્ષેપ ભોગવતા ચિત્તનો જ્ઞાનમાં નહિ પણ ઉપાસના અથવા ભક્તિમાં અધિકાર છે એમ સ્પષ્ટ કર્યું છે. જ્યાં સુધી વિક્ષેપ છે, ત્યાં સુધી ઉપાસના કરો; ઉપાસનાથી વિક્ષેપ નામના દોષને કહાડો અને પછી–ઉપાસ્યમાં જ સગુણ બ્રહ્મનાં દર્શન કરીને "હું જીવ" "તું ઈશ્વર"થી જૂદો છે, અને એ બન્નેનું સ્થાન કોઈ "લોક પરલોકમાં" છે એમ માનીને દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદ રૂપી આવરણ ઊભું કર્યું છે તેને તોડવાની જિજ્ઞાસા થાય તે ત્રીજું સાધન છે

(૩) આવરણદોષ—વિશુદ્ધ ચિત્ત અને નિરુદ્ધવૃત્તિથી બ્રહ્મવિદ્‌ની સંનિધિમાં, શાસ્ત્રનો અનુકૂળબુદ્ધિથી અર્થ વિચારી, જીવ બ્રહ્મનો, શિષ્ય ગુરુનો, જીવજગતનો, ઈશ્વર અને જગતનો–અને એવા જેટલા જેટલા ભેદ એટલે પરિચ્છેદ કે આવરણ હોય તે શાસ્ત્રશ્રવણ (પોતાની મેળે વાચન કે પઠનપાઠન નહિ,) મનન અને નિદિધ્યાસન દ્વારા એ આવરણ દોષને તોડવાનો છે.

આથી સ્પષ્ટ થશે કે જેમનું ચિત્ત અશુદ્ધ હોય અને ચિત્તમાં વારંવાર વિક્ષેપ સતાવ્યા કરતો હોય એમણે શાસ્ત્રોક્ત કર્મ ઉપાસનામાં લાગી રહીને આચાર્યના નિર્ણય શરણ નીચે અભ્યાસ કરવો, કેમકે એ વિના અભ્યાસની અયથાર્થતા બતાવતાં કઠોપનિષતમાં આચાર્ય યમરાજ વિરક્ત શિષ્ય નચિકેતાને જે આદેશ આપે છે એ અવશ્ય ધ્યાનમાં રાખજો. જુઓ

આત્મજ્ઞાનના અનધિકાર માટે ચેતવણી આપે છે કે —

ना विरतो दुश्चरितान्नाशान्तो ना समाहितः ।
नाशान्त मानसो वापि प्रज्ञानेनै न माप्नुयात ॥

ભાવાર્થ:—જે પાપકર્મોમાંથી નિવૃત્ત નથી થયો, જેની ઇંદ્રિયો શાન્ત નથી, જેનું ચિત્ત અસમાહિત ( વિક્ષિપ્ત ) અથવા અશાન્ત છે તે ( આ આત્માને ) પ્રજ્ઞાન ( આત્મજ્ઞાન=વાચિકજ્ઞાન) દ્વારા પ્રાપ્ત કરી શકતો નથી.

આના ઉપરના ભગવાન શંકરના ભાષ્યનો અનુવાદ નીચે પ્રમાણે છે

'જે દુશ્ચરિત–પ્રતિષિદ્ધ કર્મ એટલે કે શ્રુતિ–સ્મૃતિથી અવિહિત પાપ–કર્મથી અવિરત–અનુપરત છે તે નહી, જે ઇંદ્રિયોની ચચલતાને લીધે અશાન્ત એટલે ઉપશાન્ત ન થયો છે તે પણ નહી, જે અસમાહિત એટલે જેનુ ચિત્ત એકાગ્ર નથી, જે વિક્ષિપ્ત ચિત્તવાળો છે તે પણ નહી, તથા સમાહિત ચિત્ત હોવા છતા પણ એ એકાગ્રતાના ફલનો ઇચ્છુક હોવાથી અશાન્ત ચિત્ત હોય, જેનુ ચિત્ત વારવાર ચચલ થતુ હોય એ પુરૂષ પણ આ પ્રસ્તુત આત્માને કેવળ આત્મજ્ઞાનદ્વારા પ્રાપ્ત કરી શકતો નથી. અર્થાત્ જે પાપ કર્મ અને ઇંદ્રિયોની ચચલતાથી વિરામ પામેલો તથા સમાહિત ચિત્ત અને એ સમાધાનના ફલવડે ઉપશાન્તમન છે એ આચાર્યવાન સાધક જ બ્રહ્મજ્ઞાનદ્વારા ઉપર્યુક્ત આત્માને પ્રાપ્ત કરી શકે છે."

ભગવાન્ શંકરસુશોધિત અદ્વૈતતત્ત્વજ્ઞાન મેળવવુ હોય તો એમણે બતાવેલા સાધન કેળવવા જોઈએ અને એ પ્રમાણે અધિકારી બનીને જ પછી ' જિજ્ઞાસુ ' હોવાનો દાવો કરવો જોઈએ. એ વિના બધો પરિશ્રમ વ્યર્થ છે ! આડબર માત્ર જ છે ! શબ્દવિલાસ છે. માટે સાધક, સાવધાન ! બ્રહ્મના જે ઉપદેશ–આદેશનુ આપણે નિત્ય સ્મરણ રાખવાનુ છે તે એ છે કે —

श्रध्धाभक्तिध्यानयोगादवेहि ।



# અમારી હોળી

રાગ—કાફી, તાલ-દીપચંદી

卐

હોળી કરીશું અમારી, સાધક આવી જો તું વિચારી—ધ્રુવ૦
આત્મીય મિત્રો થાશું ભેગા, શ્રદ્ધાપાત્રને લાવી;
*ભાવ બાકળા ભરશું તેમાં, નિશ્ચય ખાડ ખોદાવી,
દાટીશું તેને સુધારી; ...હોળી—૧
જ્ઞાનમત્સર હોળઈયાની માળા, ડાળે ડાળે પહેરાવી;
રોપશું દંભ એરંડો તે ઉપર, સંશય કાષ્ટથી ઘેરી,
વિપરીતરૂપ છાણાં બિછાવી; ...હોળી—૨
સમયસંજોગ થયે સધ્યાનો, જ્ઞાનાગ્નિએ પ્રજ્વાળી;
અહં-મમ શ્રીફળ અર્પી ઉપર, વાસનાઘૃત પધરાવી,
પૂજશું શાસ્ત્ર સ્વીકારી; ...હોળી—૩
નમશું મદરૂપ શિર નમાવી, ઈર્ષાદિ ફૂલડાં ઉડાડી;
પ્રકૃતિ પુરુષનાં સૂચક ચિન્હો, ગાશું ઉમંગ ઉર લાવી,
તજીશું કામ વિકારી; ...હોળી—૪
શાંતિવાગ્નિની ધારા કરતાં, ફરશું મોહ નિવારી;
રાખ થશે સૌ બળીને વિકારો, થાશું કૃતાર્થ ભારી,
બ્રહ્મસદ્ભાવ સ્વીકારી; ...હોળી—૫
આનંદ રંગે, રંગી રંગાશું, ભેદભાવ નિવારી;
આત્મભાવના અબિલ ગુલાલે છાઈ અહંતા વિકારી,
સ્વરૂપમાં થાશું વિહારી; ...હોળી—૬
'રૂપા' સદ્ગુરુ શરણુ મહા તો, થાય હોળી દુઃખહારી;
પ્રેમે પ્રભુનો થાય અનુગ્રહ, હોળી હૃદયની નિવારી,
સ્વરૂપમાં લેશો સ્વીકારી; ...હોળી—૭

—પ્રવાસી સ્વરૂપાનંદ

* આ રિવાજ કાઠિયાવાડ તથા કરાંચી તરફનો છે.

ॐ

# श्री होलिकोत्सव



याऽश्लीलभाषगपि सुमंगलभावयुक्ता, या दारुणाऽपि हितसद्गुचिरवर्णनीया ।
यस्यां सदैव सुलभाऽखिलकामसिद्धि:, सा होलिका विजयतां खलु भारतेऽस्मिन् ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોના શ્રાવણી, વિજયાદશમી, દીપાવલી ને હોલી, એ ચાર મહોત્સવો આર્ય શાસ્ત્રોમાં નિર્ધારિત છે. શ્રાવણી બ્રાહ્મણોનો, વિજયાદશમી બ્રાહ્મણ ને ક્ષત્રિયોનો દીપાવલી ત્રિવર્ણનો ને હોલી એ ચારે વર્ણનો મહોત્સવ હોવાથી એનું મહત્વ છે.

હોલિકાના વિષયમાં કેટલાક વિદ્વાનો કહે છે કે, યજુર્વેદના પાંચમા અધ્યાયમાં પ્રતિપાદિત રક્ષોઘ્ન મંત્રોવડે આજે સર્વ પુરૂષો આંતર ને બાહ્ય શત્રુરૂપ રાક્ષસોનો નાશ કરે છે. અન્ય કહે છે કે, જગતને ઉપદ્રવ કરતાં ઢુંઢા રાક્ષસીને બાળકો અગ્નિમાં સળગાવે છે ને ગાલિપ્રદાન વડે આજ તેને ભસ્મ કરે છે. ઘણાંકો કહે છે કે, આજ હિરણ્યકશ્યપુની બહેન હોલિકા પ્રદીપ્ત પાવકમાં ભક્ત શિરોમણિ પ્રલ્હાદને બાળવા ઇચ્છતી, તેમને લઇને પાવકમાં પ્રવેશી પણ પોતે ભસ્મીભૂત થઇ અને ભગવત્કૃપાથી ભક્તભૂષણ અક્ષત બહાર આવ્યા. બીજા કહે છે કે, આજે ભૂતભાવન ભવાનીપતિએ પોતાના

નેત્રને ખોલી કામદેવને બાળી દીધો. અથવા કહે છે કે, માનવજાતના સ્વામીને ઇચ્છતા ભગવાન્ મનુજી આજે ઉત્પન્ન થયા, તે મન્વાદિ તિથિ હોળિકા કે વળી ઇતર કહે છે કે, આજ આનંદકંદ શ્રીકૃષ્ણચંદ્ર દોલારૂઢ થઈ સર્વને આનંદ આપે છે, બીજા પણ બુદ્ધિવાનો આ મહોત્સવના કારણે અનેક પ્રકારે કહે છે કે વર્ણાશ્રમધર્મી પ્રજા, આ બધાનું કારણ ભુમિકુળ અને શાસ્ત્રસંમત છે એમ માને કે તે યોગ્ય જ છે.

પરમ રમણીય હોલિકા મહોત્સવને દિવસે જો સમસ્ત ભારતવીરો વે-વિહિત રક્ષોઘ્ન મંત્રોવડે આંતર અને બાહ્ય સર્વ નરરાક્ષસોને મારી સાત સમુદ્રની પાર તીરે કહાડી મૂકે, જે આજ કેવળ ભારતને નહી પણ સમગ્ર કૂટનીતિરૂપ ક્રુર પીડા પમાડી રહી છે તેને ભારતવીરો નિજના સાહસરૂપ આ અગ્નિમાં બાળી ભસ્મ કરે જો આજ સત્યાગ્રહી વીરોરૂપ પ્રહ્લાદને બાળવા ઇચ્છતી હિરણ્યકશ્યપુની હોળી નિજના અત્યાચારરૂપ અગ્નિમાં ભસ્મ થાય તો ભારતબાળકો અક્ષત શરીરયુક્ત હોઈને પ્રસન્ન રહે જો આજ ભૂતભાવનની પેઠે નેતાઓ પોતાના જ્ઞાનરૂપ ત્રીજાનેત્રથી કામરૂપ ર થઈને બાળે તો માનવ સંસ્કૃતિ–સભ્યતાના આદિ પ્રવર્તક ભગવાન્ મનુજીની આદિ તિથિરૂપ મહા મહિમાશાલી આ મહોત્સવ, આંતર અને બાહ્ય શત્રુને સંહારી ભારતીય પ્રજાના હૃદયમાં મહામોદ સ્થાપે, તો શ્રીરામકૃષ્ણવત્ ભારત બાળકો રતિગૃહમાં દોલારોહણ કરે ને સર્વને આનંદ પમાડે ભારત ભાગ્યવિધાતાને રમણી વિરમીએ કે તે સમય સત્વર પ્રાપ્ત થાય. ઇતિ શમ્

વિચાર જમતો ચરેલ

પ્રવાસી-સ્વપ્નદત્ત

卐

# વિરાટની જ્યોત



એવી એક વિરાટની જ્યોત દીઠી,
મુજ અંતર જે અજવાળી રહી.
હતી આજ લગી નહિ નેહે દીઠી,
મુજ નેનન અંજન આંજી રહી;
એવી એક વિરાટની જ્યોત દીઠી.

જીવનનદીના એક કિનારેઃ
ઊભો ઊભો આત્મ પુકારેઃ
તિમિર મહીંથી કોણ ઊગારે ?
એવી પ્રાણ મહીં અભિલાષ હતીઃ
જુગજુગજૂની મુજ પ્યાસ હતીઃ
અંતરની એકલ એ મુજ આશ હતી,
એવી એક વિરાટની જ્યોત દીઠી.

માયા મમતા ને ઉર મોહ ભુલેઃ
મુજ પ્રારબ્ધ તણાં શાં દ્વાર ખુલેઃ
વધાવું વિરાટ તને હું ફુલેઃ
એવી દર્શનની ઘડી ધન્ય હતી;
મુજ જીવન માંહી અનન્ય હતી;
એની ભક્તિ મહીં લયલીન હતી.
એવી એક વિરાટની જ્યોત દીઠી.

—મૂળજીભાઈ પી. શાહ

# આત્માનુભવ

લેખક : શ્રી. કેશવલાલ અં. ઠક્કર, એમ. એ. એલ્એલ્. બી.



પૂરણમેં આશય મિલ્યા, લક્ષ ભયા તદ્રૂપ;
અખા કામ એતના જ હૈ, સમજી ભયા સ્વરૂપ.

× × ×

પ્રતીત પડ્યા પૂરા હુવા, ઔર નહિ અટકાવ,

× × ×

પાયેકા પરમાણુ એ, જે આપા ખોવે માંહ્ય;
ઓઢિલે પાવે અખા, તબ આપેઆપ સહરાય.

આત્મસાધન દ્વારા આત્માનુભવ પામે એ જ મહાપુરુષ-પૂર્ણપુરુષ.

ચિત્તશુદ્ધિ (Evacuate)

આ ઠેઠના અનુભવની પ્રાપ્તિ માટે સાધકે પ્રથમ શુદ્ધીકરણ, પછી એકીકરણ, અને અંતિમમાં એકમીકરણ-આ ત્રિવેણીમાં પસાર થવું જોઈએ. આત્મસાધનાનું દ્વાર આ ત્રિપદી માર્ગમાં જ રહેલું છે. માટે સાધકે પ્રથમ વસ્તુ-અવસ્તુનો સમ્યક્ વિચાર કરીને દિલ ખાલી કરવું (Evacuate) જોઈએ. મતલબ કે, દિલમાંથી અવસ્તુને એટલે માયા અને માયિક ભાવોને તિલાંજલી આપવી જોઈએ. સંસારને જાણે કે એક સ્વપ્નની બાજી સમજીને ઉરથી અલગ કરવી જોઈએ. ખરી અને પૂરી સમજણપૂર્વક મનનું મુંડન કરવું જોઈએ. આવો જ્ઞાનપુર સર અંતર-

વૈરાગ્ય એ જ સાચો ત્યાગ કિંવા વૈરાગ્ય છે. કારણ કે, કાળે કરીને તન પાકે છે, પરંતુ મન પાકતું નથી. તેથી મનની ગતિ ફર્યા વિના વૈરાગ્ય જ્ઞાનનો કશો જ અર્થ નથી. તેથી શુદ્ધ મુમુક્ષુ ઉમેદવાર માટે તો પળેપળની એક જ ધૂન :—" માયા રેનતણા સપના, હરિ બિન કોઈ નહિ અપના." શ્રુતિપ્રોક્ત-अथातो ब्रह्मजिज्ञासा-સૂત્રનું આજ મર્મ છે સાચા વૈરાગ્યમાં સાધન-ચતુષ્ટય આવી જાય છે. આજ વાતનું રહસ્ય સમજાવતાં બ્રહ્મર્ષિ અખાજી કહે છે કે :—

" નિર્મલ ચિત્ત બિન ન ઠરે; અખા ગુરુનું જ્ઞાન;
જ્યમ અંતરરોગી તાપકુ, વિષ સાકર પયપાન."

જીવના ઉર્ધ્વારોહણનું આ પ્રથમ પગથીયું છે.

૨. સૂફી સંતોએ યથાર્થ કહ્યું છે કે :—

અનન્યતા (Fill)

" દિલ સફા, દુનિયા સફા,
તો દેદારકા નફા."

× × ×

સીના સાફ હુવે બિના, અખા રહે કયાં રામ ? !

તારતમ્ય કે, ઉપરામ વૃત્તિનો ઉદય થતાં મન સહજ જ રામ તરફ વળે છે. પ્રભુને પામવા માટે ખાલી કરેલા દિલમાં દેહ અને દુનિયાથી પર એવી પરમ-તત્ત્વની ભાવના અંતરમાં ભરવી જોઈએ (Fill) અને સાધકે એકલવ્ય જેવા થવું જોઈએ. મહેતાં અને મીરાં જેવી અવ્યભિચારિણી ભક્તિ દ્વારા પોતાના પરમાત્માની ગોપી થવું જોઈએ; કિંવા શ્રવણ, મનન અને સતત ચિંતન દ્વારા આત્માનુસંધાન કરવું જોઈએ; કિંવા ધ્યાતાએ દમબદમ પોતાના ધ્યેયનું ધ્યાન ધરવું જોઈએ. આમ ભક્તિ, યોગ કે જ્ઞાન દ્વારા 'અહંભાવ' ઓગાળવા ભગીરથ પુરુષાર્થ કરવો જોઈએ. અનન્ય ભક્તની પળેપળની એક જ ધૂન :—ब्रह्मैवाहम्' ब्रह्मैवाहम्' मन बुद्धि नाहम् नाहम्। मैं नहि मैं नहि मैं नहि प्यारे, तूहि तूंहि गुरु तूंहि तूहि. આનું નામ જ એકીકરણ (अनन्यता) એટલે એક ભાન-એક તાન-એક ગાન-એકનું એક જ ભજન-એક મન, એક બુદ્ધિ, એક ચિત્ત અને એક

આવી અનન્યતા વિના પ્રભુ પ્રાપ્તિ દુર્લભ છે. ઈહલોક કિંવા પર-લોકમાં સુખવૈભવ ભોગવવાની જેની ચાહના હોય છે તેને પરમાત્માનો માર્ગ તો નથી. શ્રદ્ધા અથવા યકીન; સબૂરી; તૃપ્તિ અને નિર્માન-મોહ એ ભક્તનાં ખાસ લક્ષણો છે.

૩. આવા પ્રભુરસનું દમબદમ પાન કરતાં "કીટભ્રમર" ન્યાયાનુસાર સાધક ભૂચર મટીને ખેચર થાય છે. જેમ "કૃષ્ણ કૃષ્ણ કરતી થી તો મીરાં કૃષ્ણ હો ગઈ;" તેમ સતત પ્રભુ ધ્યાનથી (continuous concentration) અંતરમાં પ્રભુરવિનો ઉદય થાય છે. હરિજન હરિ થાય છે અને એની અહંતાનો નાશ થાય છે. સર્વ સર્વત્ર સર્વદા સર્વથા વૃત્તિ બ્રહ્માકાર થતા કૈવલ્યનું મહાપદ સ્વસ્વરૂપ-આત્મસ્વરૂપ અનુભવગમ્ય થાય છે. મહાનુભાવ અખાજી કહે છે કે :—

આત્માનુભવ (Realize)

"જ્ઞાન ઉદય કૈવલ્ય અખા, વિના સૂર નિત્ય રાત;
જાતા આતા નહિ કછુ, મનકા લક્ષ્ય પલટાત."

\+ × ×

"જ્ઞાન ઉદય કૈવલ્ય અખા, અંગ લિંગ ન્યારા લક્ષ;
જયું સકલ નેનમેં સૂર હૈ, પણ આપ ન્યારા જગચક્ષ"

× × ×

જ્ઞાન ઉદય કૈવલ્ય અખા, જયું લોહ તાંબા ખટધાત;
પારસ પરસયા હેમ હૈ, ના તો કાંઈ ખાત.

× × ×

જ્ઞાન ઉદય કૈવલ્ય અખા, જ્યું ભૃંગી હોત કીટ,
ભૂચરતે ખેચર ભયા, ના તો લોગી વિટ.

રહસ્ય કે, પ્રજ્ઞાનરવિનો ઉદય થતા અજ્ઞાનની ખડખડ શમી જાય છે; અને ત્રિપુટી, ધ્યેય અને જ્ઞાનની ત્રિપુટી અદ્વૈત આત્માનુભવના મહાસાગરમાં એકરૂપ થાય છે. આ ત્રિવેણી સંગમ (જાણે કે એક શરીરે ત્રિમુખી ગુરુ દેવદત્ત) એ જ જીવન્મુક્ત દશાનો મહાનુભવ; એ જ આત્મીકરણ (Realization).

બ્રહ્મ લક્ષ્ય અને બ્રહ્મ લક્ષણ પ્રકટતાં જીવ સ્વયં સચ્ચિદાનંદ બની જાય છે. જાતથી પર થઇને પોતે પોતામાં ભળે છે–નષ્ટમોહ અને સ્થિતપ્રજ્ઞની મહાદશા અનુભવે છે. આ ગુણાતીત દશામાં વિધિનિષેધ કે રાગ કે ત્યાગ એકેનો આગ્રહ રહેતો નથી. કારણ કે, સ્વયં આત્માનો સ્વરૂપાનુભવ એ જ સહજાવસ્થા છે,–પૂર્ણાવસ્થા છે. આ અનિર્વચનીય મહાદશામાં તોં હું યે નથી, તૂ યે નથી અને સંસારે નથી; એક માત્ર પરબ્રહ્મ જ અવશેષ રહે છે. તેથી જ ભગવાન ગુરુ દત્તાત્રેય કહે છે કે :—

न त्वं नाहं जगन्नेदं । सर्वमात्मैव केवलम् ॥

દેખન માત્ર દ્વૈત હૈ, અંતર વસ્તુ એક

× × ×

સુરત બ્રહ્મ ઇંડા અખા, જડ હૈ તોલું જીવ;
પાઈ પંખ ચેતન ભઈ, શિવ શિવ શિવ સદૈવ.
જ્ઞાન જ્ઞેય જ્ઞાતા નહીં, જે પદ છે સ્વરૂપ;
તન્મય અખા તત્ક્ષણ કરે, ચૈતન્ય સહજ સ્વરૂપ,
ભક્તિ મુક્તિ બે વાંછે ભ્રમ, તેથી અળગો આતમધર્મ.

૪. આવા મહાનુભવનું પ્રકટીકરણ કરતા ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર ગીતામાં "સ્થિતપ્રજ્ઞ" અને અમૃતાષ્ટકમાં મહાભક્તનું

**પૂર્ણતાનાં લક્ષણ** જેવું વર્ણન કર્યું છે એવા જ પ્રકારનું પૂર્ણકામ ગેબીજનનું વર્ણન મહાનુભાવ શ્રી અખાજીએ કર્યું છે તે આત્માનુભવ માટે અતિ મનનીય છે. શ્રુતિવચન છે કે—**महाजनो येन गतः स पंथाः** । અર્થાત્ આત્માની અનિર્વચનીય મહાદશા મહાપુરુષના ગેબી જીવન દ્વારા જ વ્યક્ત થાય છે :—

### (૧) નૈરાશી અંગ

નર નૈરાશ થયા વિના, મૂલ ઉદ્યોત ન થાય;
મહા ઉદ્યોત થયા વિના, મૂલથી આશ ન જાય. (૧)
મુક્તિ લગી આશા અખા, આશા વૈકુંઠવાસ;
અષ્ટ મહાસિદ્ધિને અનુભવે, ત્યાં લગી દ્વૈતની આશ. (૨)

અજબ મતા પાયા અખા, આપા ચીહીન્યા ચૈન;
અહંતામેલ બિચતેં ટર્યો, કતોં જે દિનરેન. (૨૭)
અજબ કલા ઉપજી અખા, જ્યુ ગર્ભ રહ્યા થા બાય;
આપ બિલાના અંતરે, કો કહે નરમાદા ય. (૨૮)

## (૪) રામભક્ત અંગ

રામભકત સાચા અખા ! સદા સહજ કૃપાલ;
જૈસે તારત તુમડા, ઉંચ, નીચ, ચંડાલ. (૨૯)
રામભકત સાચા અખા, સકલ ભાવ સંતોષ;
જ્યું પ્યાસ ન લગત નીરકો, સબન કરત નિર્દોષ. (૩૦)
રામભકત સાચા અખા, બોલત આતમ હેત;
જૈસે વાજા જંગકા, દોઉદલ સૂરાતન દેત. (૩૧)
રામભકત સાચા અખા, અપને અનભે લાલ;
જ્યું સોના તે સબ શોભીએ, આપેઆપમાં માલ. (૩૨)
રામભકત સાચા અખા, મિલ્યા રહત નહીં માય;
દર્પનમેંકા બિંબ જ્યું, સંપૂટમેં ન બમાય. (૩૩)
રામભકત સાચા અખા, દરસત હૈ ઇહલોક;
જ્યું કુંઝી સૂરત છું નાંહિયે, પિંડ રહત પરલોક. (૩૪)
રામ રતનકા પારખૂ, સબકો દૃષ્ટા હોવ;
સૂર્યરથ બેઠે અખા !! સારી અવની જોય. (૩૫)
રામરતનકા પારખૂ, જ્યું ત્યું પાવત લાલ;
અખા મિટાયા આપકો, દૃષ્ટન લાગ્યા ખ્યાલ. (૩૬)
રામરતનકા પારખૂ, અહંગયા, રહ્યા રામ;
અખા કછુ ઉલટી ભયી, શૂન્ય ઓર સુંદરસ્યામ. (૩૭)
રામરતનકા પારખૂ, રૂપા સબ સંસાર;
અમૃત હલકા નીરસે, અમરા પીવનહાર. (૩૮)

રામરતનકા પારખુ, રામહિરાય હોઇ જાય;
અખા હિમાળા રામ હૈ, બહુરી ન પિછા આય. (૩૯)
જાકુ હીરા માણેક ના મિલે, સો કાચ કથીર મહુગાય,
ગામ વિના ખાલી નહીં, સો કહાંતે કાંહાંકુ જાય. (૪૦)
અંકમેં પૂરા એકડા, લાખ કરોડ ગણાય,
ઘટે બઢે સો ટપકણા, અખા એક રહાય. (૪૧)

૫ ઉપરની ૪૧ સાખીઓમાં મહાનુભાવ શ્રી અખાજીએ સગુણ નિર્ગુણ પણાથી પર આજીવિ મસ્ત નિરંતર આતમમાં ભરી બ્રહ્મભાવને પામેલ મહામુક્ત ગેબી પુરુષોનાં લક્ષણોનું વર્ણન કરી આત્માનુભવનો ગેબી રાહ પ્રકટ કર્યો છે "પોતભાન" ન્યાયાનુસાર આત્માનુભવી મહાપુરુષ 'સિદ્ધિ કે સંસાર'ની વાતથી પર રહીને દમબદમ પોતાના-આત્માનું-પરમામૃતનું જ પાન કરે છે પળેપળ ૧૮ મા અધ્યાયના અર્જુનના જેવી 'નષ્ટમોહ, લબ્ધ-સ્મૃતિ અને સ્થિતપ્રજ્ઞ'ની મહાદશા અનુભવે છે આવા રત્નદીપવત્ દૃઢ-નિશ્ચયી સ્વયંપ્રકાશ મહાપુરુષ બાહ્યાભ્યંતર નિર્મળ હોય છે, અને તેમનાં નેણુ બેન ચેન બ્રહ્મ-સરૂપ-બાકી હોય છે; અને તેમના આતમા દમબદમ બ્રહ્મતૃપ્ત હોવાથી તેઓ 'પૂર્ણકામ' છે આવા બ્રહ્મ એ જ રસ અને બ્રહ્મ એ જ બસ-આવા રસબસ વિદેહી નિર્ભયનિગાશ મહાપુરુષનું લૌકિક જીવન 'આસમાન' જેવું અલૌકિક (गगनोपमोहम्-ગુરુ દત્તાત્રેય) અલગનું અનંગ અને સર્વગનું સલગ હોય છે, તેથી તેઓ કલ્પવૃક્ષ જેવા હિતકારી હોય છે અને નિર્માનિમોહ રહીને મમત્વ સાચવીને અંતરનો આત્મતાર-આત્મભાવ અખંડ રાખીને મસ્ત થઈને અવની પર યથેચ્છ વિચરે છે અને બ્રહ્મનું પ્રકટીકરણ કરે છે, (They mirror the Eternal Infinite) અને તેથી તેઓ નરરૂપે નારાયણ જ છે તેઓની પળેપળની આ જ ધૂન —

(૧) બૅલૅન્સ બરાબર રાખુ, નિર્ગુણની લહેજત ચાખુ.
(૨) ગુરુ દત્ત ફિરત બૈનબનમે; ઉન્મત્ત રહત નિર્ગુણમે;
(૩) જયગુરુ જયગુરુ દત્તદિગંબર, ત્રિગુણાતીત સ્વયં પરમેશ્વર.

વસ્તુમાં અહોનિશ રમનાર—વસ્તુમાં વસ્તુરૂપે સમાનાર મહામુક્તોનું આટલું વર્ણન કરીને હવે તેમનું અભિધાન એટલે "વસ્તુ"નું અખાજીની વાણીમાં વિવરણ કરીશું એટલે આત્માનુભવનો અખંડ પ્રવાહ આપણને સમજાશે. અખાજી લક્ષ્યજ્ઞાની છે; અને તેથી દ્વૈતાદ્વૈતની પક્ષાપક્ષીથી તેમની નિજપદની વાણી પર છે. વસ્તુનું સ્વરૂપ સમજાવતાં પોતે શ્રીમુખે કહે છે કે :—

વિચાર

## વસ્તુસ્વરૂપ

જૈસા તૈસા સાંઇ હૈ, મો મન એ નિરધાર;
ટેઢા સીધા કોઈ કહો, હૈ આપેઆપ કિરતાર. (૧)
પૂર્ણપદકા બુદબુદા, સદા નિરંતર હોય,
અનંત ફેલ હૈ એકકો, અખા સો જાને કોય. (૨)
જડચેતન નામ તાહિકા, જાકા નામ ન રૂપ;
અનંત અલ્પ શક્તિ કરી, અખા ખેલે રામ અરૂપ. (૩)
કબ ન હોતા કબ અવતર્યા, કરી લીલા કહાં જાઈ?
સગુણ નિર્ગુણકા ફેલ હૈ, પીગળે સોહી જમાઈ. (૪)
જાકા ક્રિયા સબ હોત હૈ, સો જાને મૂલ મર્મ;
અણછતા આલમ અખા! દેખે ફેલ ઔર ચર્મ. (૫)
હોતા દેખીયત જાહીતે, તાતેં કછુ ન હોય;
રૂપ અરૂપી હોય રમે, એક અખા હૈ દોય. (૬)
દેખન જૈસા જે નહીં, સો દેખે સબ નૈન;
અખા! ઉલટ ભેદ હૈ, જે સમજે સો ઐન. (૭)
સ્વર્ગ મૃત્યુ પાતાલકે, ભાત માય સબ જંત;
ઉપજે, વિણસે, રહે અખા! પોત જ્યુંકા ત્યું અંત. (૮)
ભ્રમ નહીં ભ્રમી નહીં, જ્યુંકા ત્યું ચિદ્દ આપ;
જલતરંગ કહેવા અખા, નહીં જેવરી નહીં સાપ. (૯)

સંસાર સંસારી જૂઠ હૈ, બૂઝ બૂઝાવણ હાર;
અંતરમાં ઉપજ્યા અખા, સોહિ મૂલ સંસાર. (૧૦)
આપે ટોઈ રહે અણછતા, કરણહાર કિરતાર;
જાકા કિયા સબ હો તહૈ, સો પિંડ. ચલાવનહાર. (૧૧)
પરબ્રહ્મ પ્રપંચ કહ્યુ, નહિ કહેવાકા લાગ;
આપૈઆપકે ભોગમેં, શબ્દ ન પાવે જાગ. (૧૨)
ચેન ચરિત્ર જગકે સબે, એ અદ્વવદ્દમેંકી ભાત;
અખા સબસમેત રવે, જ્યુંકા ત્યું એકાંત. (૧૩)
પ્રત્યક્ષ પિયુ વિલસી રહ્યા, સકલ ભાવ મહારાજ;
હું–તું કરી આપે રમે, અખા અનાદિ સો આજ. (૧૪)

તારતમ્ય કે, જીવ, જગત્ અને ઈશ્વરની ત્રિપુટી વસ્તુથી ભિન્ન નથી–વસ્તુ સ્વરૂપ છે. "અનંત ફેલ હૈ એકકા" એમ જણાવીને તેઓશ્રી આપણને એક=અનંતાદ્વૈત ( Infinite Oneness )નું ભાન કરાવે છે. "પોતે જોતાં પૂરણ બ્રહ્મ" હોવાથી અખંડ બ્રહ્મની ખંડણા 'ભાત"થી થતી નથી. કારણ કે "આગેપીછે એન હૈ, બીચ અખા ધુમધામ." ભાત મધ્યમાં દર્શન દે છે, આદિ અને અંતમાં કેવલ આત્મા જ શેષ રહે છે. પણ ભેદુ એટલે આત્માનુભવી જ આ ભેદ સમજી શકે છે; બીજાઓ મંસાર ( =જીવ, જગત્ અને જગદીશ્વર ) દેખે છે. હકીકત એવી છે કે "દેખન-માત્ર દ્વૈત છે એટલે દ્વૈત ઉપરછેલ્લું છે ( Superficial )–શૂન્યવત્ છે–મનનું ઉટંગ માત્ર છે–ભાવાંતર છે–ઉલટી સમજણ છે, આનું નામ જ અવસ્તુ=માયા=અજ્ઞાન. તેથી વસ્તુ પોતદૃષ્ટ્યા અનામી અને ભાત-દૃષ્ટ્યા સર્વનામી. આવી જ રીતે અરૂપી એ જ સર્વરૂપી અકર્તા=સર્વકર્તા; અભોક્તા=સર્વભોક્તા. શ્રુતિમાં પણ બ્રહ્મનું વર્ણન વિધિમુખ અને નિષેધ-મુખ કરેલું છે ( Positive & Negative ) અખાજીના શબ્દોમાં "વિશ્વ વસ્તુમાં શાનો ફેર, જે એક મણ અને ચાલીશ શેર." આવી સમજણ આવતાં દ્વૈત–અદ્વૈતની ફિલસૂફીના ઝગડા શમી જાય છે; અને પોતે પોતામાં

...સ્વરૂપમાં સ્થિત થઇને જીવ સ્વયં સચ્ચિદાનંદ-બની જાય છે.
...ટ સાધતા–ત્રીજી આંખે આ વિશ્વમાં વિદેહી જીવન અને સમત્વ
...વી શકાય છે. વસ્તુત. ભ્રમ નથી, ભ્રમી નથી, હું પે નથી, તું પે નથી,
...: નથી કેવલ આત્મા જ છે. આત્માનુભવ માટે સાધકે પોતાના દિલમાં
એવું મહાસૂત્ર કોતરી રાખવું જોઇએ :—

" આગે સોના પીછે સોના, મધ્યે સોનં સોના;
તીન ઘટકી રૈન જો જાણે, વાકો નહિ પાપ પુણ્યા. "

આનું જ નામ આત્માનુભવ, વિચારો :—

" હરિ મીલન કાહુ ન બડા, તીન બાતકી હાર;
મનસા વાચા કર્મણા, આપ રહ્યા કિરતાર. "

" આયાસ નહીં અનુભી અખા, રામ મીલન આસાન;
પણ મોંઘા સબસે હો ગયા, બિચ પડયા હુંમાન. "

" આદ્ય અંત મધ્ય રામ હૈ, તો બિચ કયું કહું ઓર;
અખા ! ઇતની સમજ લે, તબ ભાગે સબ દૌર. "

૭. ઉપસંહારમાં એટલું જ આત્માનુભવનું મૂળ વસ્તુની સમજણ અને પ્રતીતિમાં રહેલું છે. વસ્ત્વનુભવમાં રહેલું છે.

ઉપસંહાર

પરંતુ " મરજીવા મોતી મિલે, ઔર માછી તો મીન" એ સૂત્રાનુસાર આપણે આપણા 'અહંભાવ'-નું મૂળ શોધીને " નાહમ્ " એટલે " શિવોઽહમ્ " થવું જોઇએ; પોતાની રસવૃત્તિ ફેરવવી જોઇએ. બક મટીને હંસ થવું જોઇએ. ભાતથી–જાતથી જીવવાને બદલે પોતથી ચેતનમાં જીવવું જોઇએ આવી ગર્ભકલા કિંવા મીનકલા ગુરુગમથી પ્રાપ્ત કરનાર "મરજીવો" છે એટલે મરીને જીવનાર છે. સંત અને સંસારી કિંવા મરજીવાને માછીનો માર્ગ એક બીજાથી ઉલટો છે. માટે જેટલું પડયા હોઇએ તેટલું સુલટ.થઇને ચઢવું જોઇએ અને પોતે પોતાનો ઉદ્ધાર પ્રયત્ને કરવો જોઇએ. લોહ જેમ ચુંબકની સત્તાથી જીવતાં જડ મટીને ચેતન થાય છે, તેમ આપણે દેહદશાં ભૂચર મટીને આત્મદશાં

ઊંચર થવું જોઈએ. ગુરુદેવનું લક્ષ લઈને " સુરતનૂતન સિદ્ધાંત " અનુસાર બ્રહ્મનૂરમાં લીન થઈ લય પામવું જોઈએ એટલે બ્રહ્મ જ અદ્વય રહેશે. આત્માનુભવ માટે આજ ઊંચી રાહ છે: અન્ય કોઈ માર્ગ જગમાં છે જ નહીં

સુરુવર અખાજી તો સ્પષ્ટ જ કહે છે કે :—

" નીરુ મિલ્યા જળ નીરસું, ફિર ન્યારા ના હોય;
ત્યું સુરત મિલી સાંઇયાં, અખા ! ભયી જેથી સોય."
અખા સુરત ભઈ ઉર્ધ્વમુખ, એહિ બાત શિરતાજ;
તા બિન સબ સંસાર હૈ, સરે ન કોઉકી કાજ. "
" પરાપર કછુ પેચ હૈ, જહાંથિ આવન સેર;
ઉલટફિરી જાવે અખા, એ પાવળુહી પેર. "

સારાંશ કે, કિરણમાત્ર જેમ સૂર્યમાંથી નીકળે છે અને અંતે સૂર્યમાં સમાઈ જાય છે, તેમ જીવ માત્ર બ્રહ્મવિના જ કિરણ હોવાથી અધોમુખી મટી ઉર્ધ્વમુખી થવું જોઈએ અને પોતાનું મૂલ ઓળખીને મૂલમાં એટલે પરબ્રહ્મમાં સમાઇ જવું જોઈએ. આજ " ઊંચી ગઢ " છે.

વિચાર :—

અખા હિ વિરમ્યા ભલા, કરતાં બઢે કલાપ;
ઇતનેમેં આયા અખા, સબ સાધન પુણ્ય ઔર પાપ.

સરખાવો :—

શાણું કહે ભટકીશ મા, મથી જોને માંહિ;
સમજીને સુઈ જા, તો કરવું નથી કાંઈ.
દૂર્ભ શાંગી દેદાર કર, જો બંદે તુજ પ્યાર;
તલબ વિહોણા તું રહ્યા, કૈ હુકુર શિરતાર.

માટે उत्तिष्ठत जाग्रत् प्राप्य वरान् निबोधत ।—ॐ शान्तिः ॥

ॐ

# બ્રહ્મસૂત્ર

ચતુઃસૂત્રી પર્યન્ત ભાવાનુવાદ

પ્રયોજક—શ્રી રમણીક એ મહેતા

( ગતાંકથી ચાલુ )

## અધ્યાસ

" તમે ( યુષ્મત્ ) અને અમે ( અસ્મત્ ) એવા પ્રત્યયને ગોચર જે વિષય અને વિષયી છે, ( તે ) અંધકાર અને પ્રકાશની પેઠે વિરૂદ્ધ સ્વભાવ વાળા છે, ( આથી ) તેમનો અન્યોન્યભાવ—તાદાત્મ્ય અયુક્ત છે, સંભવનીય નથી એ જો સિદ્ધ છે, તો, તેમના ધર્મોનો અન્યોન્યાધ્યાસ—પરસ્પર તાદાત્મ્ય અતિશય અયુક્ત છે—થવાનો સંભવ નથી, એ સિદ્ધ જ છે ( આ પ્રમાણે તાદાત્મ્ય સંભવનીય ન હોવાથી ) ' અસ્મત્ ' પ્રત્યયને ગોચર વિષયી-ચિદાત્મા-તેવામાં ' યુષ્મત્ ' પ્રત્યયગોચર વિષય અને તેના ધર્મો અધ્યાસ અને એથી ઉલટી રીતે ' વિષય ' ને વિષે ' વિષયી ' અને તેના ધર્મોનો અધ્યાસ મિથ્યા હોવો એ યોગ્ય છે, તોપણ, ધર્મ અને ધર્મી, અત્યંત ભિન્ન હોવા છતાં એકમેકથી ભિન્ન છે એવો વિવેક થતો ન હોવાથી પરસ્પર પર પરસ્પર તાદાત્મ્યનો અને પરસ્પરના ધર્મોનો અધ્યાસ કરી, સત્ય અને અનૃતને એક ઠેકાણે જોડી દઇ ' હું એ ' ' આ મારૂં ' એવો લોકવ્યવહાર સ્વાભાવિક છે, અને મિથ્યાજ્ઞાન આ વ્યવહારના મૂળમાં છે

શિષ્ય—ગુરૂદેવ ! આમાં તો કંઇ સમજણ પડતી નથી. જરા વધારે સ્પષ્ટ રીતે સમજાવવા કૃપા કરો

ગુરૂ—વત્સ, આચાર્યચૂડામણિના અધ્યાસવાદનો પ્રારંભક ભાગ હોવાથી મેં તેનો સરળ પણ અનુવાદ કર્યો અહીં આચાર્યે ' યુષ્મત્ ' અને ' અસ્મત્ ' એ બે શબ્દો, વાપર્યાં છે, ' યુષ્મત્ ' એ બીજો પુરૂષવાચક સર્વનામ છે, અને ' અસ્મત્ ' એ પહેલો પુરૂષવાચક સર્વનામ છે અત્યંત વિરોધ બતાવવા માટે આ બે સર્વનામ વાપર્યાં છે, કારણ કે પહેલા પુરૂષને

બીજા પુરૂષ સાથે વિરોધ છે. "યુષ્મત્ પ્રત્યયગોચર" એટલે યુષ્મત્ પ્રત્યયનો વિષય થનાર—યુષ્મત્ પ્રત્યયથી નિર્દિષ્ટ થનાર. તે જ પ્રમાણે "અસ્મત્ પ્રત્યયગોચર" એટલે અસ્મત્ પ્રત્યયથી વ્યક્ત થનાર. હવે 'યુષ્મત્' પ્રત્યયને ગોચર વિષય છે અને 'અસ્મત્' પ્રત્યયને ગોચર વિષયી છે. વિષયી ચિત્ એ જેનો સ્વભાવ છે એવો આત્મા. વિષય=બુદ્ધિ, ઇંદ્રિયો, દેહ, શબ્દાદિ વિષય. ટૂંકમાં જે કંઈ આત્મા નથી તે— જે કંઈ જડ-સ્વરૂપ છે તે—પંચભૂતાત્મક દૃશ્ય જગત્.

વિષયી અને વિષય—ચેતન અને જડ બન્ને અત્યંત ભિન્ન છે. અંધકાર અને પ્રકાશની માફક ભિન્ન છે. વિષયી અને વિષય એ બન્ને વચ્ચે તાદાત્મ્ય સ્થાપી શકાય નહીં. વળી ચેતનના જે ધર્મ છે, તેની સાથે જડના જે ધર્મ છે, તેનું પણ તાદાત્મ્ય=એકરૂપતા સંભવિત નથી. ચેતન, જ્ઞાનસ્વરૂપ, આનંદ સ્વરૂપ છે, જ્યારે જડ, અચેતન અને દુઃખાત્મક છે. ચેતન એ સર્વનું સાક્ષી છે, સર્વનું દૃષ્ટા છે જ્યારે જડ તે દૃષ્ટાનું દૃશ્ય છે, તે વિષયીનો વિષય છે. બીજી રીતે કહીએ તો ચેતન જડનું પ્રકાશક છે. જડ એ ચેતનની પ્રકાશ્ય વસ્તુ છે. આમ હોવાથી બન્ને વચ્ચે અન્યોન્યાત્મકતા કે તાદાત્મ્ય કદાપિ શક્ય નથી. આટલું છતાં અનાદિ કાળથી જીવ, જડમાં અને ચેતનમાં એક પ્રકારનો સંબંધ સ્થાપે છે. જીવનો આ એક પ્રકારનો ભ્રમ છે, પણ અનાદિ કાળથી આ ભ્રમની બેડીમાં તે જકડાયલો છે. અને આ મિથ્યા જ્ઞાન=અવિદ્યા સર્વ વ્યવહારના મૂળમાં છે. આત્મતત્વના અજ્ઞાનને લીધે, મનુષ્ય પોતાને સુખી, દુઃખી, બદ્ધ માને છે. હું=આત્મા એટલે શું તેનું ઘોર અજ્ઞાન દુઃખની જડ છે.

શિષ્ય—ગુરૂદેવ, આપ કહો છો કે, 'હું' વા આત્મા સંબંધે અજ્ઞાન એ સર્વ અનર્થનું મૂળ છે. પણ આત્મજ્ઞાન તો બધાને છે. 'હું છું કે નહીં?' એવા પ્રકારનો સંદેહ કોઇને હોતો નથી. આત્મા સંબંધે આપણું જ્ઞાન સ્વતઃ સિદ્ધ છે. તો પછી આત્માનું અજ્ઞાન આપ શી રીતે કહો છો?

ગુરૂ—વત્સ! હું—હું બુધાય કરે છે, પરંતુ, જરા ઊંડો વિચાર કરી જો. 'હું' આત્મા સંબંધે કેવો ગોટાળો ચાલે છે! કેવો સંદેહ રહે છે! જ્યારે

કહે છે કે 'હું આંધળો છું' 'હું બહેરો છું' 'હું બ્રાહ્મણ છું' લંગડો છું' 'હું જાડો છું.' આમ બોલે છે ત્યારે તે દેહને જ 'હું' માની લે છે. વળી એથી ઉલટું જ્યારે એ કોઈ વખત કહે છે કે 'મારો હાથ દુઃખે છે' 'મારી આંખે ઝાંખ આવી' 'મારું માથું ફુટી પડે છે' 'મારું મન આજે ઠેકાણે નથી' અહીં 'હું આંખ' 'હું માથું' એમ કહેતો નથી. અહીં દેહ સિવાય બીજા અન્યને આત્મા લેખે છે. વારુ, ત્યારે 'હું' વા આત્મા સંબંધી કેવો ગોટાળો લોકોમાં છે તે જોયો ને? ત્યારે આત્મા સંબંધી યથાર્થ જ્ઞાન ન હોવું, એ બધાનું મૂળ શું નથી?

શિષ્ય—વારું, હું એમ કબૂલ કરું છું કે જ્યારે હું દેહને આત્મા માનું છું ત્યારે દેહને જ 'હું' સમજું છું જ્યારે દેહ સિવાય અન્યને આત્મા માનું છું, ત્યારે તે અન્યને 'હું' લેખું છું—સમજું છું. હું કમાં એ સ્વીકાર કરું છું કે જૂદીજૂદી અવસ્થામાં અને જૂદાજૂદા સમયે 'હું' વા 'આત્મા' જૂદાજૂદા માનું છું પણ આથી શો દોષ આવે છે?

ગુરુ—વત્સ! જરા ઊંડો વિચાર કર. તારી અવસ્થા બદલાય છે, તેની સાથે તું જેને 'હું' વા 'આત્મા' કહે છે તે તો બદલાતો નથી. માત્ર તે સમયે હું આમ હતો, લખોટીઓ રમતો હતો, અત્યારે કોલેજમા શિક્ષણ લઉં છું—આમ છુ. ભવિષ્યમાં વકીલ થઈશ, આમ હોઈશ, આ પ્રમાણે ભિન્નભિન્ન અવસ્થાની સાથે 'હું' ને જોડી દે છે. મતલબ કે આત્માને પરિવર્તનશીલ માને છે જ્યારે વાત તો એ છે કે આત્મા અપરિવર્તનશીલ, અજર અને એકરસ છે. એ સ્વતઃસિદ્ધ અને ચિરંતન સત્ છે. અખંડ એકરૂપ આત્માને વિભિન્ન અવસ્થાની સાથે જોડી દઈ આપણે પોતાને સુખીદુઃખી માનીએ છીએ. એક વસ્તુને અન્ય વસ્તુ સ્વરૂપે લેખીએ છીએ વિષયીને વિષય માનીએ છીએ—આ એનુ કારણ છે. વેદાંત શાસ્ત્રમાં એને અધ્યાસ કહે છે. વિષયી=આત્માને વિષય—જડ સ્વરૂપે સમજવો એનું નામ અધ્યાસ

શિષ્ય—ગુરુદેવ! આપે હમણાં કહ્યું હતું કે આત્મા=વિષયી ચૈતન્ય સ્વરૂપ છે અને આત્મા સિવાય અન્ય સર્વ=વિષય—જડ છે. આ બન્ને પરસ્પર

વિરૂદ્ધ છે. અંધકાર અને પ્રકાશની માફક વિરૂદ્ધ છે. આમ છે છતા એમને (=વિષયીને) બીજો (=વિષય) માને એ શું? અંધકારને કોઈ પ્રકાશ માને ખરો? એક જે વિરૂદ્ધ ધર્મવાળી વસ્તુ છે તેને બીજા ધર્મવાળી વિરૂદ્ધ વસ્તુ માને ખરું? મને તો એ શક્ય લાગતુ નથી તેથી આપ તેને અધ્યાસ કહો છો એ શી રીતે મનાય?

ગુરૂ—વત્સ! તેં ઠીક કહ્યુ છે. બન્ને પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા પદાર્થ હોય ત્યા એકને માનવો કે સમજવો એનો સંભવ નથી, પણ, જો યુક્તિથી કિંવા ઊંડો વિચાર કરવામા આવે તો 'અધ્યાસ' નામે કંઈ છે નહીં. આશ્ચર્યની વાત એ છે કે યુક્તિબળથી અધ્યાસ સિદ્ધ ન થાય છતા, અધ્યાસ નથી એમ કહી શકાશે નહી. વ્યવહારમા પ્રતિપળે અધ્યાસ જણાય છે; એ અસ્વીકાર થઇ શકે એમ નથી. તું જ જો આત્મા એકરસ અખંડ ચૈતન્ય સ્વરૂપ છે, જ્યારે દેહ વગેરેના ધર્મ જો ! જન્મ, મરણ, રોગ, શોક વગેરે દેહના ધર્મ છે. આ બન્નેના ધર્મ વિરૂદ્ધ છે છતા, 'હું જન્મ્યો,' 'હું મોટો થયો,' 'હુ મરી ગયો,' આ બધો વ્યવહાર જે આપણે કરીએ છીએ તે અધ્યાસમૂલક છે. આ અધ્યાસ ના હોય તો વ્યવહાર ચાલે નહીં. જો કે ખરી વાત તો એ છે કે 'અધ્યાસ'નું અસ્તિત્વ પણ ઉચિત નથી.

શિષ્ય—ગુરૂદેવ, ત્યારે આ અધ્યાસ થાય છે શાથી?

ગુરૂ—આત્મા દેહ વગેરેથી ભિન્ન છે, એ જ્ઞાન થવાથી આ મિથ્યા જ્ઞાન જ આ અધ્યાસનુ કારણ છે

શિષ્ય—અધ્યાસ શુ તે બરાબર સમજાતુ નથી આપ તે બરાબર સમજાવો

ગુરૂ—વત્સ, ધ્યાન દઈ સાભળ ધાર કે એક વખત તે રૂપું જોયુ. રૂપા સબંધી એક પ્રકારનુ જ્ઞાન તારી સ્મૃતિમા રહી ગયુ થોડા વખત પછી તે એક છીપલી જોઈ, અને તને લાગ્યુ કે આ રૂપુ છે. ખરી રીતે એ રૂપુ ન હતુ, પણ તને રૂપા તરીકે જણાઈ, આનુ નામ અધ્યાસ વા ભ્રમ છીપમાં રૂપુ જોવુ કે છીપને રૂપુ માનવુ, એ મિથ્યાજ્ઞાન છે. વસ્તુતઃ રૂપુ ત્યા નથી. ખરી વાત એમ છે કે એક વસ્તુને, સ્મૃતિરૂપ સસ્કારના

પૂર્વદૃષ્ટ બીજી વસ્તુરૂપે લેખવી તે અધ્યાસ * અધ્યાસ એટલે શું કેમ થાય છે તે વિષે દર્શનિકોમા ભિન્ન ભિન્ન પ્રકારના મતો છે કહેવુ છે કે, એક વસ્તુમા બીજી એક વસ્તુના ગુણ કે ધર્મની પ્રતીતિ થાય તેનુ નામ અધ્યાસ કોઇ એમ કહે છે કે, જ્યા બે પદાર્થોના પરસ્પર અધ્યાસ થાય છે, ત્યા બે પદાર્થો વચ્ચે જે પાર્થક્ય છે તેનુ ભાન ન રહે તો અધ્યાસ કે મિથ્યાજ્ઞાન થાય છે. જ્યારે બીજા એમ કહે છે કે જ્યાં અધ્યાસ થાય છે ત્યાં કોઇ વિપરીત ધર્મ કે ગુણનુ ભ્રમ-બોધ થાય છે તે અધ્યાસ આમ અધ્યાસની ભલે જુદીજુદી વ્યાખ્યા કરે, પરતુ મૂળ વાત એ છે કે, એક પદાર્થમાં કિવા તેમાં જે ગુણ કે ધર્મ નથી, તે ગુણ કે ધર્મની તેમા કલ્પના કરવી તે અધ્યાસ

શિષ્ય—આપે અધ્યાસ કે ભ્રમની વાત કરી પણ તેમા મને એક શકા છે 'વિષય' એટલે જે ઇન્દ્રિયગોચર પદાર્થ છે તે તેમા બીજા કોઇ વિષયનો અધ્યાસ થાય સમજો કે આજે મે એક વિષય પ્રત્યક્ષ જોયો, થોડા દિવસ પછી એક બીજો વિષય જોઇને, પૂર્વ દૃષ્ટ વિષયનો ભ્રમ થયો આ તો જાણે ઠીક છે, પરતુ જે વસ્તુ કોઈ દિવસ પ્રત્યક્ષ દીઠી નથી, તેમ તેને પ્રત્યક્ષ કરી જોવા કઈ ઉપાય નથી, એવા કોઈ વિષયનો ભ્રમ ન થઈ શકે આપે જ કહ્યુ છે કે આત્મા 'વિષય' નથી, અર્થાત્ કે કોઈ ઇંદ્રિય વડે તે

* અધ્યાસની કેટલીક વ્યાખ્યા. અધિષ્ઠાનથી વિષમ સત્તાવાળો અવભાસ (તે) અધ્યાસ રજ્જુમા સર્પભ્રમ થાય છે ત્યા તાત્કાલિક સર્પ અને તેના જ્ઞાનને અવભાસ કહે છે અવભાસ-મિથ્યાજ્ઞાન-ભ્રમ બીજી વ્યાખ્યા. 'अतद्रूपमपि तद्रूपेण स्फुरणम्' 'તદ્રૂપ હોવા છતા તદ્રૂપ સ્ફુરણ' ત્રીજી ભગવાન ભાષ્યકારની વ્યાખ્યા આ પ્રમાણે છે —स्मृतिरूप: परत्र पूर्वदृष्टावभास: સ્મૃતિરૂપ સસ્કારના પ્રભવ વથી સ્મુતિના રૂપ જેવુ રૂપ ભાગે છે જેનુ પરત્ર-સ્વભિન્ન અને સ્વ-અભાવવાળા અન્ય વિષે; પૂર્વદૃષ્ટસ્ય-પૂર્વ અનુભૂત (સજાતીય પર)નો અવભાસ-મિથ્યાજ્ઞાન તે અધ્યાસ બીજુ સ્વરૂપલક્ષણ આમ થઇ શકે 'परस्पर भिन्नत्वे सति अन्योऽन्यात्मकत्वम्' પરસ્પર ભિન્ન વવિશિષ્ટ અન્યોન્યસ્વરૂપત્વ એ અધ્યાસનુ લક્ષણ છે છીપનો ઇદ અશ તથા પ્રાતિભાસિક રજત એ બન્નેમા ભિન્નત્વ છે છતા 'इद रजतम्' એમ અન્યોન્યાત્મકત્વ પણ છે

જાણી શકાતો નથી. જો આમ છે તો પછી જે 'અ-વિષય' આત્મામાં વિષયનો ( દેહ વગેરેનો ) અને વિષયના ધર્મનો ( જરા, મરણ, લંગડાપણું ) અધ્યાસ શી રીતે થઈ શકે ?

ગુરુ—સાંભળ, આત્મા અ-વિષય છે, એમ નિયમથી કહી શકાતું નથી. આત્મા વિષે એક પ્રકારની સામાન્ય ઉપલબ્ધિ નથી, એમ કહી શકાશે નહીં. બધાય જણ ' હું-હું ' કરે છે. તો પછી ' હું-હું ' વિષે સાધારણ બોધ તેનો વિષય છે. આ પરથી આત્મા કેવળ અજ્ઞાત વસ્તુ છે, એમ નહીં કહી શકાય ! વળી એવો નિયમ નથી કે ઇંદ્રિયને ગોચર થયેલા વિષયમાં બીજા વિષયનો અધ્યાસ ન થાય. આકાશ એટલે શૂન્ય. આકાશ અપ્રત્યક્ષ એટલે ઇંદ્રિયગોચર નથી; છતાં, અવિવેકી માણસો, આકાશ ભૂરું છે; આકાશ નમી પડયું છે, આકાશ કઢાઈ જેવું છે, વગેરે અધ્યાસ કરે છે.

શિષ્ય—ત્યારે, જે અવિદ્યા કહેવાય છે તે અને અધ્યાસ એક જ કે ?

ગુરુ—ખાસ, કંઈ ભેદ જેવું નથી તત્ત્વજ્ઞ પંડિતો અધ્યાસને અવિદ્યા માને છે. એક વસ્તુને અન્ય સ્વરૂપે લેખવી તે અવિદ્યા. બરાબર વિચાર કરી તે વસ્તુ યથાર્થ શી છે ? તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે ? તે જાણવું તેનું નામ વિદ્યા. આત્મામાં બુદ્ધિ વગેરે અનાત્મ્ય જે અધ્યાસ થયેલો હોય છે તેનો નિષેધ કરી, આત્મસ્વરૂપ નિશ્ચિત કરવું તે વિદ્યા. જ્યાં એક જ ચંદ્રને મનુષ્ય બે ચંદ્રરૂપે જુવે છે, ત્યાં બે ચંદ્ર હોતા નથી. તે જ પ્રમાણે દોરડીમાં જ્યાં સાપનો ભ્રમ થાય છે, ત્યાં દોરડી સાપ થઇ જતી નથી. જે વખતે દોરડીમાં સાપનો ભાસ થાય છે ત્યારે દોરડીને ' અધિષ્ઠાન ' કહે છે; અને તેમાં જણાતી વસ્તુ કે ધર્મને ' અધ્યસ્ત ' કહે છે. અધિષ્ઠાન જે રજ્જુ—દોરડી, તે અણુરેણુરૂપે દોરડી જ રહે છે. તેનામાં અધ્યસ્ત જે સાપ, તેના ગુણ-વિષ, દંશ, આદિ આવતા નથી. એ જ પ્રમાણે અંતઃકરણમાં આત્મા અધ્યસ્ત થતાં, અંતઃકરણ આત્માના ગુણથી લિપ્ત થતું નથી. તે જ પ્રમાણે આત્મામાં અંતઃકરણનો અધ્યાસ થતાં, ક્ષુધા, તૃષા વગેરે દોષ આત્મામાં આવતા નથી. તેનાં ચૈતન્ય, આનંદ ગુણ એમના એમ રહે છે. વત્સ ! વધારે વિચાર કરતાં સ્પષ્ટ જણાશે કે આપણે સંસારનાં જે કંઈ કાર્યો કરીએ છીએ, તે પછી-આ લોકનાં હો કે પરલોકનાં હો, તે સર્વનું મૂળ

રા છે.

શિષ્ય—અવિદ્યા ક્યાંથી આવી ? તે બરાબર સમજાતું નથી. ગુરુદેવ, તે .. ફરી સમજાવો.

ગુરુ—વત્સ ! તારી પેઠે આ બાબત ઘણાને મૂંઝવે છે. વેદાંતશાસ્ત્ર જો એક બ્રહ્મ સિવાય બીજું કંઈ માનતું નથી અને બ્રહ્મ સિવાય જે કંઈ છે, તે મિથ્યા છે. તો પછી જગત્ પ્રત્યક્ષ દેખાય છે તેનું શું ? જો એમ કહો કે જગત્ જેવો કોઈ પદાર્થ નથી, તો પ્રત્યક્ષ અનુભવની સાથે વિરોધ આવે છે.

શિષ્ય—ગુરુદેવ ! બરાબર છે, જે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ, તે મિથ્યા શી રીતે બને ?

ગુરુ—વત્સ ! જે પ્રત્યક્ષ દેખાય છે, તે સત્ય જ હોય છે એમ તું માને છે?

શિષ્ય—જે પ્રત્યક્ષ દેખાય છે, તે સત્ય છે એમ હું માનું છું. બીજા સર્વ પણ એમ જ માનશે. માન્યા વગર છૂટકો નથી.

ગુરુ—વારું. એમ જ સમજ કે મહ અંધકારમા તુ જતો હતો. તને એમ લાગ્યું કે આ સાપ પડ્યો છે. તુ ગભરાયો. બેચાર ડગલાં પાછો હટ્યો. તારી બૂમ સાભળી કોઈ દીવો લઈ આવ્યું. દીવાના પ્રકાશથી તને જણાયું કે સાપ નહીં પણ એ તો દોરડાનો ટૂકડો છે. વારુ, હવે સવાલ એ છે કે, તે દોરડામા જે સાપ જોયો તે ' સત ' કે નહીં ?

શિષ્ય—નહી.

ગુરુ—શા માટે ? તેં જ કહ્યું કે આંખે જે જણાય, જે પ્રત્યક્ષ દેખાય તે સત્ય. તો પછી તારે સિદ્ધાંત ફેરવવો પડશે

શિષ્ય—કબૂલ કરીશ કે પ્રત્યક્ષ દેખાય તે કોઈ વાર સત્ય હોતું નથી

ગુરુ—તને સાપ જોઈ ભય લાગ્યો, તેં કંપ અનુભવ્યો. તું બે ડગલાં પાછો હટ્યો તારી આંખે સાપ જોવા છતાં તું ' સત ' શા માટે માનતો નથી ?

શિષ્ય—દીવો આવ્યા પછી તે દોરડું જણાયું. દોરડીના જ્ઞાનથી સર્પ-જ્ઞાન નાશ પામ્યું ; રજ્જુજ્ઞાનથી સર્પજ્ઞાન નષ્ટ થયું.

ગુરુ—વત્સ ! તેં દોરડીમાં જે સર્પ જોયો હતો તે વંધ્યાપુત્ર કે આકાશ-

કુસુમની માફક અત્યંત 'અસત્' માનીશ ખરો ?

શિષ્ય—હા, તેમ માન્યા વગર છૂટકો નથી. વંધ્યાપુત્ર પ્રમાણે 'અસત્' માનવો જ પડશે.

ગુરુ—વંધ્યાપુત્ર કોઈએ કોઈ દહાડો જોયો છે ? આકાશકુસુમ કોઈએ હાથમાં લઈ સૂંઘ્યું છે ખરું ? આની પ્રતીતિ કોઈને થતી નથી. તને તો પ્રત્યક્ષ દેખાયો અને તું બીન્યો એવા સાપને વંધ્યાપુત્રની માફક અત્યંત 'અસત્' શી રીતે કહી શકીશ ?

શિષ્ય—'અસત્' તો નહીં કહી શકાય.

ગુરુ—તો પછી 'સત્' કહી શકશે ખરો ?

શિષ્ય—જો 'સત્' કહું છું તો, રજ્જુજ્ઞાનથી દોરડીમાં ભાસતા સર્પનું જ્ઞાન મિથ્યા ઠરે છે.

ગુરુ—રજ્જુમાં જણાતો સર્પ કિંવા છીપમાં ભાસતું રૂપું, એ પ્રત્યક્ષ દેખાય છે, છતાં, તેને 'સત્' કિંવા 'અસત્' કહી શકાતું નથી, જો 'સત્' કહીએ તો રજ્જુનું જ્ઞાન પછી નષ્ટ થાય છે અને તેની પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે, માટે વંધ્યાપુત્રની પેઠે 'અસત્' પણ કહી શકાતું નથી. વારુ, ત્યારે આવા પદાર્થને શું કહીશું ?

શિષ્ય—મને તો 'સત્' અને 'અસત્' એ બે પ્રકાર જ માલુમ છે. રજ્જુ પર ભાસતા સર્પને નથી તો 'સત્' કહી શકાતો કે નથી 'અસત્'.

ગુરુ—જેને 'સત્' કિંવા 'અસત્' કહી શકતા નથી, એવા પદાર્થ માટે ત્રીજો પ્રકાર સ્વીકારવો પડે છે. એને વેદાંતશાસ્ત્રમાં 'અનિર્વચનીય' કહે છે. વ્યવહારમાં ભ્રમ, મિથ્યાજ્ઞાન, અવિદ્યા, અધ્યાસ, માયા આદિ કહે છે

શિષ્ય—ગુરુદેવ, આપ જ કહો છો કે નિત્ય વસ્તુ એક છે. તે સિવાય ઈતર કંઈ નથી તો આ 'માયા' આવી ક્યાંથી ?

ગુરુ—બ્રહ્મ સિવાય કંઈ વસ્તુ જ નથી, એમ અમે કહીએ છીએ. હું પુછું છું કે 'જગત્' આ બીજો પદાર્થ તું લાવ્યો ક્યાંથી ?

શિષ્ય—ગુરુદેવ, લાવ્યો ક્યાંથી ? પ્રત્યક્ષ દેખાતારું જગત્ તમારી આગળ મૂક્યું.

ગુરૂ—તેનું કારણ માયા છે એ માત્ર તને જણાવ્યું. જગત્ ભાવ્યું ત્યાં આવી સમજવી.

શિષ્ય—ગુરૂદેવ, વાત બરાબર લક્ષમાં આવતી નથી.

ગુરૂ—વત્સ, હું રજ્જુસર્પના દૃષ્ટાંતનો ફરીથી વિચાર કર. ધારો કે તમે બે જણા ચાંદરણામાં-સ્વચ્છ ચાંદરણામાં ફરવા નીકળ્યા. રસ્તામાં દોરીનો ટૂકડો જોયો તેમા સર્પનો ભાસ થયો નહીં અજ્ઞાન જણાયું નહીં, એટલે અહીં અજ્ઞાનનો પ્રશ્ન જ રહેતો નથી. જો ચાંદરણાને બદલે ઘોર અંધારૂં હોય તો દોરડું પણ જણાત નહીં, એટલે ત્યાં પણ અજ્ઞાનનો પ્રશ્ન રહેતો નથી. મંદ અંધકારમાં તેં રજ્જુમાં સર્પ જોયો, તેં બૂમ મારી. કોઈ દીવો લઇ આવ્યું. તે વખતે તને રજ્જુમાં સર્પભ્રમની નિવૃત્તિ થઇ બરાબર છે?

શિષ્ય—હા, જી.

ગુરૂ—દોરડામા તને સાપ દેખાયો ત્યાર પહેલાં, સાપ દોરડામાં જણાતો હતો તે વખતે, અને સાપને બદલે દોરડી જણાઇ ત્યારે-તે દોરડામાં-રજ્જુમા સર્પ હોવાનો સંભવ છે ખરો?

શિષ્ય—રજ્જુમાં ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં સર્પ હોવાનો કદાપિ સંભવ નથી.

ગુરૂ—ત્યારે વત્સ, ત્રણે કાળમાં સર્પનો અભાવ છે, એવા રજ્જુમાં તને સર્પ પ્રત્યક્ષ દેખાયો ખરો ને?

શિષ્ય—હા, જણાયો તો ખરો.

ગુરૂ—વત્સ, કહે જોઇએ તે સર્પ આવ્યો ક્યાંથી.

શિષ્ય—રજ્જુના અજ્ઞાનથી સર્પ ભાસ્યો. બહારથી કંઇ આવ્યો નથી.

ગુરૂ—બરાબર; રજ્જુમાં અજ્ઞાન આવ્યું ક્યાંથી?

શિષ્ય—રજ્જુનું અજ્ઞાન ન માનીએ તો સર્પ જણાવો શક્ય જ નથી, અજ્ઞાન માનવું જ પડશે.

ગુરૂ—તે જ પ્રમાણે જગત્ બ્રહ્મમા ત્રણે કાળ પરમાર્થરૂપે નથી-અભાવ છે; તેની સંગતિ માટે માયા—અવિદ્યા માનવી જ પડશે. હવે હું એમ પુછું છું કે રજ્જુમાં અજ્ઞાન ક્યાં છે?

શિષ્ય—રજ્જુજ્ઞાન થયા પછી અજ્ઞાન ક્યાંથી જણાય!

ગુરૂ—વત્સ ! રજ્જુજ્ઞાનથી સર્પભ્રમનો નાશ થયો ત્યાર પહેલાં રજ્જુમાં અજ્ઞાન કયે ઠેકાણું હતું ? જોઈએ તો આ દોરડું પીંજીને જવાબ આપ.

શિષ્ય—વાસ્તવિક રીતે રજ્જુમાં અજ્ઞાન હતું એ કહી શકાતુ નથી.

ગુરૂ—ત્યારે રજ્જુના અજ્ઞાનથી સર્પ ભાસ્યો એ વાત ખોટી ?

શિષ્ય—એમ કેમ, અજ્ઞાન માન્યા સિવાય સર્પ જણાવો શક્ય નથી. અજ્ઞાન માનવું જ પડશે.

ગુરૂ—અજ્ઞાન તું લાવ્યો ક્યાંથી ?

શિષ્ય—અજ્ઞાન માન્યા સિવાય છૂટકો જ નથી. તે વગર રજ્જુમાં સર્પભ્રમની સંગતિ લાગતી નથી. ભલે પછી તે અજ્ઞાનને અનાદિ માનો.

ગુરૂ—સર્પભ્રમને માટે કલ્પિત અવિદ્યા કે માયાનો સ્વીકાર કરવો પડે તે પ્રમાણે પરમાત્મામાં મિથ્યા જગતની કલ્પનાને પણ માનવી પડે છે. તુ જ સ્વીકાર કરે છે કે અવિદ્યા અનાદિ છે

શિષ્ય—હવે એ વાત ધ્યાનમાં આવી *

ગુરૂ—વારૂ, ત્યારે હું શું કહેતો હતો ? હાં. આ લોકનાં ધન મેળવવું વગેરે, તેમ જ પરલોકનાં વ્રત, યજ્ઞાદિ કાર્યોનું મૂળ અધ્યાસ કે અવિદ્યા છે: એટલું જ નહીં, પણ પ્રમાણ, પ્રમેય એ શાસ્ત્રોનું મૂળ પણ અધ્યાસ-જનક છે.

શિષ્ય—આપની વાત ઘણી વિસ્મયજનક લાગે છે. જે હું આપને માનું તે પણ ભ્રમ, કે અવિદ્યાનું પરિણામ, પણ પૂજા પાઠ, યાગ યજ્ઞાદિ, જે કરવા માટે શાસ્ત્રની આજ્ઞા છે, તે પણ અવિદ્યાનું ફળ ! વાત ઘણી વિસ્મયજનક અને સંશય ઉપજાવે એવી છે.

ગુરૂ—વત્સ, ઉતાવળો ન થા. જરા ધ્યાન દઈ સાંભળ. બધું તારી સમજમાં આવશે. જ્યારે આપણે કંઈ કામ કરીએ છીએ ત્યારે આપણે શરીરને જ 'હું' શું નથી સમજતા ? 'હું લખું છું' એમ આપણે કહીએ

* 'અવિદ્યા ક્યાંથી આવી ?' ત્યાંથી શરૂ થતો અહીં સુધીનો ભાગ પરમપૂજ્ય સદ્ગત શ્રી વિનાયક સાખરેના લેખ પરથી લીધો છે.

ત્યારે કામ તો 'હાથ' કરે છે. પણ કહીએ છીએ શું? 'હું કરું છું.'

જો શરીરને 'હું' કે 'મારું' એમ જો ન માનતા હોઈએ તો કંઈ કામ જ થાય નહી. સમજ્યો ?

શિષ્ય—હા જી છે, પણ પ્રમાણનું શું ?

ગુરુ—વત્સ ! વાત એમ છે કે અધ્યાસને લઈને વ્યવહાર થાય છે; પછી તે લૌકિક હો કે વૈદિક. આત્મા અનાત્માના અધ્યાસ સિવાય વ્યવહાર થતા નથી દેહ અને ઇંદ્રિયોને વિષે 'આ હું' અને 'એ મારી' એવા અભિમાન સિવાય પ્રમાતા=યથાર્થ જ્ઞાન લેનારની સંભાવના નથી કે પ્રમાણની 'હું જોનાર' 'હું સાંભળનાર' એ હું અને મારું એવા અભિમાન વગર થાય ખરું ?

શિષ્ય—કેમ નહીં થાય ? દેહમાં અધ્યાસ જોઈએ–શા માટે ?

ગુરુ—વાહ ! સાંભળવું એ શ્રવણેન્દ્રિય=કાનનું કામ છે તું એક સુંદર કૃતિ જોવામાં તલ્લીન થઈ ગયો છે વા એમ સમજ કે શેતરંજનો તું અતિ શોખીન છે અને તે રમવા બેઠો છે તે વખતે તારી બાજુમાં કોઈ અવાજ કરે, તેનું તને ભાન રહેતું નથી. શા માટે ? તેં તારાં ચક્ષુમાં આત્માભિનિવેશ કર્યો છે. તું તે સુંદર કૃતિ જોવામાં, કે વજીર પ્યાદું ખેલવામાં એવો લીન થઈ ગયો છે કે, કાન છતાં સાંભળતો નથી ઉપર કહ્યું કે 'હું સાંભળનાર' એમાં ઇંદ્રિયો જાગે છે, એમ અધ્યાસ ન થાય તો એવો વ્યવહાર શક્ય નથી. વાત એ છે કે ઇંદ્રિયો પોતાની મેળે સ્વતંત્રપણે કામ કરતી નથી. એમને એક આશ્રય જોઈએ છે એ આશ્રય તે 'હું.' 'હું'ને અવલંબન કર્યા સિવાય ઇંદ્રિયોથી પોતપોતાનું કામ થઈ શકતું નથી. દેહ અને ઇંદ્રિયો પર 'હું' કે 'મારું' એવું અભિમાન ન હોય તો કોઈ વિષયનો બોધ પણ ન થાય અને કાર્ય પણ ન થાય શાસ્ત્રીય ભાષામાં કહીએ તો અધિષ્ઠાન સિવાય ઇંદ્રિયોનો વ્યાપાર શક્ય નથી. અધિષ્ઠાન=આશ્રય દેહ એ ઇંદ્રિયોનો આશ્રય છે. અધિષ્ઠાતા–પ્રવર્તક-ચાલક-હુકમ કરનાર સિવાય ઇંદ્રિયો પોતાનું કામ કરવા સમર્થ નથી. ઇંદ્રિયો મારી છે, એવી બુદ્ધિ કે અભિમાન સિવાય 'હું જોનાર' 'હું કરનાર' એવો વ્યવહાર શક્ય નથી. માટે શાસ્ત્રીય કે અશાસ્ત્રીય સર્વ કાર્યોનું મૂળ અધ્યાસ છે.

બીજી વાત એ છે કે વ્યવહાર કાળે સામાન્ય પશુ જેવું આચરણ કરે છે,

-વિવેકશીલ મનુષ્ય પણ તેવું જ આચરણ કરે છે. ધારો કે એક અવાજ થયો. એક પશુ ઘાસ ચરે છે. એ અવાજ-શબ્દ તેના કાનમાં ગયો કે ડોક ઊંચી કરે છે, કાન ઊંચા કરે છે, અને જો તેને એમ લાગે કે કોઇ આદરથી બોલાવે છે તો આનંદથી તેની તરફ જાય છે. જો તે જ શબ્દ પ્રતિકૂળ-ભીતિસૂચક જણાય તો ત્યાંથી નિવૃત્ત થાય છે-ભાગી જાય છે. કોઈ લાકડી બતાવે તો ભાગે છે અને જો કોઇ મૂઠીભર લીલું ઘાસ બતાવે તો તેની પાછળ કે પાસે જાય છે. લક્ષમાં રાખવાની વાત એ છે કે, વિવેકશીલ માણસ પણ બરાબર એ પ્રમાણે વર્તે છે. હાથમાં તલવાર હોય, ક્રૂર દૃષ્ટિ અને બૂમો મારતો હોય એવો પુરૂષ નજરે પડે તો, મનુષ્ય પણ તેનાથી દૂર ભાગે છે. જો સૌમ્ય દૃષ્ટિવાળો પુરૂષ જણાય તો તેની પાછળ જાય છે. મતલબ કે માણસો પણ આવા સમયે પશુની માફક જ વર્તે છે. બધા કહે છે કે પશુમાં વિવેક નથી, તો પછી માણસો જ્યારે પશુની પ્રમાણે વર્તે તો તે વખતે તેમનાં કામ અવિદ્યા કે અજ્ઞાનથી પ્રેરાયલાં હોય છે, એમ કહેવું પડશે. આમ છે તો માણસોના પ્રમાણ, પ્રમેય પશુના જેવા જ છે, એમ સ્વીકારવું પડશે.

*શિષ્ય*—વારૂ, એમ કબૂલ કરીએ કે પ્રત્યક્ષ વગેરે *સાંસારિક કાર્યોમાં* મનુષ્ય અને પશુમાં ભેદ નથી; પરંતુ શાસ્ત્રીય કામો માટે એમ નહીં કહી-શકાય. શાસ્ત્રવાક્યોનો અર્થ જે બરાબર સમજે છે, તેઓ જ શાસ્ત્રની આજ્ઞાનું પાલન કરે છે, અથવા તો તે પ્રમાણે વર્તે છે. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે કાર્ય કરવાથી પરલોકમાં તેનાં સારાં ફળ મળે છે. આત્માનો પરલોક સાથે સંબંધ છે એ શાસ્ત્રનું વિધાન સમજવાની શક્તિ અને પરલોકનું જ્ઞાન પશુઓમાં નથી. આથી શાસ્ત્રીય વ્યવહારમાં પણ મનુષ્ય અને પશુ સમાન છે, એમ કેમ કહી શકાશે ?

*ગુરૂ*—તું જ વિચાર કર યજ્ઞ યાગાદિ કોણ કરે છે ? શા માટે કરે છે ? યજ્ઞ યાગાદિ કરનાર માણસ સામાન્ય માણસની માફક જ્ઞાની છે. તે સમજે છે કે યજ્ઞ કરવાથી ' પરલોકમાં સુખ મેળવીશ. ' ભસ્મ થઈ જનાર દેહ તો પરલોકમાં જનાર નથી; મારે દેહથી આત્મા ભિન્ન છે, એટલું જ્ઞાન જેને હોય તે યજ્ઞાદિ કરે. આત્માનું યથાર્થ સ્વરૂપ તેને જરૂરનું નથી. પાપનાશ કે પુણ્યપ્રાપ્તિ માટે, પ્રાયશ્ચિત્ત માટે લોકો, યજ્ઞ, વ્રત, પૂજા વગેરે કરે છે. ટૂંકમાં

પ્રાપ્તિ માટે, દુઃખના નાશ માટે એ કરે છે. યાગ યજ્ઞાદિ એક એક વર્ણને માટે એકએક પ્રકારના છે જે પોતાને બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય વર્ણનો માનતો નથી તેને યજ્ઞ વગેરેનો અધિકાર નથી. આત્મા તો ક્ષુધા તૃષાથી રહિત છે જાતિભેદશૂન્ય છે, આત્મા સંસારરહિત છે જ્યાં સુધી આત્માને આ પ્રમાણે ન જાણે ત્યાં સુધી સાંસારિક અને શાસ્ત્રીય કર્મો અધ્યાસમૂલક છે આત્મા કર્તા છે, ભોક્તા છે, એમ માનતો હોય તેને જ પરલોકમાં ફળ મેળવવા માટે એવાં કર્મોનો અધિકાર છે" કર્તા-ભોક્તાપણું આત્માને નથી પણ જે પોતાને બ્રાહ્મણ માને છે, કર્મોનો અધિકારી માને છે, એવાને અનુલક્ષીને શાસ્ત્રની પ્રવૃત્તિ છે

શિષ્ય—તો પછી શાસ્ત્રોમાં કર્મ વિષે જે વિધાન છે તે સર્વ અવિદ્યાજનક છે, એમ થશે

ગુરુ—વત્સ એમ નહી અવિદ્યાને લક્ષને જ એવા વિધાન થયેલ છે 'બ્રાહ્મણે યજ્ઞ કરવો' વગેરે વિધાન-શાસ્ત્રવિધાન આત્મામાં વર્ણ, આશ્રમ વય, અવસ્થા વગેરેના અધ્યાસનો આશ્રય લઇ કરવામાં આવેલ છે

શિષ્ય—અહોહો ! અધ્યાસ ક્યાં નથી વ્યાપેલ ! શાસ્ત્રીય અને લૌકિક કાર્યના મૂળમાં પણ અધ્યાસ છે આપે ઘણી વિસ્મયજનક વાત સમજાવી.

ગુરુ—વત્સ ! આગળ અધ્યાસની વ્યાખ્યા કહેવામાં આવી હતી. આચાર્યશ્રી સક્ષેપમાં તેનો અનુવાદ કરી બીજા ઉદાહરણો આપે છે આચાર્યચૂડામણિ કહે છે કે 'अतस्मिंस्तद् बुद्धि' 'તે નથી તેને વિષે તે છે એવી બુદ્ધિ' તેનું નામ અધ્યાસ કોઇ એક માણસની સ્ત્રી કે બાળકની હાનિ થાય તો તે પોતાની હાનિ માને છે અને શોક કરે છે. અહીં તે માણસ સ્ત્રીના કે પુત્રના દુઃખને અધ્યાસથી પોતાનામાં આરોપણ કરે છે અર્થાત્ કે બહારના ધર્મોનો આત્મામાં અધ્યાસ કરે છે એક ન્હાના બાળકને કોઇ કપડાં અને ઘરેણાં આપે તો તે બાળકનો પિતા એમ જ માને છે કે તેણે મારું સન્માન કર્યું. બાળકને ભાન ન હોવાથી અમુકે કપડાં આપ્યાં એ અભિમાન તેનામાં નથી અહીં પણ બ્હારના ધર્મનો આત્મામાં અધ્યાસ કરે છે આ પ્રમાણે 'હું સ્થૂળ-જાડો છુ, કૃશ-પાતળો છુ,' 'હું ગોરો છુ,' 'હું ચાલુ છુ,' એમ કહેનાર દેહના ધર્મનો આત્મામાં અધ્યાસ

કરે છે ' હું આંધળો છું, ' ' હું બ્હેરો છું, ' એમ જ્યારે કોઇ કહે છે ત્યારે તે ઇંદ્રિયોના ધર્મોનો આત્મામાં અધ્યાસ કરે છે. ' મેં આ પ્રમાણે કરવાનો સંકલ્પ કર્યો છે ' એમ કહેતી વખતે, અંતઃકરણના ધર્મનો આત્મામાં આરોપ કરે છે. આ પ્રમાણે કોઇ વખતે દેહને જ આત્મા માને છે.

તાત્પર્ય એ છે કે આપણે જે કંઇ કાર્ય કરીએ છીએ, જે કંઇ વિચાર કરીએ છીએ, તે સર્વ અધ્યાસનો જ આશ્રય લઇ કરીએ છીએ. સર્વના મૂળમાં અધ્યાસ-મિથ્યાજ્ઞાન, ભ્રમ છે. આ અધ્યાસનો ક્યારે આરંભ થયો કે ક્યારે પૂરો થશે ? એ કહેવું અશક્ય છે; પણ આપણું પ્રત્યેક કર્મ, પ્રત્યેક વિચાર, એ અધ્યાસ વડે નિયંત્રિત છે એ પ્રત્યેકના અનુભવની વાત છે. એને માટે બીજાં પ્રમાણની આવશ્યકતા નથી.

આ અધ્યાસનો દાસ બની મનુષ્ય દુઃખી થાય છે. આત્મામાં કર્તૃત્વ ભોક્તૃત્વ ઉત્પન્ન કરે છે. સર્વ અનર્થનું મૂળ દુઃખનું મૂળ આ અધ્યાસ કે અવિદ્યા છે. દેહાદિમાં આત્મબુદ્ધિ ન થાય તો દુઃખ થવાની સંભાવના નથી. આત્મા શું છે ? આત્માનું પ્રકૃત સ્વરૂપ શું છે ? અને તે શી રીતે જાણી શકાય, એ દર્શાવવું એ વેદાંતનો ઉદ્દેશ છે. અનર્થકારી અધ્યાસની સમૂળ નિવૃત્તિ-નાશ અને આત્મા અને પરમાત્મા એકરૂપ છે, એ જ્ઞાન પ્રાપ્ત થાય, તે માટે વેદાંતનો આરંભ છે. આપણે મહર્ષિ બાદરાયણ વ્યાસ પ્રણીત બ્રહ્મસૂત્રને આચાર્યચૂડામણિ શ્રી શંકરના ભાષ્યથી સમજવા પ્રયત્ન કરીએ; એથી એક એક સંશયનો નિરાસ થશે.

( અપૂર્ણ )

❧

# પરમ પુરુષાર્થ

લેખક :—સ્વા. શ્રી અદ્વૈતાનંદજી

( ગતાંકથી ચાલુ )

નં. ૪

આત્મસાક્ષાત્કાર માટે અભ્યાસ પણ અનિવાર્ય છે. આ અભ્યાસના પ્રતાપથી જ ઝાડ ઉપરથી ફલ તૂટી પડતાં, ન્યુટને, આ દશ્યમાંથી ગુરુત્વાકર્ષણનો વ્યાપક નિયમ શોધી કાઢયો. સ્ટીવન્સે વરાળ શક્તિનો ઉપયોગ કરતાં શીખવ્યું તથા એડીસને વૈજ્ઞાનિક ક્ષેત્રમાં અનેકવિધ શોધો કરી જગતને ઉપકૃત કર્યું છે. આ અભ્યાસનું તત્વ એકાગ્રતામાં, તન્મયતામાં છે. આપણને જે પુરુષો આ જન્મમાં પ્રતિભાશાળી લાગે છે તેઓએ પણ પોતાના ગત જન્મોમાં સ્વપ્રયત્નથી એકતાની શક્તિ પ્રાપ્ત કરી હોવી જ જોઇએ. પૂર્વ જન્મોનો પુરુષાર્થ તે આ જન્મમાં પ્રારબ્ધ તરીકે ઓળખાય છે, એ હમેશ યાદ રાખવાની જરૂર છે. આપણી અધોગતિ, ઉન્નતિને આધાર આપણા વિચારો ઉપર જ છે. બહારની કોઈ પણ શક્તિ આપણી પ્રગતિમાં દખલગીરી કરી શકતી નથી. ઇશ્વર સૃષ્ટિના નિયમો કરી નિર્લેપ રહે છે. નિયમાનુસાર વર્તન કરી સુખી થવું કે અશુદ્ધ આચરણ કરી દુઃખી થવું તે આપણી મુનસફી ઉપર ઇશ્વર છોડે છે. એટલા માટે જ શ્રી ગીતાજીમાં પ્રતિપાદન કરેલું છે કે પ્રત્યેક આત્માએ પોતાનો ઉદ્ધાર સ્વપ્રયત્નથી કરવો. બીજાઓ પ્રેરણા આપી શકે, માર્ગદર્શક થઇ પડે પણ પુરુષાર્થ વિના કાર્યસિદ્ધિ નથી એ વાત સતત્ લક્ષમાં રાખવી જોઇએ. આ સિદ્ધાન્ત મનમાં ઠસાવીએ તો આપણને સમજાઈ જાય છે કે અમુક માણસમાં વિશેષ શક્તિનું અસ્તિત્વ શાથી છે. આવી શક્તિ વંશપરંપરાથી પોતાના પ્રયત્નથી પ્રાપ્ત કરેલી હોય છે અને તેમાં વર્તમાન જન્મના કર્મોથી વૃદ્ધિ કરવામાં આવે છે. જે જે વિષય આપણે લઇએ તે તે વિષયમાં જેટલે દરજ્જે આપણે એકતાનતા પ્રાપ્ત કરીએ તેટલા પ્રમાણમાં તે વિષયનું યથાર્થ જ્ઞાન આપણને

પ્રાપ્ત થાય છે. સર્વ પ્રતાપશાળી ( genius ) મનુષ્યોના જીવનનો અભ્યાસ કરીશું તો આપણને સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે તેમની અદ્ભૂત શક્તિનો આધાર એકરસતા ઉપર જ હતો. જે જે વિષયને સ્પર્શ કરીએ, જે જે પદાર્થ દષ્ટિગોચર થાય, જે જે વાત સાંભળવામાં આવે તેની સાથે એકતા પામવી, તે રૂપ થઇ જવું એટલે તેનું રહસ્ય એકદમ સમજાશે. આવી તદ્રૂપતા થવી તે સહજ નથી. જે જે જુવે, સાંભળે, જ્યાં જ્યાં દષ્ટિ પડે ત્યાં ત્યાં પોતાનેજ અનુભવે એવા મહાત્માઓ તો વિરલ હોય છે. જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિની અવસ્થા જ ભોગવાય એ સ્થિતિ ઉચ્ચતમ છે તથા દુષ્પ્રાપ્ય છે. આ અવસ્થા મેળવવી એ સર્વ સાધનોનુ અંતિમ ફળ છે. આ જ જીવિનનું આખરનું લક્ષ્ય છે. આમ થવાથી સર્વ પ્રકારની પ્રવૃત્તિમાં બાધ આવશે એમ માનવાનું કાંઈ કારણ નથી. એથી ઊલટું આ અવસ્થામાં જ સર્વોત્કૃષ્ટ કર્મ થઇ શકે છે

આપણાં સઘળાં જ્ઞાનનો પાયો અનુભવ છે. આપણા બધાં અનુમાનો પણ અનુભવ ઉપર જ ઘડાયેલાં છે. કાર્ય, કારણની પરંપરા અનુભવ ઉપરથી જ શોધી કાઢીએ છીએ. તેમ અમુક બૌદ્ધિક નિશ્ચય ઉપર આવીએ તેની કસોટી આખરે અનુભવથી જ કરવી પડે છે. આ સિદ્ધાન્ત ભૌતિક તેમ ધાર્મિક બન્ને પ્રકારના જ્ઞાનને લાગુ પડે છે. સામાન્ય રીતે માન્યતા એવી છે કે ધર્મ તો શ્રદ્ધાનો–વિશ્વાસનો વિષય છે. આ માન્યતામાં બિલકુલ તથ્ય નથી. જો ધર્મના તત્વનો અનુભવ થઇ શકે તેમ ન હોય તો તો ધર્મને તિલાંજલિ આપવી એ જ સર્વોત્તમ છે. અંધ શ્રદ્ધાથી બુદ્ધિશાળી મનુષ્યોના જીવનનું ઘડતર થઇ શકે નહીં. આપણે જો દુનિયાના જુદાજુદા ધર્મોનું પૃથક્કરણ કરીને તપાસીશું તો આપણને જણાશે કે સર્વધર્મ સંસ્થાપકોએ એવો દાવો કર્યો છે કે ધર્મશાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલાં સત્યોનો પોતે જાતે અનુભવ કર્યો છે, અને પછી જ તેમનો પ્રચાર જનસમાજના કલ્યાણ માટે કર્યો છે. જડવાદના પ્રતાપથી આ માન્યતા પશ્ચિમમાંથી ઓસરી ગઇ છે ને પૂર્વમાં હજી સુધી પણ આમાં લોકોનો દઢ વિશ્વાસ છે એ પૂર્વ અને પશ્ચિમ વચ્ચે મુખ્ય ફરક છે. જાતે અનુભવ જ્યાં લગી થયો ના હોય ત્યાં સુધી જીવનનું ધ્યેય આપણે પ્રાપ્ત કર્યું નથી ને આપણે ખરી રીતે ધાર્મિક થયા

રી એમ કહેવામાં કાંઈ પણ અતિશયોક્તિ નથી. આવો સાક્ષાત્કાર થાય ત્યારે જ "હૃદયની ગ્રંથિ છૂટી જાય છે, સર્વ સંશયો નિવૃત્ત થઈ જાય છે અને સર્વ કર્મોનો નાશ થાય છે." આવા જ્ઞાનીની દૃષ્ટિમાં પ્રારબ્ધ પણ નથી. કારણ કે તે તો દેહની ભાવનાથી પર છે. 'પરમ વ્યોમમાં' પ્રતિષ્ઠિત છે. શરીર રહે છે એટલે બીજાની દૃષ્ટિએ જ પ્રારબ્ધ છે. આ જ્ઞાનની પ્રાપ્તિનો એક જ ઉપાય–ચિત્તની એકાગ્રતા. રસાયનવિદ્યાનો સંશોધક પોતાની પ્રયોગશાળામાં જુદાં જુદાં ભિન્ન ભિન્ન તત્વોનું પૃથક્કરણ અને એકીકરણ કરવામાં પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ કરે છે. તેની એકાગ્રતાના પ્રમાણમાં જ્ઞાનમાં ગહનતા ને વિશાળતા આવે છે. ખગોળવિદ્યાનો અભ્યાસી પણ પોતાના મનની સર્વ શક્તિ વિષય પ્રત્યે કેન્દ્રિત કરે છે, ત્યારે જ તેને આકાશી પદાર્થોનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત થાય છે. મનની આ અમાપ શક્તિનો ઉપયોગ ભૌતિક તેમ જ આધ્યાત્મિક બન્ને પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિમાં થઈ શકે. વિષય બાહ્ય હોય કે આંતરિક હોય, તેમાં કાંઈ વાંધો નહીં. ગમે તે વિષયમાં છેવટના તત્ત્વ સુધી જવાનો નિર્ણય કરીએ એટલે એક જ સૂક્ષ્મ કારણમાં પ્રવેશ કરાય છે. એટલા માટે જ, શ્રી. શંકરાચાર્યજીએ વાક્યસુધામાં જણાવ્યું છે કે નામ અને રૂપ બન્નેની ઉપેક્ષા કરીને સચ્ચિદાનંદરૂપ વસ્તુમાં હૃદયમાં અથવા બહાર સર્વદા ચિત્તને એકાગ્ર કરવું. આથી અંતર અને બાહ્ય બંનેમાં ચિત્તને સ્થિર કરવા યોગ્ય સમાધિના છ વિભાગો પાડ્યા છે. હૃદયમાં સમાધિના બે પ્રકાર છે. સવિકલ્પ અને નિર્વિકલ્પ. સવિકલ્પ સમાધિના પુનઃ બે વિભાગો છે; દૃશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ. ત્રિપુટીનો, જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનનો–તદ્દન વિલય થયા વિના સચ્ચિદાનંદ સ્વરૂપમાં ચિત્તની એકાગ્રતાને સવિકલ્પ સમાધિ કહેવાય છે. જ્યારે આ વૃત્તિનો પણ લય થાય અને વૃત્તિજ્ઞાનનું સ્વરૂપ જ્ઞાનમાં પરિવર્તન થાય ત્યારે નિર્વિકલ્પ સમાધિની અવસ્થા કહેવાય. મનના સર્વ વિકારો, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે સર્વ દૃશ્ય છે. તેના સાક્ષીપણા વડે ચૈતન્યનું ધ્યાન કરવામાં આવે અથવા દૃશ્યથી ભિન્ન સાક્ષીનું ધ્યાન કરવામાં આવે એ દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ; કામક્રોધાદિ વૃત્તિઓવાળા ચિત્તના સંગથી રહિત, સુખ-દુઃખના સંસર્ગથી રહિત, સમગ્ર દ્વૈત પ્રપંચના આભાસથી રહિત જે

અંતરાત્મા છે તે હું છું, આવી રીતના શબ્દ વડે આત્મામાં એકાગ્ર કરેલા ચિત્તની સ્થિતિ તે શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ. આ વૃત્તિ સ્થિર થઇને છેવટે એનો પણ પરિત્યાગ કરવામાં આવે ત્યારે સ્વાનુભવરૂપ આનંદમાં પ્રવેશ થાય તેમજ શબ્દ ને દૃશ્ય બન્નેની ઉપેક્ષા થાય, ત્યારે નિર્વિકલ્પ સમાધિની અવસ્થા પ્રાપ્ત થાય છે. હૃદયાકાશમાં કરાતા સમાધિની પેઠે બાહ્ય વસ્તુમાં પણ આવા પ્રકારની સમાધિ થઇ શકે. બહારની કોઇપણ વસ્તુને પરબ્રહ્મના પ્રતીક તરીકે ગણી મનની એકાગ્રતા કરવામાં આવે તે દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ. આ સમાધિ સન્માત્રથી નામરૂપને પૃથક્ કરવા રૂપ છે. સચ્ચિદાનંદરૂપ લક્ષણવાળી અખંડ ને એકરસ વસ્તુ છે એવું અખંડ ચિંતન તે શબ્દાનુવિદ્ધ બાહ્ય સમાધિ. સત્, જ્ઞાન, અને પરમાનંદ સ્વરૂપવાળી અપરિચ્છિન્ન અને એકરસ વસ્તુ બ્રહ્મ જ છે એવું કાયમ ચિંતન રાખવું, ચિત્ત આ શબ્દોના લક્ષ્યાર્થમાં જ રમ્યા કરે આનું નામ શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ. આ ભાવનાથી પણ પર જઇને સર્વ વૃત્તિઓનો લય થઇ જાય તેનું નામ નિર્વિકલ્પ સમાધિ. આ સમાધિનું સ્વરૂપ બન્ને પ્રકારની પ્રક્રિયાઓમાં એક જ; કારણ કે આમાં વૃત્તિમાત્રનું અસ્તિત્વ નાબૂદ થઇ થઇ જાય છે. સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય ને દેહાભિમાન ગળી જાય એટલે એવા જ્ઞાનીનું મન જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેને બ્રહ્મદર્શન જ થાય છે. અજ્ઞાની જનોની વૃત્તિઓ વિષયાકાર ધારણ કરે છે. જ્ઞાનીની વૃત્તિ સતત બ્રહ્માકાર જ રહે છે. આજ જ્ઞાની ને અજ્ઞાનમાં ફેર છે. આધ્યાત્મિક શાસ્ત્રના મત પ્રમાણે સમગ્ર બાહ્ય જગત સૂક્ષ્મ જગતનું કાર્ય છે. પરિણામ છે. જેમ મનુષ્યમાં વિચાર એ કારણ અને આચાર એ કાર્ય તે પ્રમાણે જગતમાં પણ છે. આપણું સ્થૂલ શરીર પણ મનની છાયા માત્ર છે. વિચારોની અસર શરીર ઉપર ઘણી છે યોગશાસ્ત્રમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે હાથીના સામર્થ્ય ઉપર મનને કેન્દ્રિત કરવાથી તેના જેવી શક્તિ પ્રાપ્ત થાય છે. જેવો વિચાર અને વિચારમાં જેટલી દૃઢતા ને એકાગ્રતા તે પ્રમાણે તેની શરીર ઉપર અસર. મન મજબૂત હોય ને સંકલ્પ પણ દૃઢ હોય તો તેની અસર તાત્કાલિક થાય. નહીં તો વાર લાગે. પણ પ્રત્યેક વિચારની અસર શરીર ઉપર કાંઈ ને કાંઇ તો થાય જ આ જ નિયમ

અને સૂક્ષ્મ સૃષ્ટિને પણ, ( સમષ્ટિને ) લાગુ પડે છે. જે જે શક્તિઓ પશુને સ્થૂલ ક્ષેત્રમાં કાર્ય કરતી જણાય છે તે તે શક્તિઓ આંતરિક સૂક્ષ્મ ક્રમના સ્થૂલ અંશ રૂપે જ છે, જેનામાં આ સૂક્ષ્મ શક્તિઓનું નિયમન કરવાની તાકાત હોય તે બાહ્ય પ્રકૃતિને સહજ વશ કરી શકે. દુનિયાની ભિન્ન ભિન્ન પ્રજાઓ પ્રકૃતિને વશ કરવામાં પૃથક્ પૃથક્ પદ્ધતિઓ ગ્રહણ કરે છે. ખાસ કરીને પૂર્વની પ્રજાઓએ આંતરિક પ્રકૃતિ ઉપર વિજય પ્રાપ્ત કરવા તરફ વધારે ધ્યાન આપ્યું છે અને પશ્ચિમની પ્રજાઓએ બાહ્ય પ્રકૃતિ ઉપર આધિપત્ય મેળવવાની કોશિષ કરી છે આપણે આગળ જોઇ ગયા તેમ યથાર્થ દ્રષ્ટિએ બાહ્ય અને આંતર એવા ભેદો છે જ નહીં. બન્નેનું મૂળ કારણ-અધિષ્ઠાન એક જ તત્વ છે. અંતિમ સીમાએ પહોંચતાં બહિર્વાદીઓ અને આંતરવાદીઓ એક જ સ્થાને પહોંચે છે. હાલના ભૌતિકશાસ્ત્રોના અભ્યાસીઓને પણ જણાવવા લાગ્યું છે કે પ્રત્યેક પદાર્થ મૂળમાં અનંત છે અને આદ્ય કારણને જાણ્યા વિના કોઇ પણ પદાર્થનું સમ્યક્ જ્ઞાન શક્ય નથી એક જ તત્વ અનેકરૂપે દર્શન આપે છે, એ સિદ્ધાન્ત ઉપર આધુનિક સમયના વૈજ્ઞાનિકો પણ આવ્યા છે. જ્ઞાનીઓ કહે છે કે જ્યાં દ્રષ્ટિપાત થાય ત્યાં પોતે જ છે એ વાત ખોટી નથી. આખા વિશ્વની સાથે એવો અભેદ અનુભવાય કે બધે પોતે પોતાને જ જોઇને તેની સાથે રમ્યા કરે એ જ ઉચ્ચતમ અવસ્થા. આવી તન્મયતા અભ્યાસથી આવે છે જ્ઞાન અભ્યાસથી આવે છે. જે જે કામ કરવાનું હોય, જે જે વાચન કરવાનું હોય, જોવાનું હોય, વિચારવાનું હોય, તેમાં તન્મય થઇ જવું. આવી એકાગ્રતામાં ક્રમેક્રમે વધારો થાય છે. એકદમ સિદ્ધિ પ્રાપ્ત થઇ જતી નથી. શાન્તિથી પણ દ્રઢતાથી, મક્કમપણાથી, અભ્યાસને વળગી રહેવું, ત્યારે જ સફળતા મળે. ફાંફા મારવાથી, અધીરાઇથી, ચંચલપણાથી કશું મેળવી શકાતું નથી. ધર્મની વાતો કરવાથી ધાર્મિક થવાતું નથી. સુખની વાતો કરવાથી સુખી થવાતું નથી. દ્રવ્યની વાતો કરવાથી સમૃદ્ધિશાળી થવાતું નથી. શરીર બળ વાતો કરવાથી આવતું નથી. પ્રત્યેક કાર્યમાં એકાગ્રતાપૂર્વક સતત્ પ્રયત્નની જરૂર પડે છે. આનું નામ જ અભ્યાસ. સંસારમાં પ્રત્યેક વસ્તુનો ત્રણમાંથી એક વિભાગમાં સમાસ થઇ શકે—સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ. સ્થૂલ ઇન્દ્રિયોથી

ગ્રહણ થાય તે સ્થૂલ, બુદ્ધિ, કલ્પના, આદિથી જે ગ્રહણ થાય તે સૂક્ષ્મ. જે મૂલાજ્ઞાનમાં વાસનાદિનો ઉદ્ભવ છે તેનો કારણપ્રદેશમાં સમાસ છે. આ ત્રણે પ્રદેશને પરસ્પર સંબંધ છે. પ્રત્યેક કાર્ય ત્રણે ઉપર અસર કરે છે. અને સર્વ કાર્ય ચતુર્થ–તુરીય પદ છે તેમાં વિલીન થાય છે. ચતુર્થના અનુસંધાન વિનાનું કર્મ કોશો ઉપર ધ્વનિ પ્રતિધ્વનિ ઉપજાવ્યા કરશે. નવા નવા સંસ્કારો પાડયા કરશે. ચતુર્થની સાથે એકતા કરવાથીજ, પ્રત્યેક કાર્ય ચતુર્થના એક વિલાસરૂપે પ્રતીત થશે. તન્મયતાનું રહસ્ય એ છે કે તત્કાલ જે વસ્તુ, વિચારાદિ પ્રત્યક્ષ હોય તેમય થવું, ને અન્ય વિચારોનો ઉદય થવા દેવો નહીં. આવો અભ્યાસ થતા, છેવટે અદ્વૈત ભાવનામાં તે પરિણામ પામશે. આ ઉચ્ચતમ શિખરે પહોંચવા માટે જે ક્રમવાર પ્રગતિની આવશ્યકતા છે તેનો વિચાર સંક્ષિપ્તમાં કરીએ.

વેદાન્તના મત પ્રમાણે વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ, ( શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન ), મુમુક્ષુતા, એ સાધન ચતુષ્ટય કહેવાય છે. આ પ્રાથમિક ભૂમિકા આવાં સાધનો સંપન્ન જે મનુષ્ય હોય તે જ વેદાંતનો અધિકારી ગણાય છે. આ બહિરંગ સાધન તે પછી અંતરંગ સાધન શ્રવણ, મનન, નિદિધ્યાસનનો આશ્રય લેવાથી સફળતા મળે. આમ કહેવાનો ઉદ્દેશ એ નથી કે જ્યાં સુધી વિવેક આદિ સંપૂર્ણ રીતે મેળવ્યાં ન હોય ત્યાં સુધી શ્રવણ વિ. માં ચિત્તને ન પરોવવું સર્વ ક્રિયાઓ સાથે સાથે જ કરવાની છે. એકની અસર બીજા ઉપર થાય છે. હેતુ એટલો જ છે કે પ્રાથમિક સાધનોમાં પરિપક્વતા મેળવ્યા વિના નિદિધ્યાસનમાં સંપૂર્ણ ફતેહ મળતી નથી ને નિષ્ઠા બંધાતી નથી. અંતઃકરણ અતિ સ્વચ્છ, અને સ્થિર હોવું જોઈએ. જેમ મેલા દર્પણમાં પ્રતિબિંબ પડતું નથી જેમ સ્વચ્છ પણ ચંચળ જળમાં પણ પ્રતિબિંબ ગ્રહણ થઈ શકાતું નથી, તેમ મલિન અને વિક્ષેપવાળા અંતઃકરણમાં આત્મજ્ઞાનનો ઉદય થતો જ નથી. અનાદિ સંસારમાં અંતઃકરણ ઘણા અનુભવોમાંથી પસાર થયેલું હોય છે. આ બધા અનુભવોના સંસ્કાર તેમાં પડેલા જ હોય છે. આ સંસ્કારોથી રાગ દ્વેષરૂપી દ્વંદ્વ ઉત્પન્ન થયા જ કરે છે, ને ભેદભાવમાં ચિત્ત આમતેમ ભટકયા જ કરે છે. આવા અંતઃકરણમાં અદ્વૈતભાવના સ્થિર કરવી એ

કામ નથી. અપૂર્વ સંકલ્પબળની આવશ્યકતા છે. અંતઃકરણમાં થતી વૃત્તિઓનું સતત નિરીક્ષણ કરવું, અને આપણા અદ્વૈતના આદર્શ પ્રમાણે આંતરિક અને બાહ્ય જીવનનો પ્રવાહ પ્રવર્તે છે કે કેમ તે જોયા કરવું. અંતઃકરણમાં ઘણીવાર સંશય ને શંકાનો ઉદય થાય છે. ઘણીવાર આપણને એમ લાગે છે કે આપણે મૃગજળ પકડવાં ફાંફાં મારીએ છીએ. અને અદ્વૈતનો આદર્શ આપણા જીવન સાથે ગોઠવવામાં આપણે ભૂલ કરીએ છીએ. આવી શંકાઓ પૂર્વજન્મના સંસ્કારથી જ ઉત્પન્ન થાય છે. તેમનો વિવેક અને વિચારથી નાશ કરે જ છૂટકો. ઘણીવાર આપણી વિષયવાસનાઓને પોષક વિચારોમાં ને આચારોમાં આપણે એવી રીતે સંતોષ માનીએ છીએ કે "ઇન્દ્રિયો ઇન્દ્રિયોના ભોગ ભોગવે છે. હું તો અકર્તા છું. મને કાંઈ પુણ્ય કે પાપ નથી, હું તો મન ને બુદ્ધિના કાર્યોથી લેપાતો નથી." આ સિદ્ધાન્ત ખરો છે પણ જેણે એ અવસ્થા પ્રાપ્ત કરી હોય તેને માટે. ત્યાં સુધી આવી પ્રતારણામાં મનને રમાડવું એ તો યથાર્થજ્ઞાનને સ્થાને જ્ઞાનાભાસ માત્ર પ્રાપ્ત કરવા જેવું છે. અદ્વૈતની વાર્તાઓ કરવાથી કાંઈ જ્ઞાની થવાતું નથી. વેદાન્તની પરિભાષાનો આડંબર કરવાથી ખરા વેદાન્તી થવાતું નથી. સમગ્ર જીવન જ્યારે અદ્વૈત ભાવનાથી રંગાય, મન, વાણી, આચાર, વિચાર, અદ્વૈતની ભાવનામય જ થાય ત્યારે જ પ્રગતિ ત્વરાથી થઈ શકે. જેમજેમ વિકાસ થતો જાય છે, ભાવના દૃઢ થતી જાય છે તેમતેમ આપોઆપ જ "અવિરોધ પ્રયત્ન વિના જ ઉપરની ભૂમિકા ઉઘડતી જાય છે. ફક્ત ધ્યેય કાયમને માટે દૃષ્ટિ સમક્ષ રાખવાની જરૂરીઆત છે. આપણા મનની અંદર જે જે ઊર્મિઓ ભાવનાઓ, વિચારો થાય છે, તેમના અમુક પ્રકારના આકાર બને છે તે તે ઉપજ્યા પછી બહુ કાળ સુધી જીવન ધારણ કરી રાખે છે. ચિત્તની શુદ્ધિ ઉપર વિચારના અલ્પજીવી અથવા દીર્ઘજીવીપણાનો આધાર છે. પ્રત્યેક વ્યક્તિના વિચારથી સૂક્ષ્મ આકાશ તત્ત્વમાં પરિવર્તન થયા કરે છે અને છેવટે તેની અસર સ્થૂળ ઉપર પણ થાય છે. તેથી અભ્યાસની શરુઆત વિચારની સૂક્ષ્મ ભૂમિકાથી કરવાની છે. સૂક્ષ્મમાં સર્વવ્યાપક અને સર્વમય તત્વ પર્યંત અનુસંધાન રાખનાર ભાવનાને વારંવાર દૃઢ કરવી એટલે સ્થૂલ અને કારણમાં નિશ્ચયને સાધી આપવાનું બળ પણ પ્રાપ્ત કરશે જ્યાં સુધી

અંતઃકરણમાંથી મલનો નાશ ન થયો હોય ત્યાં સુધી અદ્વૈતભાવના ચિત્તમાં સ્થાયી થતી નથી એટલું જ નહીં પણ તે વિષેની કલ્પનાનો ઉદય પણ થઈ શકતો નથી. આવી ચિત્તની અવસ્થા હોય તો સાધકે આકાર ઉપાસનાનો આશ્રય લઈ પોતાના ઇષ્ટની પ્રાપ્તિને માટે જેજે વિહિત કર્મ હોય તે શ્રદ્ધાપૂર્વક કરવું; તથા પોતાના વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ ન કરવો. અભ્યાસ હમેશ બે પ્રકારનો જ રાખવાનો છે. નિવૃત્ત અને પ્રવૃત્ત. જ્યારે કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ ન કરવાની હોય ત્યારે ચિત્તને સાકાર અથવા નિરાકાર ઉપાસનામાં, ધ્યાનમાં, ભજનમાં, કીર્તનમાં, નામસ્મરણમા, શાસ્ત્ર ચિંતનમાં એકાગ્રતાપૂર્વક લગાડવું ને ચિત્ત બહિર્મુખ થાય ત્યારે જે જે કાર્ય સ્વધર્માનુસાર આપણે કરવાનાં હોય તેમાં ચિત્તને પરોવવું. પ્રત્યેક કર્મનું ફળ ઇશ્વરને અર્પણ કરવું. ઉપાસનાથી વિક્ષેપનો નાશ થાય છે અને નિષ્કામકર્મથી શુદ્ધિ થાય છે, મનમાંથી વાસનાઓનો ક્ષય થાય છે. કર્મોપાસનાથી જેમ જેમ નિર્મળતા ચિત્તમાં આવે છે તેમતેમ અદ્વૈત તત્ત્વનો પ્રકાશ ચિત્ત ઉપર પડવા માંડે છે અને છેવટે અહંતાના આવરણનો ભગ કરવાનું કામ સુગમ થઈ પડે છે. ફલાભિસંધિનો ત્યાગ કરી કરેલા કર્મથી મલનો નાશ થાય છે. ઉપાસનાથી વિક્ષેપનો નાશ થાય છે અને આવરણ ભંગથી સ્વરૂપજ્ઞાનનો ઉદય થાય છે. યોગશાસ્ત્રના મંતવ્ય પ્રમાણે મનુષ્યના ચિત્તની પાંચ પ્રકારની અવસ્થાઓ હોય છે: ક્ષિપ્ત, વિક્ષિપ્ત મૂઢ, એકાગ્ર અને નિરૂદ્ધ ચિત્તમાં પ્રકાશ, પ્રવૃત્તિ અને સ્થિતિરૂપ અનુક્રમે સત્વ, રજસ, અને તમસ્ એ ત્રણ દ્રવ્યોના ગુણો જોવામાં આવે છે. ચિત્ત એક છતાં આ ત્રણે દ્રવ્યોનું બનેલું છે આ ત્રણ દ્રવ્યો પ્રત્યેક ચિત્તમાં એક સરખે અંશે રહેલ નથી, પણ ન્યૂનતાધિક ભાવથી રહેલાં છે. તેથી જ ચિત્ત પાંચ પ્રકારનું કહેવાય છે. ચિત્ત પ્રધાનપણે સત્વગુણનું કાર્ય છે. તેનો મુખ્ય ધર્મ પ્રકાશ છે. પણ જ્યારે તે રજોગુણથી અને તમોગુણથી સંસૃષ્ટ થાય છે ત્યારે વ્યવહિત વિષયો તરફ જ પ્રેરાયેલું રહે છે. ચિત્ત હમેશાં પોતાની સ્વાભાવિક નિર્મળતા મેળવવા પ્રયત્ન કર્યા કરે છે. પણ ઇન્દ્રિયો તેને વારંવાર બહારની બાજુ તરફ ખેંચ્યા કરે છે. આ પ્રવૃત્તિને રોકવાનો પ્રયત્ન કરવો એ યોગાભ્યાસનું પ્રથમ પગથિયું છે. આમ કરવા

. તેને ખરે સ્થાને જઈ શકે છે. ક્ષિપ્તાવસ્થામાં ચિત્ત રજોગુણની
...થી ચંચળ બનીને આમ તેમ દોડયા કરે છે. ઘડી પણ વિશ્રાંતિ
... તથી. જેમ મક્ષિકા એક પદાર્થથી બીજા પદાર્થ ઉપર કાયમ ઊડયા જ
કરે છે, તેવી જ અવસ્થાનક્ષિપ્ત ચિત્તની અથવા ક્ષિપ્ત ચિત્તવાળા મનુષ્યની
હોય છે. મનુષ્ય એટલે શરીર નહી પણ મન એ હમેશ યાદ રાખવાની
આવશ્યકતા છે. આપણા બંધનનું કારણ, સુખ દુઃખનું કારણ મન છે.
તેનો જ વિકાસ સાધવાનો છે, શરીર તો મનનું, બાહ્ય ક્ષેત્રના સંપર્કમાં
આવવા માટે એક કરણ છે મૂઢ અવસ્થા તમોગુણ પ્રધાન છે આ
અવસ્થામા ક્રોધ, આળસ, જડતા, નિષ્ક્રિયતાની પ્રધાનતા હોય છે, સ્થિતિ
ચુસ્ત મનોદશા પણ આ જ અવસ્થાનું પરિણામ છે. આવા પ્રાણીઓને જે
ગરેડમા ઉછરેલા હોય તેમાંથી બહાર નીકળવાની વૃત્તિ થતી જ નથી.
ચિત્ત જ્યારે બાહ્ય સુખના સાધનરૂપ રસાદિમાં જોડાયેલું રહે ત્યારે તેની
વિક્ષિપ્ત અવસ્થા કહેવાય છે. જ્યારે સતત્ અભ્યાસથી, નિરીક્ષણથી,
ચિત્તને એકાગ્ર અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે તે સાત્વિક બને છે અને
અંતિમ અવસ્થાને માટે ( નિરુદ્ધ અવસ્થાને માટે ) યોગ્ય બને છે. જેમ
સરોવરમાં ઉછળતા તરંગો શમી જાય ને તે શાંત અને નિર્મળ બને
ત્યારે જ આપણે તળીઆમા પડેલી ચીજો પણ જોઈ શકીએ છીએ તેવી
રીતે મનનું સમજવાનું છે. જ્યારે તે પ્રશાંત ને સ્વચ્છ બને ત્યારે જ
સ્વસ્વરૂપનો અનુભવ થઈ શકે. આ સ્થિતિ પ્રાપ્ત કરવાનો કાયમનો પ્રયત્ન
તે અભ્યાસ.

# શ્રી શંકરાચાર્યનો જ્ઞાનયોગ
અને
# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

( ગતાંકથી ચાલુ )

લેખક :-સ્વા. શ્રી. માધવતીર્થજી



( ૧૪ )

## મિથ્યાજ્ઞાન, સંશયજ્ઞાન, જ્ઞાનનો અભાવ અને અજ્ઞાનનો ભાવ

અરવિંદશિષ્ય :-મોક્ષ એકદમ કેમ મળે ?

શંકરશિષ્ય :-આત્માનો સાક્ષાત્કાર કરવાથી.

અરવિંદશિષ્ય :-તે માટે મુખ્ય સાધન શું છે ?

શંકરશિષ્ય :-ચાર પ્રસિદ્ધ સાધન (વિવેક, વૈરાગ્ય વિગેરે ) પછી શ્રવણ અને પછી તત્ત્વનો વિચાર; તેમાં ત્રણ અવસ્થાની પ્રક્રિયા બહુ ઉપયોગી છે.

અરવિંદશિષ્ય :-તમે વારંવાર સ્વપ્નાનાં દૃષ્ટાંત આપ્યા કરો છો તે મને પસંદ આવતું નથી. શ્રી અરવિંદના માર્ગમાં માત્ર કોઈ વખતે જ સ્વપ્નાનો વિચાર કરે છે.

શંકરશિષ્ય :-આપણે વાતચીત શરૂ કરી ત્યારે એમ નક્કી કરેલ છે કે પહેલાં યુક્તિ અને અનુભવથી તત્ત્વનો નિર્ણય કરવો અને પછી શાસ્ત્રનું અથવા આપ્ત વાક્યનું પ્રમાણ આપવું. યુક્તિ અને અનુભવ માટે સ્વપ્નાનું દૃષ્ટાંત બહુ ઉપયોગી છે. વૈષ્ણવોનો પ્રિય ગ્રંથ શ્રીમદ્ ભાગવત છે તેમાં પણ જ્યારે પરીક્ષિત રાજાને પહેલાં શુકદેવજી મળ્યા ત્યારે શરૂઆતમાં પરીક્ષિત

એવો પ્રશ્ન પૂછેલ છે કે "જડ અને ચેતનનો સંબંધ થયો શી રીતે?" (૨-૮-૭), તેના જવાબમાં શુકદેવજી કહે છે કે—आत्मामायामृते राजन् । न घटेतार्थ सम्बन्ध स्वप्नद्रष्टुरिवाञ्जसा ॥ (૨-૯-૧) હે રાજન્, સ્વપ્ન પદાર્થોની સાથે સ્વપ્નદ્રષ્ટાનો જેમ કલ્પિત સબંધ છે તેમ વિશુદ્ધ જ્ઞાનસ્વરૂપ આત્માનો બીજા પદાર્થો સાથે કલ્પિત સબંધ છે

સ્વપ્નનો દૃષ્ટાંત એ અનુભવનો દૃષ્ટાંત છે તે શ્રીમદ્ ભાગવતની શરૂઆતમાં આપેલો છે એટલું જ નહિ પણ વચમા વચમા એકાદશ સ્કંધમા અને છેવટે પરીક્ષિત રાજાના મોક્ષ વખતે પણ શુકદેવજીએ આપેલો છે પરમહંસોને તત્ત્વના વિચાર માટે એ પ્રક્રિયા બહુ ઉપયોગી છે

અરવિંદશિષ્ય —શિવને પાંચ મુખ છે તેથી તે પંચાનન કહેવાય છે તેના ૪ મુખમાથી ૪ વેદ નીકળેલ છે અને પાંચમા મુખમાંથી તંત્રશાસ્ત્ર એટલે આગમશાસ્ત્ર નીકળેલ છે. તંત્રશાસ્ત્રવાળા ત્રણ્ અવસ્થાનો વિચાર માનતા નથી. શાક્ત અદ્વૈતમા પ્રકૃતિ-પુરૂષ નિત્ય અભિન્ન રહે છે

શંકરશિષ્ય —તોપણ તેમા બનેનો સબંધ અને સબંધ કરનાર તત્ત્વ માનવુ પડશે અને તેમાંથી ભેદ કેમ થયા તે પણ જણાવવુ પડશે. શંકરે પાર્વતીજીને જે સભળાવ્યું તેને આગમ કહે છે અને પાર્વતીજીએ શંકરને જે સભળાવ્યુ તેને નિગમ કહે છે

અરવિંદશિષ્ય —આગમ subjective method છે અને નિગમ objective method છે એક જ તત્ત્વમાં ભેદ કરવાની શક્તિ રહેલી છે અને તેનાથી જગત ઉત્પન્ન થયું છે

શંકરશિષ્ય —જો જગતમાં દુ ખ અને અજ્ઞાન જન્મ અને મરણ વિગેરે દેખાય છે તે એવા તત્ત્વમાંથી કાયમ ઉત્પન્ન થયાં કરે તો કોઇને શાંતિ મળે નહિ

અરવિંદશિષ્ય —જગતની રચના સમષ્ટિભાવે જ સમજી શકાય, વ્યક્તિના દૃષ્ટિબિંદુથી તંત્ર માર્ગવાળા સમજાવતા નથી નદી સમુદ્રભાવને પામી ગયા પછી નદીની દુર્ગંધ સમુદ્રમા રહેતી નથી

શંકરશિષ્ય —સમષ્ટિની ઉત્પત્તિ માટે સમાન કાળ જોઇએ તેવો સમાન કાળ કોઇના અનુભવમાં નથી કાલમા સાપેક્ષવાળા પણ ઘણી જાતના કાળ

બતાવે છે. વળી નદીનું નામ અને રૂપ સમુદ્રમાં રહેતું નથી, તેથી નામ અને રૂપ મિથ્યા છે.

અરવિંદશિષ્ય :—કાલી એ ભગવાનની શક્તિ છે. કાળ ઉપરથી કાલી નામ પડ્યું છે. શિવ પાસે કાલી નિત્ય રહે છે.

શંકરશિષ્ય :—આપણે પહેલાં અનુભવની વાત પૂરી કરીએ, પછી શાસ્ત્રનાં પ્રમાણ પ્રમાણે ચર્ચા કરીશું.

અરવિંદશિષ્ય :—જાગ્રતના અનુભવવાળા વિષયો સ્વપ્નાની માફક માનસિક નથી પણ શરીરની બહાર પણ દેખાય છે. જાગ્રતમા દેખાતાં ઘર વગેરે બહાર નથી એમ નથી. સ્વપ્નમાં તો જે દ્રવ્ય દેખાય છે તે જાણે કે બહાર હોય તેવું દેખાય છે, છતાં વસ્તુતાએ તે મનની કલ્પના રૂપ હોય છે. સ્વપ્નમાં દેખાતા પુરૂષો પણ કલ્પિત છે. તેમ ન હોય તો જ્યારે સ્વપ્નદ્રષ્ટા જાગે છે ત્યારે તેની સાથે દેખાતા બીજા પુરૂષો પણ જાગવા જોઇએ. જાગ્રત તો દરેક પુરૂષને સરખું અનુભવમાં આવે છે. જાગ્રત જગત એ માનસિક નથી પણ બહાર પણ છે. બધાને સામાન્ય રીતે એવું જ્ઞાન થાય છે. તેથી જાગ્રત સ્વપ્નની સમાન છે એમ કેમ કહો છો? પ્રત્યભિજ્ઞા, સંવાદ વગેરે સમાન હોવા છતાં સ્વપ્નના વિષયો માનસિક છે અને જાગ્રતના વિષયો બહાર છે. એમ બન્ને અવસ્થામાં ભેદ સ્પષ્ટ જણાઈ આવે છે. જાગ્રત બહાર હોવાથી સત્ય છે, સ્વપ્ન મનોમય છે અને તે જાગ્રતની વાસનાથી ઉત્પન્ન થયેલ છે.

શંકરશિષ્ય :—એ વાત સાચી નથી. બન્ને અવસ્થા કલ્પિત છે. જે બહાર છે અને જે માનસ છે તે બન્ને સરખાં કલ્પિત છે. સ્વપ્નમાં પણ જાગ્રતની માફક અંદર બહારનો વિભાગ જણાય છે છતાં જાગ્યા પછી ખબર પડે છે કે બન્ને કલ્પિત હતા. જે ન્યાયથી સ્વપ્નાના વિષયોનું મનોમયત્વ અંગીકાર થાય છે તે જ પ્રમાણથી જાગ્રત વસ્તુઓ પણ કલ્પિત માની શકાય છે. વળી જેમ સ્વપ્નાના વિષયો જાગ્રતમાં અનુભવમાં આવતા નથી તેમ જાગ્રતના વિષયો સ્વપ્નમા અનુભવમાં આવતા નથી. તેથી બન્ને અવસ્થા સરખી છે, બન્ને માયાવાળી છે. જાગ્રત અવસ્થા મનોમય છે એ તો હાલના સાપેક્ષવાદ ( Relativity ) ના હિસાબથી પણ સિદ્ધ

[1] શકે છે * તેથી જાગ્રત સ્થિર નથી પણ મનોમય છે. છીપમાં રૂપું ભૂસાઈ જાય તે પહેલાં નથી, પછી નથી અને પ્રતીતિ વખતે પણ નથી. ત્યાં રૂપાની ભ્રાંતિ છે, બીજું કાંઈ નથી. જાગ્રત પણ તેવું છે. બ્રહ્મમાં જગતની ભ્રાંતિ એવા પ્રકારની છે. તે ભ્રાંતિ પહેલાં નથી, પછી નથી અને પ્રતીતિકાળે પણ ત્યાં જગત નથી. પ્રતીતિ વખતે પ્રમાતા અને પ્રમાણનો પણ વિચાર કરવો જોઈએ. પ્રમેય, પ્રમાતા અને પ્રમાણ એક જ વખતે ઉત્પન્ન થાય છે અને જ્ઞાનકાળે બાધ પામે છે. જાગ્રતના વિષયો સ્થિર નથી. જે વસ્તુનો મેં કાલે અનુભવ કર્યો તે આજ માત્ર સ્મરણમાં છે જેવી વસ્તુ કાલ હતી તેવી આજ અનુભવમાં આવતી નથી. તે એની એ જ છે એવી પ્રત્યભિજ્ઞા જો કે વ્યવહારમાં ઉપયોગી છે તો પણ તત્ત્વની પરીક્ષા કરવાવાળા તેને સાચી માનતા નથી. કાલે જે પ્રપંચ મેં જોયેલો હતો તે જ આજ છે એવા પ્રમાણવાળી જે પ્રત્યભિજ્ઞા છે તેનાથી તેજ પ્રપંચ છે એમ સિદ્ધ થઈ શકતું નથી. જો તે જ પ્રપંચ આજે ચાલુ હોય તો તે પ્રત્યભિજ્ઞામાં બીજા પ્રમાણની અપેક્ષા રહે છે કારણ કે પ્રપંચ પોતે કહેતો નથી કે પોતાનું સ્વરૂપ કેવું છે. વળી પ્રપંચની ધારાનો વિચ્છેદ થતો નથી એમ નથી. જાગ્રત સિવાયની અવસ્થામાં તેની વિદ્યમાનતા બિલકુલ નથી. આત્મા પોતે તેનો પ્રત્યભિજ્ઞાતા થઈ શકતો નથી. જે આત્મા સુષુપ્તિમાં પ્રપંચના પ્રવાહના ઉચ્છેદનો દૃષ્ટા છે તે તે પ્રપંચની એકતા કરે એવો વિશ્વાસ બેસી શકતો નથી. તેથી તેની એકતા કરનાર અનુભવનો અભાવ છે. વળી આત્મા અને અનાત્મા સિવાય કોઈ ત્રીજી વસ્તુ નથી કે જે તેની એકતા જણાવે. તેથી પ્રપંચની પ્રત્યભિજ્ઞા બની શકતી નથી. તેથી સ્વપ્નની પ્રત્યભિજ્ઞા સ્વપ્નદૃષ્ટાની છે અને જાગ્રતની પ્રત્યભિજ્ઞા બધાની છે એમ કહેવામાં કાંઈ સાર નથી. તેથી જાગ્રત સ્થિરત્વની અનુભૂતિ પણ આભાસ માત્ર છે. બધાનું સ્થિરત્વ જોઈને જાગ્રત પ્રપંચ સ્થિર માનવો એ વાત બનતી નથી. દિવસે બધા ઘુવડ અંધારું સિદ્ધ કરે તેથી અંધારું સિદ્ધ થતું નથી. તે તે દશા વખતે સ્થિરત્વબુદ્ધિ સ્વપ્નમાં અને

* આ બાબત વધારે વિગતથી સમજવાની જેની ઇચ્છા હોય તેમણે આ લેખકનું નવું અંગ્રેજી પુસ્તક "માયા" વાંચવું. મળવાનું ઠેકાણું–જ્ઞાન ગંગોત્રી આશ્રમ–છોટાઉદેપુર.

જાગ્રતમાં સમાન છે, તેથી બન્ને અવસ્થાનું પરસ્પર કાર્ય-કારણત્વ બની શકતું નથી. તેથી જેમ સ્વપ્નપ્રપંચમાં કારણની અપેક્ષા વગર કલ્પિત કારણ-કાર્યભાવ ઉત્પન્ન થાય છે તેવી જ રીતે જાગ્રતના અનુભવવાળા પ્રપંચમાં પણ કલ્પિત કારણ-કાર્યભાવ ઉત્પન્ન થાય છે. બીજનું કારણ ઝાડ અને ઝાડનું કારણ બીજ સામાન્ય રીતે જણાય છે પણ તે બંનેનું કારણ પૃથ્વીની ગંધતન્માત્રા છે. તેથી બીજ અને ઝાડનો કારણ-કાર્યભાવ તુટી જાય છે. જાગ્રતના પ્રપંચ માટે સુષુપ્તિમાં અજ્ઞાન કારણ તરીકે લેવું અને તે અજ્ઞાનમાંથી જાગ્રતપ્રપંચ નીકળ્યો છે એમ માનવું એ યોગ્ય નથી.

અરવિંદશિષ્ય :–વ્યક્તિનો જાગ્રતપ્રપંચ કદાચ સ્વપ્નના જેવો માની શકાય પણ સમષ્ટિનો જાગ્રતપ્રપંચ ઈશ્વરની સત્તાથી ચાલે છે અને તેને મિથ્યા માની શકાય નહિ.

શંકરશિષ્ય :–સમષ્ટિમાં પણ ત્રણ વિભાગ છે. સમષ્ટિ જાગ્રતને વિશ્વ કહે છે. સમષ્ટિ સ્વપ્નને હિરણ્યગર્ભ કહે છે અને સમષ્ટિની બીજ અવસ્થાને ઈશ્વર કહે છે. They do not remove the distinction that lurks between the finiate & the infinite. The supersensible is agreeable but not enduring. વળી વિરૂદ્ધધર્મનો ખુલાસો સમષ્ટિ તરફના વિચારથી બરાબર થતો નથી. જાગ્રતપ્રપંચ સાચો હોય તો તેને ઉત્પન્ન કરનાર ઈશ્વરની શોધ કરવી જોઈએ. સ્વપ્ન જેમ સ્વપ્નદ્રષ્ટાનું વિવર્ત છે તેમ જાગ્રત પણ જાગ્રતદ્રષ્ટાનું વિવર્ત છે. તેનો ટુંકો અર્થ એવો છે કે જેવો પ્રમાતા તેવું પ્રમાણ અને તેવું પ્રમેય હોય છે અને એ ત્રણે એક સાથે લઈએ તો જ ખરું તત્ત્વ મળી શકે જો જગતને જોનાર ઈશ્વર હોય તો જગત ઈશ્વરનું રૂપ થઈ જશે. માણસને જેવું જગત દેખાય છે તેવું જગત એ માણસના અંતઃકરણના અભ્યાસવાળા પ્રમાતાના પ્રમાણનું પ્રમેય છે.

અરવિંદશિષ્ય :–શ્રી અરવિંદ કહે છે કે શ્રી શંકરાચાર્યના માર્ગમાં તો જીવન જેવું કાંઇ રહેતું જ નથી. જીવ અને જગત મિથ્યા માનવાથી અને કેવળ નિર્ગુણ બ્રહ્મનું વાસ્તવ અસ્તિત્વ માનવાથી ધરતીકંપ જેવું થાય છે

અને કોઈ પ્રકારનો સંબંધ જીવ અને બ્રહ્મ વચ્ચે બની શકતો નથી. બ્રહ્મને સગુણ અથવા સક્રિય માનવાથી અને બધા જીવનનો બ્રહ્મમાં સમાવેશ કરવા જતાં આપણામાં કેટલાંક વિઘ્નો અને ભય ઉત્પન્ન થવાનો સંભવ છે પણ જીવનનો નિષેધ કરવા કરતાં એ વિઘ્નોની સામે થવું એ વધારે સારો રસ્તો છે. સમષ્ટિ જીવનનો અનુભવ લેવામાં શક્તિ અને જ્ઞાન બન્ને વધે છે. તેના પરિણામમાં જગતમાં નવી શક્તિઓ ઉત્પન્ન થશે. તે કહે છે કે :–This world-order which is working through confusion and errors will gradually pass away and there will be the dawn of a new order with the sure promise of a new life unfettered in knowledge and pregnant with powers.

શંકરશિષ્ય :–શ્રી શંકરાચાર્ય પહેલેથી જ ભેદનો નિષેધ કરે છે, જીવનનો નિષેધ કરતા નથી પણ બ્રહ્મથી ભિન્ન જે લાગે તેનો નિષેધ કરે છે વળી આ પૃથ્વી ઉપર સારું જીવન આવવાનો સંભવ તો રહે છે કારણ કે રજોગુણ અને તમોગુણનું કાર્ય પુરું થયા પછી સત્વગુણી જીવન આવવું જ જોઈએ જ્યાં સારૂંનરસું જીવન જણાય છે ત્યાં ત્રણ ગુણવાળી માયા છે. બ્રહ્મમાં સારૂંનરસું બનતું નથી.

અરવિંદશિષ્ય :–શ્રી અરવિંદ એમ કહે છે કે જો આપણે બ્રહ્મરૂપે બધા એક હોઈએ તો આપણે બધાની અંદર આત્માની શક્તિનું અવતરણ [illegible]ની શક્તિ પણ પ્રાપ્ત કરી શકીએ; છતાં જેઓને એ શક્તિનો લાભ [illegible]તો હોય તેમણે ભગવાનને શરણ રહેવું જોઈએ.

શંકરશિષ્ય :–એવા શરણભાવને વેદાન્તમાં વાચ્યાર્થનો ત્યાગ કહે છે અથવા જહત્‌લક્ષણા કહે છે; એટલે દ્વૈતભાવવાળું જીવન છોડવું પડે છે જ્યારે અદ્વૈતભાન જાગે છે ત્યારે પ્રેમી, પ્રેમ અને પ્રિયતમ ત્રણેની એકતા થાય છે અને તેમાં અખંડ આનંદ મળે છે. જ્યાં જરા જુદાઈની અસર લાગે ત્યાં શક્તિથી ભેદ મટાડવો પડે છે. જરા ભેદનો નિષેધ છે ત્યાં અભેદ કરવા માટે શક્તિની જરૂર પડતી નથી પણ જ્ઞાનની જરૂર પડે છે કારણ કે અભેદ સિદ્ધ છે, સાધ્ય નથી. દુઃખનું મૂળ કારણ દ્વૈતજ્ઞાન અને અદ્વૈતજ્ઞાનનો મેળ થતો નથી તેમાં રહેલું છે. જો તે મેળ કરતાં આવડે તો દુઃખ જેવું કાંઈ

જણાય નહિ. જો આપણે બ્રહ્માકારવૃત્તિથી આવરણભંગ કરીને આત્માનો અનુભવ લેવા માંડીએ તો આનંદ સિવાય બીજું કાંઈ મળે નહિ. માણસના સામાન્ય દ્વૈતનાં જ્ઞાનમા બધા ઉંચા અનુભવનો સમાવેશ થતો નથી.

અરવિંદશિષ્ય :—તમારા મતવાળા અજ્ઞાનથી જગતની ઉત્પત્તિ માને છે. શ્રી અરવિંદ એમ માને છે કે ભગવાનના આનંદમાથી જગતની ઉત્પત્તિ થયેલ છે. આનંદમાં રહેલ છે અને આનંદમાં તેનો લય છે.

શંકરશિષ્ય :—જગતનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે અને તે આનંદરૂપ છે પણ જેવું જગત સામાન્ય માણસને દેખાય છે, તે સાચું નથી પણ ભ્રાંતિથી દેખાય છે. તે સ્વપ્નમાં રહેતુ નથી, નિદ્રામા રહેતું નથી, સમાધિ અને મોક્ષમાં પણ રહેતું નથી

અરવિંદશિષ્ય :—સ્વપ્નમાં જાગ્રત પ્રપંચ નથી. સ્વપ્નમાથી જાગ્યા પછી સ્વપ્નમાં ન રહેલો પ્રપચ દેખાય છે. તેવી જ રીતે સુષુપ્તિમાંથી જાગ્યા પછી પાછો પ્રપંચ દેખાય છે. તેનું બીજ સુષુપ્તિમાં રહેલું અજ્ઞાન છે એમ તમારા મતવાળા કહે છે. તે અજ્ઞાન જાગ્રત અને સ્વપ્નના પ્રપંચ વખતે રહે છે એમ પણ તમારા મતમા માનેલ છે.

શંકરશિષ્ય :—તે બરાબર નથી. મિથ્યાજ્ઞાન, સંશયજ્ઞાન અને જ્ઞાનનો અભાવ એ ત્રણેથી જુદું કોઈ અજ્ઞાન અનુભવમા આવતું નથી. તેથી સાચું અજ્ઞાન અથવા ભાવરૂપ કોઈ અજ્ઞાન છે એ કલ્પના યુક્ત નથી. વળી જો સ્વપ્નમાં અજ્ઞાન હોય તો તે અજ્ઞાનના કારણથી જાગ્રતપ્રપંચની પ્રતિતિ કેમ સંભવે ? જાગ્રતનો પ્રપંચ સ્વપ્નમાં નથી સ્વપ્નનું અજ્ઞાન એ જાગ્રત-પ્રપંચનું કારણ થઇ શકે નહિ. સ્વપ્ન અને જાગ્રત વચ્ચે કાર્ય-કારણભાવ બની શકતો નથી. સ્વપ્નના અજ્ઞાનનો નાશ થયા પછી જાગ્રતનું અજ્ઞાન ઉત્પન્ન થવામાં કોઈ નિમિત નથી. સ્વપ્નાના કલ્પકથી ભિન્ન જાગ્રત વ્યવ-હારના કલ્પક માટે અજ્ઞાન માનો તો પણ તે બની શકતું નથી. અજ્ઞાન પોતે કોઇ બીજા નિમિતની અપેક્ષા રાખ્યા વગર સ્વપ્નપ્રપંચનો ઉપસંહાર કરીને જાગ્રતપ્રપચને આકારે અકસ્માત્ પરિણામ પામે એ બની શકે તેવું નથી. તેથી જે કારણથી સ્વપ્નમાંથી ઊઠતાં જાગ્રતપ્રપચ દેખાય છે તે જ કારણથી સુષુપ્તિમાથી ઊઠતા જાગ્રતપ્રપંચ પણ દેખાય છે.

અરવિંદશિષ્ય :–સ્વપ્ન અને જાગ્રત બન્નેમાં એક જ પ્રકારની અવિદ્યા છે તો પણ સ્વપ્નમાં આગન્તુક દોષ રહે છે એટલું વિશેષપણું છે. એ આગન્તુક દોષથી સ્વપ્નનું પ્રાતિભાસિકપણું સિદ્ધ થાય છે અને જાગ્રત કેવળ અવિદ્યા કાર્ય હોવાથી વ્યાવહારિક સત્તાવાળું છે. તેથી પ્રાતિભાસિક સ્વપ્નનો બાધ થતાં જાગ્રતપ્રપંચ મળી શકે છે. જેમ જાગ્રતમાં જે છીપમાં રૂપું દેખાય છે તે પ્રાતિભાસિક છે. છીપના જ્ઞાનથી તે રૂપાનો બાધ થતાં બધા જાગ્રતપ્રપંચનો બાધ થતો નથી. દોષસહિત અવિદ્યાથી ઉત્પન્ન થયેલ રૂપાનો નાશ થતાં પણ મૂળ અવિદ્યાનો નાશ થતો નથી

શંકરશિષ્ય :–અવિદ્યાથી જુદો એવો દોષ માત્ર સ્વપ્નમાં છે અને જાગ્રતમાં નથી એ માટે કાંઈ પ્રમાણ નથી. બન્ને અવસ્થામાં તે તે કાલે જાગ્રતના જેવો આભાસ રહે છે. સ્વપ્નકાલે સ્વપ્નું નિદ્રાના દોષવાળું છે એવો કોઈને અનુભવ થતો નથી, તેથી જો સ્વપ્નમાં આગન્તુક દોષ તે વખતે જણાતો નથી તો સ્વપ્નમાં દેખાતા ઘટ વિગેરે પ્રાતિભાસિક છે અને જાગ્રતમાં દેખાતા ઘટ વિગેરે વ્યાવહારિક છે એમ કેવી રીતે માની શકાય ? બન્ને જો અવિદ્યાનું પરિણામ હોય તો બન્ને સમાન સત્તાવાળા હોવા જોઈએ. જેમ જાગ્રતમાં માટી વગેરેની અપેક્ષાથી જ ઘટ વિગેરે ઉત્પન્ન થાય છે તેમ સ્વપ્નમાં પણ તે કાળે કાંઈક અવયવ વિશેષ જણાય છે. વળી સુષુપ્તિમાં મૂળ અજ્ઞાન હોય તો તે કારણથી તે અવસ્થામાં પણ પ્રાતિભાસિક કાર્ય ઉત્પન્ન થશે.

જાગ્રતમાં છીપથી અવચ્છિન્ન ચૈતન્યને આશ્રિત તુલા અવિદ્યાના દેખાવથી મિથ્યા રૂપું દેખાય છે. તે પણ મૂળ અજ્ઞાનનું પરિણામ નથી. જો અવિદ્યા સાચી હોય તો હમેશાં જ્યાં અવિદ્યા હોય ત્યાં રૂપું ઉત્પન્ન થશે. બધી ભ્રાંતિ અવિદ્યાથી થતી નથી. આકાશમાં વાદળી રંગ દેખાય છે તેમાં અવિદ્યા નથી, પણ મિથ્યા જ્ઞાન છે. અમે કોઈ મૂળ અજ્ઞાન માનતા નથી અને અજ્ઞાનથી જગતની ઉત્પત્તિ પણ માનતા નથી.

અરવિંદશિષ્ય :–મારો પ્રશ્ન એવો છે કે સુષુપ્તિમાંથી જાગ્યા પછી જે પ્રપંચ દેખાય છે તેનું કારણ શું ?

શંકરશિષ્ય :–તે માટે ભાવરૂપ અજ્ઞાન સ્વીકારવાની જરૂર નથી. જેમ

સ્વપ્નમાં મિથ્યાજ્ઞાનથી પ્રપંચ જણાય છે તેમ સુષુપ્તિમાંથી ઉઠતાં મિથ્યા-જ્ઞાનથી જાગ્રત પ્રપંચ જણાય છે. જો જગતમાં કોઇ મૂર્ખ ન હોય તો જગત દેખાય નહિ પણ બ્રહ્મ જ દેખાય.

અરવિંદશિષ્ય :—એવી મૂર્ખતા આવી શી રીતે ?

શંકરશિષ્ય :—શ્રી અરવિંદ એમ માને છે કે એ પણ બ્રહ્મની એક શક્તિ છે. અમે એવી મૂર્ખાઇ બ્રહ્મમાં માનતા નથી.

અરવિંદશિષ્ય :—એ બાબતનો નિર્ણય માણસની બુદ્ધિથી થઈ શકવો મુશ્કેલ છે તેથી બ્રહ્મનો અનુભવ લઇને બ્રહ્મ તે માટે શું કહે છે તે સાંભળવાની ધીરજ રાખવી.

શંકરશિષ્ય :—સૂર્ય પાસે જેમ અંધારૂં ન રહે તેમ બ્રહ્મ પાસે એવી મૂર્ખાઇ મળશે નહિ. છતાં જેમ બપોરના સૂર્ય વખતે ઘુવડને કલ્પિત અંધારૂં લાગે તેમ કલ્પિત માયા બ્રહ્મ પાસે રહે તેમાં કાંઇ ખોટું નથી. કલ્પિત વિરૂદ્ધ ધર્મ રહી શકે છે. શ્રી અરવિંદ તો સાચા વિરૂદ્ધ ધર્મ બ્રહ્મમાં-માને છે.

અરવિંદશિષ્ય :—શ્રી અરવિંદ બ્રહ્મમાં અનંત શક્તિ માને છે. તેવી શક્તિ હોય તો જ તેમાંથી જગત ઉત્પન્ન થાય.

શંકરશિષ્ય :—આખા જગતને શાંતિ ગમે છે અને છતાં બધા લડાઇ માટે તૈયારી કરે છે. એવું જગત એવી શક્તિમાંથી શી રીતે ઉત્પન્ન થાય ?

અરવિંદશિષ્ય :—શ્રી અરવિંદ કહે છે કે મનની ભૂમિકા ઉપરથી એ કળા સમજી શકાશે નહિ તેથી બીજી અતિ-માનસ ( Supermind )ની ભૂમિકા પ્રાપ્ત કરવાથી તેનો ખુલાસો મળી જશે.

શંકરશિષ્ય :—મનની બીજી ભૂમિકા બધાના અનુભવની સ્વપ્ન અને સુષુપ્તિ છે. તેમાં શું બને છે તેનો વિચાર કરવાથી પણ મિથ્યા જ્ઞાનનું સ્વરૂપ સમજી શકાય છે. શ્રી અરવિંદના યોગમાર્ગમાં એ બે દશાનો બિલકુલ વિચાર નથી. વિજ્ઞાનમય કોશમાં કોઇને નવા નવા અનુભવ મળે છે પણ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિના અનુભવ બધા માણસોને સમાન લાગુ પડે છે. વિજ્ઞાનમય કોશથી ઉપર આનંદમય કોશ છે તેનો અનુભવ પણ ઋષિમુનિઓ આપી ગયા છે.

અરવિંદશિષ્ય :—સુષુપ્તિનું કાંઇ નિમિત્ત છે કે નહિ ?

શંકરશિષ્ય :—જો સુષુપ્તિ નિમિત્ત વગરની માનશો તો બધાને હમેશા સુષુપ્તિ આવી જશે અથવા બધાને સુષુપ્તિનો અભાવ થશે. નિમિત્તવાળી સુષુપ્તિ માનશો તો નિમિત્ત શું છે તેનો વિચાર કરવો પડશે. જો અજ્ઞાન જેવું નિમિત્ત સુષુપ્તિમાં રહેશે તો કોઇનો મોક્ષ થશે નહિ અને ઊંઘમા જ્ઞાનીને પણ અજ્ઞાન લાગુ થઇ જશે.

અરવિંદશિષ્ય :—તમે પ્રશ્ન જ ઉડાવી દો છો. જેમ ઘડો બનાવવામાં દંડ વગેરે નિમિત્તની જરૂર પડે છે તેમ સુષુપ્તિનું કાંઇ કારણ હોવુ જોઇએ.

શંકરશિષ્ય :—સુષુપ્તિ એ ઘટની માફક કોઇ દ્રવ્ય નથી કે જેથી માટી અને દંડની સામ્યતાથી તેને નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ જોઇએ. સુષુપ્તિમાથી ઉઠયા પછી જાગ્રત પ્રપંચ કેમ ઉત્પન્ન થાય છે તેનું કારણ મળે નહિ તેથી સુષુપ્તિમા અજ્ઞાન માનવું એ ઠીક નથી.

અરવિંદશિષ્ય :—તમારા મતવાળા જાગ્રત પ્રપંચના કારણ તરીકે બીજરૂપ અજ્ઞાન માને છે એ વાત તો મેં તમને વારવાર કહેલ છે.

શંકરશિષ્ય :—પ્રપંચ એટલે કાર્ય—કારણનો સંઘાત. પ્રપંચથી બીજે સ્થળે કાર્ય—કારણ ભાવ માની શકાતો નથી. તેમાં પ્રમાણ નથી. કાર્ય—કારણના જ્ઞાન વગર કોઇ પ્રપંચનું જ્ઞાન થઇ શકતું નથી. પ્રપંચમા બધે કાર્ય—કારણ ભાવ જણાય છે. તેથી જાગ્રત પ્રપંચનું કાંઇ કારણ (પ્રપંચ વગરની) સુષુપ્તિ દશામા હોવું જોઇએ એ વાત સ્વીકારી શકાય તેવી નથી. જેમ કાળની ... માટે પહેલો કાળ સ્વીકારી શકાતો નથી, દેશની ઉત્પત્તિ માટે પહેલો અંગીકાર થતો નથી, તેમ કારણ પ્રત્યયવાળા પ્રપંચનું કારણ શોધશો તો કારણ અને તેનું કારણ શું એમ અંત આવશે નહિ. તેમા આત્માશ્રય ... આવી જશે. પ્રપંચ, કાળ વગેરેને વેદાંતમાં સાચા માનેલ નથી. જે સાચા નથી તેનું કારણ શોધવામાં કાંઇ ફળ નથી.

અરવિંદશિષ્ય :—ભાવરૂપ અજ્ઞાન પણ પ્રપંચની અંદર છે. જો કે પ્રપંચ પોતે કાર્ય—કારણરૂપ છે તો પણ પ્રપંચની અંદર રહેલ અજ્ઞાનનું કારણ શોધવામાં હરકત નથી.

શંકરશિષ્ય :—અજ્ઞાનનું જે કારણ શોધશો તે પ્રપંચની અંદર આવવાથી તેના કારણની જિજ્ઞાસા પણ ઉભી રહેશે

અરવિંદશિષ્ય :—અજ્ઞાન અનાદિ છે એમ માની લ્યો એટલે અપેક્ષાની જરૂર ન રહે.

શંકરશિષ્ય :—અજ્ઞાનને અનાદિ કહેવું એ આકાશના પુષ્પની સુગંધ મેળવવા બરાબર છે. જે સાચું હોય તેનો અભાવ થાય નહિ. સુષુપ્તિમાં સ્વપ્ન પ્રપંચનો લય થાય છે તેમ જાગ્રત પ્રપંચનો પણ લય થાય છે. તેથી સુષુપ્તિને છોડીને જે પ્રપંચ દેખાય છે તે જાગ્રતનો પ્રપંચ છે તેનું પ્રમાણ શું છે કે જેથી તે પ્રપંચ મિથ્યા સ્વપ્નથી વિલક્ષણ માની શકાય. જાગ્રતમાં એવો કોઈ ખાસ ધર્મ નથી કે જેને સ્વપ્નાથી જુદો પાડી શકાય. તેથી સ્વપ્ન અને જાગ્રત સમાન હોવાથી મિથ્યા સ્વપ્નની માફક જાગ્રત પણ મિથ્યા સમજી લેવું. મિથ્યા વસ્તુ આભાસરૂપ હોય છે છતાં તે વખતે સાચી લાગે છે, તેનાથી તે વખતે વ્યવહાર થાય છે અને બીજી અવસ્થામાં તેનો બાધ થાય છે તેથી તેવી વસ્તુનું કારણ શોધવું નકામું છે. જે વસ્તુ સાચી હોય તેનું કારણ શોધી શકાય.

અરવિંદશિષ્ય :—જાગ્રત પ્રપંચની પ્રાપ્તિ બીજી રીતે બનતી નથી તેથી સુષુપ્તિમાં અજ્ઞાન કલ્પી શકાય. જેમ છીપમાં રૂપાનું અર્થ-ભાન થાય છે અને છીપના જ્ઞાન વખતે તેનો બાધ થાય છે. તેવો અનુભવ મિથ્યા આભાસના ઉપાદાન કારણરૂપ મિથ્યાજ્ઞાન વગર બનતો નથી તેમ જાગ્રત પ્રપંચ કે જેને તમે મિથ્યા કહો છો તેનું પણ તેવું ઉપાદાન માની લેવામાં હરકત નથી.

શંકરશિષ્ય :—એ વાતમાં સાર નથી. જે વસ્તુ મિથ્યા છે તેનું સાચું કારણ શોધવું એ યોગ્ય નથી. Cause has meaning only in relation to finite modes of being where there is appearance of succession. Where there is simaltaneity as in Brahman, cause and effect cannot be traced.

અરવિંદશિષ્ય :—મન શાંત હોય ત્યારે અંતરાત્મામાંથી કાંઈક નવો પ્રકાશ મળે છે.

શંકરશિષ્ય :—એ વાત કેટલેક અંશે સાચી છે, છતાં શરૂઆતમાં કેટલાકને તે વખતે પણ ગભરાવે તેવાં વિચાર, તેવા દૃશ્ય, તેવા અવાજ સંભળાયા

કરે છે છતાં ગુરુ સારા મળેલ હોય તો તેમાંથી શાંતિનો રસ્તો તે બતાવી આપે છે; પછી તો જાગ્રતમા પણ સુષુપ્તિના જેવી શાંતિ જાળવી શકાય છે જે વખતે જગતની મિથ્યા વસ્તુઓમાં મન દોડે છે તે વખતે આત્માનો આનંદ મળવો મુશ્કેલ પડે છે, જ્યારે એવી કલ્પનાઓ દોડતી હોતી નથી ત્યારે માત્ર આત્મા જ જ્ઞાન અને આનંદરૂપ થઈને રહે છે. જગત સાચું લાગશે ત્યાં સુધી મન તેમા દોડયા કરશે. સર્પ દેખાશે ત્યાં સુધી રજ્જુનું ભાન થશે નહિ. અત્યારે પણ જગત કહેતુ નથી કે હું સાચું છુ. તમે જ જગતને સાચા તરીકે લ્યો છો તમે જગતને સાચુ માનવા દોરો છો અને તમે પોતે કોણ છો ? તેની તે વખતે તમને ખબર નથી એ કેવી વિચિત્રતા ! જ્યારે તમારો વિચાર કરશો એટલે પ્રમાતાનો વિચાર કરશો ત્યારે તમને એમ લાગશે કે સમસ્ત જગત અને તેમાં રહેલ પદાર્થ પ્રાતિભાસિક છે. પ્રાતિભાસિક પદાર્થ જ્યારે જ્ઞાત હોય છે ત્યારે જ તેની સત્તા લાગે છે. અજ્ઞાત પ્રાતિભાસિકની સત્તા જ હોતી નથી. રજ્જુમાં અજ્ઞાત સર્પ કોઈ કાળે કોઈને ભય, ઉદ્વેગ કે વ્યાકુળતા ઉત્પન્ન કરી શકતો નથી. તે જ્યારે જ્ઞાત થાય છે ત્યારે જ પોતાનુ કાર્ય કરી શકે છે. તેવી જ રીતે બ્રહ્મમાં જગતના જ્ઞાનનું સમજવાનું છે. સર્વ પદાર્થ બ્રહ્મમા કલ્પિત હોવાથી ( જ્ઞાન થતાં કલ્પિત પદાર્થોનો અભાવ ) અધિષ્ઠાનરૂપ જણાય છે. જાગ્રતના સર્વ પદાર્થો અને તેનું જ્ઞાન સાથે જ ઉત્પન્ન થાય છે અને સાથે જ નષ્ટ થાય છે. એ સિદ્ધાંતને દૃષ્ટિ-સૃષ્ટિવાદ કહે છે. શ્રી અરવિંદ માત્ર એક જાગ્રત અવસ્થાનો [illegible] કરે છે તેથી સૃષ્ટિ-દૃષ્ટિવાદમા ઘણા વર્ષ સુધી ગુંચાઈ ગયેલ છે.

( અપૂર્ણ )

# યાજ્ઞવલ્કય અને મૈત્રેયી

લેખક :—શ્રી. નાનાલાલ દેવશંકર વૈદ્ય



પૂર્વે યાજ્ઞવલ્કય નામના એક મહર્ષિ થઈ ગયા છે. તેમને મૈત્રેયી અને કાત્યાયની નામની બે પત્નીઓ હતી. મૈત્રેયી બ્રહ્મસ્વરૂપના વાદવિવાદમાં અને તત્ત્વજ્ઞાનની ચર્ચામાં બહુ ઉત્સુકતા ધરાવતી હતી, અને કાત્યાયની ગૃહકાર્યમાં કુશળ સ્ત્રી જેવી બુદ્ધિ ધરાવતી હતી. મહર્ષિ યાજ્ઞવલ્કયે બ્રહ્મવિદ્યા સંબંધી સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. પોતાની ઉત્તરાવસ્થામાં એકાન્તમાં બ્રહ્મવિદ્યાનું અનુશીલન કરવા અને પરબ્રહ્મનો અપ્રતિહત અપરોક્ષ સાક્ષાત્કાર અનુભવ લેવા માટે સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છાથી તેમણે પોતાની મોટી પત્ની મૈત્રેયીને પાસે બોલાવીને કહ્યું :—" હવે હું આ ગૃહસ્થાશ્રમથી વધારે ઊંચો પારિવ્રાજ્ય આશ્રમ ધર્મ પાળવા ઇચ્છા ધરાવું છું, તે માટે તમારી અનુમતિ માગું છું, કેમ કે ભાર્યાની અનુજ્ઞા મેળવીને પતિએ સંન્યાસ લેવાનો નિયમ છે. તમે કાત્યાયનીને અહીં બોલાવી લાવો એટલે મારી પાસે જે કાંઈ દ્રવ્ય, માલમિલ્કત છે તેનો વિભાગ કરી દઈને તમારા સંબંધનો અંત આણું. "

મૈત્રેયી બ્રહ્મવાદિની તથા મોક્ષની ઇચ્છા રાખનારી હતી, એટલે દ્રવ્ય-વિભાગની વાત સાંભળી તેને ક્ષોભ થયો. તેણે પૂછ્યું—" ભગવન્, આપે જે દ્રવ્યની વાત કરી તે માટે મારે જાણવાની ઇચ્છા છે કે આ આખી પૃથ્વી

કળ્યથી પરિપૂર્ણ મારી આસિકીની થાય તો તેથી હું અમર થાઉં તેમ છે ?"

પોતાની સ્ત્રીનું આવું સુન્દર વાક્ય સાંભળી યાજ્ઞવલ્ક્ય મુનિ બહુ સંતુષ્ટ અને પ્રસન્ન થયા. તેમણે જવાબ આપ્યો-"ના, મૈત્રેયી, ના એ ધનસંપત્તિથી કે તેના વડે સાધ્ય થતાં કર્મોથી તું કદી પણ અમર થઇ શકીશ નહિ. અમરભાવ આપવાની એ ધનસંપત્તિમાં શક્તિ નથી. એના યોગે તું માત્ર ધનાઢ્ય થઇશ, અને ધનસંપત્તિવાળા સાધનસંપન્ન મનુષ્યને જેવી રીતે કોઇ પણ સાંસારિક વસ્તુનો અભાવ નથી હોતો, પૈસાથી મળતી દરેક પ્રકારની સગવડતાવાળુ જીવન તેઓ ગાળી શકે છે તેવી રીતે તું પણ વિવિધ સાંસારિક સગવડો સુખો અને અનુકૂળતાવાળું જીવન ગાળી શકે, પણ અમરતાને તો એ લક્ષ્મીના યોગે તું મેળવી શકીશ નહિ."

આ સાંભળી મૈત્રેયી બોલી :—"જે ધનસંપત્તિ અને તેના યોગે સાધ્ય થતાં કર્મો વડે મને અમરભાવ મળવાની આશા નથી, તો તેવી ધનસંપત્તિ અને તેના યોગે મળતા ભોગવિલાસો, વૈભવો અને સાંસારિક સુખો મારે શા કામનાં ? જેનામાં મને અમરતા આપવાની શકિત નથી અને જે મળવાથી હું અમરપદથી દૂર રહું તેવી ધનસંપત્તિ લઇ મારે શું કરવું ? જેના યોગે હું અમર થાઉં, મૃત્યુના પંજામાંથી સદાને માટે છૂટી જાઉં, તેનું સાધન આપ જો જાણો છો તો અમૃતત્વનું સાધન મને કહો."

વિત્ત અને તેથી સાધ્ય થતાં કર્મ મુક્તિનાં સાધન નથી એવા પોતાના અભિપ્રાયને મૈત્રેયી સમજી ગઇ એ જાણી મહર્ષિ સંતુષ્ટ થઇ બોલ્યા :—"પ્રિય મૈત્રેયી, તું મને ઘણા વખતથી પ્રિય છે, પરંતુ આજ તારું આ ચિત્તને અનુકૂળ કથન સાંભળી મને બહુ સંતોષ થયો છે. આજે તું મને વિશેષ પ્રિય થઇ છે આવ, મારી પાસે બેસ, અમરભાવ પામવાનું સાધન જાણવા તું ઇચ્છે છે તે સંબંધી હું તને ઉપદેશ આપીશ તે ધ્યાનપૂર્વક એકચિત્તે શ્રવણ કર."

ત્યાર પછી યાજ્ઞવલ્ક્ય મહર્ષિ મુક્તિનું સાક્ષાત્ સાધન આત્મજ્ઞાન છે અને તે વૈરાગ્યથી સધાય છે અને સિદ્ધ થાય છે એમ જાણી આત્મજ્ઞાનનો ઉપદેશ આપવા પહેલાં યોગ્ય વિષયો ઉપર જોવામાં આવતી પ્રીતિનું સ્વરૂપ સમજાવવા માંડયા :—

"મૈત્રેયી, અમર તો કેવળ આત્મજ્ઞાન વડે જ થવાય છે. આત્માના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થતાં મૃત્યુથી મુક્ત થવાય છે. આ આત્મા સર્વત્ર છે. મારું, તારું, સૌનું સ્વતત્ત્વ છે. એ આત્મતત્ત્વ જડચેતન સૌ ભૂતપ્રાણીમાં એકરૂપે વ્યાપી રહ્યું છે. આ આત્માની સત્તાથી ભિન્ન અને સ્વતંત્ર સત્તા કોઇની પણ નથી. આ આત્મા જ પરમ પ્રેમનું સ્થાન છે. પ્રેમસ્વરૂપ છે. આત્મા પ્રિયસ્વરૂપ છે. દરેક પ્રાણીને પોતે હમેશાં હોય, કદી પોતે ન હોય એમ બને નહિ. એવી નિરતિશય પ્રત્યક્ષ આત્મપ્રીતિ હોય છે. આ આત્મા સદાસર્વદા સર્વકાળમાં સર્વ સ્થળમાં પ્રિય જ, પ્રિય રૂપ છે. પોતાનો આત્મા કોઇને કદી પણ અપ્રિય થતો નથી. પત્નીનો પતિમાં જે પ્રેમ હોય છે તે પ્રેમ કાંઇ પતિને ખાતર હોતો નથી પણ પોતાનાં કારણથી જ પોતાનો આત્મા પ્રિય છે માટે, પત્ની પતિમાં પ્રેમ રાખે છે; તેમ જ પતિ કેવળ પત્નીના કારણથી પત્નીમાં પ્રેમ રાખતો નથી, કિંતુ પોતાના આત્માને ખાતર જ પત્નીમાં પ્રેમ રાખે છે. આવી જ રીતે, પુત્ર, ધન, બ્રાહ્મણ, ક્ષત્રિય, લોક, દેવ, ભૂત, સર્વ વસ્તુમાત્ર આત્માનાં પ્રયોજન માટે જ પ્રિય લાગે છે. સર્વે વસ્તુ આત્માની પ્રિયતાને લઇને જ પ્રિય લાગે છે. કોઈ પણ વસ્તુ તે વસ્તુને માટે પ્રિય નથી લાગતી. પ્રીતિનું સ્થાન એ વસ્તુ નથી; પણ આત્મા જ મુખ્ય રૂપે પરમ પ્રેમનું સ્થાન છે. જ્યાં જેટલે અંશે પોતાના આત્માનું દર્શન થાય ત્યાં તેટલે અંશે પ્રીતિનો અને આનન્દનો અનુભવ થાય છે. આત્માનુસંધાનમાં જ પ્રિયતા અને આનન્દ રહેલાં છે. જેને સર્વત્ર આત્માનુસંધાન સદાકાળ સર્વ અવસ્થામાં રહે છે તેનો આનન્દ અવર્ણ્ય છે. અક્ષય સુખની ઇચ્છાવાળાએ સર્વત્ર સર્વદા સર્વ અવસ્થામાં એ આત્માનુસંધાન રાખવું જોઇએ. એ આત્માનું દર્શન શ્રવણ મનન કરવું જોઇએ અને એ તત્ત્વનો અપરોક્ષ અનુભવ લેવો જોઈએ. એ આત્માનું દર્શન, શ્રવણ, મનન થતાં આ સર્વનું વિજ્ઞાન થઈ જાય છે.

તારે એવી શંકા ન કરવી કે એક આત્માને જાણવાથી બધું કેમ જાણી જવાતું હશે. કેમકે આ દેખાવમાં આવતાં નામરૂપાત્મક જગતને પોતાની પૃથક્ અને સ્વતંત્ર સત્તા નથી. આત્માની સત્તાથી જગત સત્તાવાન દેખાય છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણે અવસ્થામાં જગત્ આત્માથી

પૃથક્ અને સ્વતંત્ર સત્તા ધરાવતું નથી. આ બ્રાહ્મણ, આ ક્ષત્રિય, આ લોક, આ સર્વભૂત, આ સર્વ જે છે તે આ આત્મા જ છે, કે જે આત્માનું દર્શન શ્રવણ મનન નિદિધ્યાસનથી કરવાનો ઉપદેશ આપ્યો છે. આ આત્માથી પૃથક્ રીતે કોઇ પણ વસ્તુનું ગ્રહણ થઈ શકતું ન હોવાથી આ સર્વ આત્મા જ છે. અને આ એક આત્માના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થવાથી સર્વનું જ્ઞાન થઇ જાય છે.

તમે પૂછશો કે આ દૃશ્યમાન થતું વિશ્વ આત્મા જ છે એવું જ્ઞાન મેળવવું અશક્ય છે, તો તમને દૃષ્ટાન્તથી એ જ્ઞાન સુલભ રીતે બતાવું છું. આ આત્મા ચિત્સ્વરૂપ છે, અને આ ચિત્સ્વરૂપતા છે. વિશ્વગત પદાર્થ માત્રમાં આ ચિત્સત્તા અનુસ્યૂત રહી છે. તેને જ આધારે વિશ્વના સમગ્ર પદાર્થો રહેલા છે. આ ચિદ્વસ્તુને પૃથક્ રાખીને કોઇ પણ પદાર્થ સ્વતઃ સિદ્ધ સ્વાધીન સત્તા ધરાવતો નથી, આ લોકમાં પણ જોવામાં આવે છે કે જે વસ્તુનું ગ્રહણ જે સ્વરૂપથી પૃથક્ રીતે થઇ શકતું ન હોય, તે વસ્તુનું તે સ્વરૂપ જ હોય છે. આત્માથી બ્રહ્મથી વ્યતિરિક્ત કોઇ પણ વસ્તુનું ગ્રહણ થઇ શકતું ન હોવાથી વસ્તુમાત્ર આત્મસ્વરૂપ જ છે. આત્માથી ભિન્ન કાંઈ પણ નથી. ઢોલ વાગતો હોય, શંખ ફુંકાતો હોય કે વીણા વાગતી હોય ત્યારે તેમાંથી મૃદુ, તીવ્ર, વિશેષ વિશેષ ધ્વનિ નીકળે છે. આ જુદા જુદા ધ્વનિને તે વસ્તુના આઘાત જનિત સાધારણ ધ્વનિથી પૃથક્ અને સ્વતંત્રરૂપે ગ્રહણ કરી શકાતા નથી. શબ્દ સામાન્ય ગ્રહણ થાય છે તેથી જ તદ્ગત વિશેષ ધ્વનિનું ગ્રહણ થાય છે. એ મૃદુ, તીવ્રાદિ વિશેષ વિશેષ ધ્વનિ એ સામાન્ય ધ્વનિમાં જ સમાએલા હોય છે. તેનાથી જુદા નથી. તેવી જ રીતે જગતની સ્થિતિ કાલે જુદે જુદે નામે અને જુદે જુદે રૂપે પ્રતીત થતા પદાર્થમાત્ર એ સર્વમાં અનુસ્યૂત ચિદ્વસ્તુમાં બ્રહ્મમાં અંતર્ગત છે. એ શુદ્ધ સત્તાથી પૃથક્ ભિન્ન જગતની સત્તા નથી. એટલે આ જગત્ બ્રહ્મસ્વરૂપ જ છે.

ધૂમાડો, તેજ, તણખા, અંગાર–કોલસારૂપે અગ્નિથી વિભક્ત થઇ સ્વતંત્ર રૂપે દેખાય છે. તે પહેલાં જેમ એક અગ્નિ જ હોય છે, તેમ જ વિવિધ નામરૂપ આકારે વિભક્ત થઈ દેખાવ દીધા પહેલાં આ જગત્ એ પ્રજ્ઞાનઘન બ્રહ્મમાં અવિભક્તપણે અવસ્થિત હતું. મનુષ્યના શ્વાસ પ્રશ્વાસ જેવી રીતે

ચાલ્યા કરે છે. તેવી રીતે આ એક પ્રજ્ઞાનઘન બ્રહ્મથી પુરાણાદિ ઉત્પન્ન થયાં છે.

ઉત્પત્તિ અને સ્થિતિ કાલે જેવી રીતે બ્રહ્મસત્તાથી વ્યતિરિક્ત જગતની સત્તા નથી તેવી રીતે પ્રલયકાળે પણ જગત્‌ની સત્તા બ્રહ્મ સત્તાથી વ્યતિરિક્ત ન હોવાથી જગત્ બ્રહ્મમય છે, એ તને દૃષ્ટાન્તથી સમજાવું છું. ફીણ, તરંગ, પરપોટાનો અભાવ છે; તેવી રીતે આ જુદા નામરૂપે જોવામાં આવતાં જગતનો પ્રજ્ઞાનથી વ્યતિરિક્તપણે અભાવ છે. ફીણ, તરંગ, પરપોટા તે રૂપે દેખાયા પૂર્વે તેમ જ તે રૂપે દેખાય છે ત્યારે અને તેનો લય થઇ જાય છે ત્યારે એ સમુદ્ર જળ જ હોય છે, તેવી રીતે આ નામરૂપ ક્રિયાવાળું જગત ઉત્પત્તિ પૂર્વે ઉત્પન્ન થયા પછી અને પ્રલય થયા પછી બ્રહ્મથી જુદી સત્તા ધરાવતું નથી. એટલે આ મહાકારણ સત્તાથી વ્યતિરિક્ત જગતનો અભાવ છે. જગત્ એ કોઇ પૃથક્ સત્તા ધરાવતો પદાર્થ નથી. નામરૂપ ક્રિયાના સમૂહ રૂપ જગત્‌માં એ કારણ સત્તા અનુગત રહેલી છે એટલે એ કારણ સત્તાથી જુદું એવું કોઇ કાર્ય છે જ નહિ. જગત્‌નો પ્રલય બે પ્રકારનો છે. સ્વાભાવિક પ્રલય કલ્પાંતે થાય છે તે અને બીજો આત્યંતિક પ્રલય આત્મજ્ઞાનથી થાય છે. તે સ્વાભાવિક પ્રલય માટે સમુદ્રજળનાં દૃષ્ટાન્તથી તમને સમજાવું છું. જેવી રીતે નદી, કૂવા, તળાવ કિંવા વાવનાં વિશેષ વિશેષ જળ સમુદ્રનાં સામાન્ય જળમાં લીન થઇ જાય છે, અવિભક્તપણે વિલીન થઈ જાય છે; વિશેષ વિશેષ જળની સત્તા સમુદ્રની સામાન્યજળથી સ્વતંત્ર જુદી નથી, એ બધાં વિશેષ વિશેષ જળસમૂહનો એકમાત્ર આશ્રય સમુદ્ર જળ છે, તેવી રીતે સ્વાભાવિક પ્રલયકાળે શબ્દ સ્પર્શાદિ ગ્રાહ્ય વિષય વર્ગ અને તેના ગ્રાહક ઇન્દ્રિયવર્ગ એ સર્વ પ્રધાન છે. બ્રહ્મ સત્તામાં વિલીન થઇ જાય છે બ્રહ્મસત્તાથી તેમની જુદી સ્વતંત્ર સત્તા હોતી નથી. સર્વ જગત્ સત્તામાં લીન થઈ જાય છે. મૈત્રેયી, ઉપરનાં દૃષ્ટાંતોથી તને સમજાયું હશે કે આ દેખવામાં આવતું જગત તેની ઉત્પત્તિ પૂર્વે સ્થિતિકાળે તેમ જ પ્રલય અવસ્થામાં—એ ત્રણે અવસ્થામાં પ્રજ્ઞાનઘન બ્રહ્મથી વ્યતિરિક્તરૂપે સ્વતંત્ર સત્તા ધરાવતું નથી. જગતમાં જોવામાં આવતી વિવિધ પ્રકારની ક્રિયાઓ પણ આ બ્રહ્મશક્તિથી જુદી નથી. નામ, રૂપ, વસ્તુ સંભવ આદિ સર્વમાં આ બ્રહ્મસત્તા અનુગત

પૃથક્ અને સ્વતંત્ર સત્તા ધરાવતું નથી. આ બ્રાહ્મણ, આ ક્ષત્રિય, આ લોક, આ સર્વભૂત, આ સર્વ જે છે તે આ આત્મા જ છે, કે જે આત્માનું દર્શન શ્રવણ મનન નિદિધ્યાસનથી કરવાનો ઉપદેશ આપ્યો છે. આ આત્માથી પૃથક્ રીતે કોઇ પણ વસ્તુનું ગ્રહણ થઈ શકતું ન હોવાથી આ સર્વ આત્મા જ છે. અને આ એક આત્માનાં યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થવાથી સર્વનું જ્ઞાન થઇ જાય છે.

તમે પૂછશો કે આ દૃશ્યમાન થતું વિશ્વ આત્મા જ છે એવું જ્ઞાન મેળવવું અશક્ય છે, તો તમને દૃષ્ટાન્તથી એ જ્ઞાન સુલભ રીતે બતાવું છું. આ આત્મા ચિત્સ્વરૂપ છે, અને આ ચિત્સ્વરૂપતા છે. વિશ્વગત પદાર્થ માત્રમાં આ ચિત્સત્તા અનુસ્યૂત રહી છે. તેને જ આધારે વિશ્વના સમગ્ર પદાર્થો રહેલા છે. આ ચિદ્વસ્તુને પૃથક્ રાખીને કોઇ પણ પદાર્થ સ્વતઃ સિદ્ધ સ્વાધીન સત્તા ધરાવતો નથી, આ લોકમાં પણ જોવામાં આવે છે કે જે વસ્તુનું ગ્રહણ જે સ્વરૂપથી પૃથક્ રીતે થઇ શકતું ન હોય, તે વસ્તુનું તે સ્વરૂપ જ હોય છે. આત્માથી બ્રહ્મથી વ્યતિરિક્ત કોઇ પણ વસ્તુનું ગ્રહણ થઇ શકતું ન હોવાથી વસ્તુમાત્ર આત્મસ્વરૂપ જ છે. આત્માથી ભિન્ન કાંઈ પણ નથી. ઢોલ વાગતો હોય, શંખ ફુંકાતો હોય કે વીણા વાગતી હોય ત્યારે તેમાંથી મૃદુ, તીવ્ર, વિશેષ વિશેષ ધ્વનિ નીકળે છે, આ જુદા જુદા ધ્વનિને તે વસ્તુના આઘાત જનિત સાધારણ ધ્વનિથી પૃથક્ અને સ્વતંત્રરૂપે ગ્રહણ કરી શકાતા નથી. શબ્દ સામાન્ય ગ્રહણ થાય છે તેથી જ તદ્ગત વિશેષ ધ્વનિનું ગ્રહણ થઇ જાય છે. એ મૃદુ, તીવ્રાદિ વિશેષ વિશેષ ધ્વનિ એ સામાન્ય ધ્વનિમાં જ સમાએલા હોય છે. તેનાથી જુદા નથી. તેવી જ રીતે જગતની સ્થિતિ કાલે જુદે જુદે નામે અને જુદે જુદે રૂપે પ્રતીત થતા પદાર્થમાત્ર એ સર્વમાં અનુસ્યૂત ચિદ્વસ્તુમાં બ્રહ્મમાં અંતર્ગત છે. એ શુદ્ધ સત્તાથી પૃથક્ ભિન્ન જગતની સત્તા નથી. એટલે આ જગત્ બ્રહ્મસ્વરૂપ જ છે.

ધૂમાડો, તેજ, તણખા, અંગાર-કોટારૂપે અગ્નિથી વિભક્ત થઇ સ્વતંત્ર રૂપે દેખાય છે. તે પહેલાં જેમ એક અગ્નિ જ હોય છે, તેમ જ વિવિધ નામ-રૂપ આકારે વિભક્ત થઇ દેખાવ દીધા પહેલાં આ જગત્ એ પ્રજ્ઞાનઘન બ્રહ્મ સત્તામાં અવિભક્તપણે અવસ્થિત હતું. મનુષ્યના શ્વાસ પ્રશ્વાસ જેવી રીતે

ચાલ્યા કરે છે. તેવી રીતે આ એક પ્રજ્ઞાનઘન બ્રહ્મથી પુરાણાદિ ઉત્પન્ન થયાં છે.

ઉત્પત્તિ અને સ્થિતિ કાલે જેવી રીતે બ્રહ્મસત્તાથી વ્યતિરિક્ત જગતની સત્તા નથી તેવી રીતે પ્રલયકાળે પણ જગત્‌ની સત્તા બ્રહ્મ સત્તાથી વ્યતિરિક્ત ન હોવાથી જગત્ બ્રહ્મમય છે, એ તને દૃષ્ટાન્તથી સમજાવું છું. ફીણ, તરંગ, પરપોટાનો અભાવ છે; તેવી રીતે આ જુદા નામરૂપે જોવામાં આવતાં જગતનો પ્રજ્ઞાનથી વ્યતિરિક્તપણે અભાવ છે. ફીણ, તરંગ, પરપોટા તે રૂપે દેખાયા પૂર્વે તેમ જ તે રૂપે દેખાય છે ત્યારે અને તેનો લય થઇ જાય છે ત્યારે એ સમુદ્ર જળ જ હોય છે, તેવી રીતે આ નામરૂપ ક્રિયાવાળું જગત ઉત્પત્તિ પૂર્વે ઉત્પન્ન થયા પછી અને પ્રલય થયા પછી બ્રહ્મથી જુદી સત્તા ધરાવતું નથી. એટલે આ મહાકારણ સત્તાથી વ્યતિરિક્ત જગતનો અભાવ છે. જગત્ એ કોઈ પૃથક્ સત્તા ધરાવતો પદાર્થ નથી. નામરૂપ ક્રિયાના સમૂહ રૂપ જગત્‌માં એ કારણ સત્તા અનુગત રહેલી છે એટલે એ કારણ સત્તાથ જુદું એવું કોઈ કાર્ય છે જ નહિ. જગતનો પ્રલય બે પ્રકારનો છે. સ્વાભાવિક પ્રલય કલ્પાંતે થાય છે તે અને બીજો આત્યંતિક પ્રલય આત્મજ્ઞાનથી થાય છે. તે સ્વાભાવિક પ્રલય માટે સમુદ્રજળનાં દૃષ્ટાન્તથી તમને સમજાવું છું. જેવી રીતે નદી, કૂવા, તળાવ કિંવા વાવનાં વિશેષ વિશેષ જળ સમુદ્રનાં સામાન્ય જળમાં લીન થઇ જાય છે, અવિભક્તપણે વિલીન થઈ જાય છે; વિશેષ વિશેષ જળની સત્તા સમુદ્રના સામાન્યજળથી સ્વતંત્ર જુદી નથી, એ બધાં વિશેષ વિશેષ જળસમૂહનો એકમાત્ર આશ્રય સમુદ્ર જળ છે, તેવી રીતે સ્વાભાવિક પ્રલયકાળે શબ્દ સ્પર્શાદિ બાહ્ય વિષય વર્ગ અને તેના ગ્રાહક ઇન્દ્રિયવર્ગ એ સર્વ પ્રધાન છે. બ્રહ્મ સત્તામાં વિલીન થઇ જાય છે બ્રહ્મસત્તાથી તેમની જુદી સ્વતંત્ર સત્તા હોતી નથી. સર્વ જગત્ સત્તામાં લીન થઈ જાય છે મૈત્રેયી, ઉપરનાં દૃષ્ટાંતોથી તને સમજાયું હશે કે આ દેખવામાં આવતુ જગત તેની ઉત્પત્તિ પૂર્વ સ્થિતિકાળે તેમ જ પ્રલય અવસ્થામાં–એ ત્રણે અવસ્થામાં પ્રજ્ઞાનઘન બ્રહ્મથી વ્યતિરિક્તરૂપે સ્વતંત્ર સત્તા ધરાવતું નથી. જગતમાં જોવામાં આવતી વિવિધ પ્રકારની ક્રિયાઓ પણ આ બ્રહ્મશક્તિથ જુદી નથી. નામ, રૂપ, વસ્તુ સંભવ આદિ સર્વમાં આ બ્રહ્મસત્તા અનુગ-

પૃથક્ અને સ્વતંત્ર સત્તા ધરાવતું નથી. આ બ્રાહ્મણ, આ ક્ષત્રિય, આ લોક, આ સર્વભૂત, આ સર્વ જે છે તે આ આત્મા જ છે, કે જે આત્માનું દર્શન શ્રવણ મનન નિદિધ્યાસનથી કરવાનો ઉપદેશ આપ્યો છે. આ આત્માથી પૃથક્ રીતે કોઇ પણ વસ્તુનું ગ્રહણ થઈ શકતું ન હોવાથી આ સર્વ આત્મા જ છે. અને આ એક આત્માનાં યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થવાથી સર્વનું જ્ઞાન થઇ જાય છે.

તમે પૂછશો કે આ દશ્યમાન થતું વિશ્વ આત્મા જ છે એવું જ્ઞાન મેળવવું અશક્ય છે, તો તમને દૃષ્ટાન્તથી એ જ્ઞાન સુલભ રીતે બતાવું છું. આ આત્મા ચિત્સ્વરૂપ છે, અને આ ચિત્સ્વરૂપતા છે. વિશ્વગત પદાર્થ માત્રમાં આ ચિત્સત્તા અનુસ્યૂત રહી છે. તેને જ આધારે વિશ્વના સમગ્ર પદાર્થો રહેલા છે. આ ચિદ્‌વસ્તુને પૃથક્ રાખીને કોઇ પણ પદાર્થ સ્વતઃ સિદ્ધ સ્વાધીન સત્તા ધરાવતો નથી. આ લોકમા પણ જોવામાં આવે છે કે જે વસ્તુનું ગ્રહણ જે સ્વરૂપથી પૃથક્ રીતે થઇ શકતું ન હોય, તે વસ્તુનું તે સ્વરૂપ જ હોય છે. આત્માથી બ્રહ્મથી વ્યતિરિક્ત કોઇ પણ વસ્તુનું ગ્રહણ થઇ શકતું ન હોવાથી વસ્તુમાત્ર આત્મસ્વરૂપ જ છે. આત્માથી ભિન્ન કાંઈ પણ નથી. ઢોલ વાગતો હોય, શંખ ફૂંકાતો હોય કે વીણા વાગતી હોય ત્યારે તેમાંથી મૃદુ, તીવ્ર, વિશેષ વિશેષ ધ્વનિ નીકળે છે. આ જુદા જુદા ધ્વનિને તે વસ્તુના આઘાત જનિત સાધારણ ધ્વનિથી પૃથક્ અને સ્વતંત્રરૂપે ગ્રહણ કરી શકાતા નથી. શબ્દ સામાન્ય ગ્રહણ થાય છે તેથી જ તદ્‌ગત વિશેષ ધ્વનિનું ગ્રહણ થાય છે. એ મૃદુ, તીવ્રાદિ વિશેષ વિશેષ ધ્વનિ એ સામાન્ય ધ્વનિમાં જ સમાએલા હોય છે. તેનાથી જુદા નથી. તેવી જ રીતે જગતની સ્થિતિ કાલે જુદે જુદે નામે અને જુદે જુદે રૂપે પ્રતીત થતા પદાર્થમાત્ર એ સર્વમાં અનુસ્યૂત ચિદ્‌વસ્તુમાં બ્રહ્મમાં અંતર્ગત છે. એ મુખ્ય સત્તાથી પૃથક્ ભિન્ન જગતની સત્તા નથી. એટલે આ જગત્ બ્રહ્મસ્વરૂપ જ છે.

ધૂમાડો, તેજ, તણખા, અંગાર-કોલારૂપે અગ્નિથી વિભક્ત થઈ સ્વતંત્ર રૂપે દેખાય છે. તે પહેલાં જેમ એક અગ્નિ જ હોય છે, તેમ જ વિવિધ નામરૂપ આકારે વિભક્ત થઈ દેખાવ દીધા પહેલાં આ જગત્ એ પ્રજ્ઞાનઘન બ્રહ્મસત્તામાં અવિભક્તપણે અવસ્થિત હતું. મનુષ્યના શ્વાસ પ્રશ્વાસ જેવી રીતે

અમુકની દીકરી, મારું કર્મ, અમુક ફળ માટે કર્મ કરીશ. ફળ મેળવીશ, ફળ ભોગવીશ. હું સુખી, હું દુઃખી, હું ભૂખી તરસી, મારો જન્મ મારું મરણ, મારો સંસાર, મારો મોક્ષ, ઈત્યાદિ ઈત્યાદિ અનેક માન્યતાઓ અને કામનાઓ તારામાં જામી ગઈ છે. આ જામીને ઘટ્ટ થઈ ગયેલી માન્યતાઓ, કલ્પનાઓ, વાસનાઓ, કામનાઓ રૂપે જ તું પોતાને માની બેઠી છે એ તારો સ્થૂલભાવ, જીવભાવ, મૈત્રેયીપણું તે મીઠાનો ગાંગડો સમજ. આ સ્થૂલભાવ શરીર ઈન્દ્રિયાદિના સંપર્કને લીધે ભ્રાન્તિથી થએલો છે. મીઠાનો ગાંગડો સમુદ્રજળમાં પડતાં તેની તાપથી થએલી કઠિનતા ગળી જઈ પોતાના મૂળ સ્વરૂપમાં એકાકાર થઇ જાય છે. તેનાં નામરૂપ, આકાર તે વખતે રહેતાં નથી તેવી જ રીતે મહાસમુદ્ર સ્થાનીય પરમાત્મામાં તારો એ સ્થૂલભાવ, જીવભાવ વિલીન થતાં તું પોતાનાં એ મૂળ કારણમાં મળી જઈશ. જન્મમરણ, ભૂખતરસ, રાગદ્વેષ, શોકમોહ વગેરે સંસારધર્મોનો તે અવસ્થામાં નાશ થઈ જશે. તું એ વિજ્ઞાનઘન પરમાત્મામાં એકરસ થઈ જઈશ. પછી એ દેહ, ઈન્દ્રિય, મન, બુદ્ધિ, પ્રાણના ધર્મોથી વિમુક્ત દશામાં વિશેષ-વિશેષ સંજ્ઞા, જેવી કે હું અમુક, હું અમુકની ભાર્યા, અમુકનો પુત્ર, મારું ધન, મારું ક્ષેત્ર, હું સુખીદુઃખી વગેરે વગેરે જુદી જુદી માન્યતાઓ નાશ પામે છે. આ જુદી જુદી માન્યતાઓ, ભિન્ન ભિન્ન જ્ઞાન, ભેદદૃષ્ટિ, અવિદ્યાનો ઉચ્છેદ કરવાનો છે. શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી પરમાત્મવિદ્યાનો ઉદય થાય છે, ત્યારે આ વિશેષ વિશેષ સંજ્ઞાઓ, વિશેષ દૃષ્ટિ, ભિન્નતા બોધ રહેતાં નથી. જળમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે તે જળ લઈ લેતાં એ સૂર્યબિંબ પોતાનાં સ્વરૂપમાં ભળી જાય છે, તેમ ભેદદૃષ્ટિ અવિદ્યા દૂર થતાં વિશેષ વિશેષ સંજ્ઞાધારી જીવભાવ પોતાના મૂળ સ્વરૂપ વિજ્ઞાનઘન પરમાત્મામાં ભળી જાય છે. આ પરમાર્થ દર્શન છે.

યાજ્ઞવલ્ક્યની આ વાણી સાંભળી મૈત્રેયી કહેવા લાગી :-" સ્વામિન્, મારાં વ્યક્તિત્વનો નાશ થઈ જવાનું જણાવી મને ભ્રાન્તિમાં તમે નાંખી છે. આપનાં આ કથનનો ભાવાર્થ હું સમજી શકી નથી. મારા વ્યક્તિત્વનો નાશ થઇ જાય તો પછી રહે જ શું ?"

યાજ્ઞવલ્ક્ય મુનિએ જવાબ આપ્યો :-" મૈત્રેયી, તને ભ્રમણામાં નાખ-

છે. સર્વત્ર સદાસર્વદા એકરૂપે રહેલ આ બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે ને રૂપ આકારદૃષ્ટિ–ભેદબુદ્ધિ–અન્યત્વ દર્શનનો અત્યંત નિઃશેષ નાશ થઈ જાય છે ત્યારે જગત બુદ્ધિ રહેતી નથી. જગતનો આત્યંતિક પ્રલય થાય ત્યારે બુદ્ધિકૃત પ્રલય–સર્વત્ર સર્વ અવસ્થામાં સદાસર્વદા વિશ્વના બધા પદાર્થો-બાહ્ય ક્રિયાઓમાં કેવળ બ્રહ્મસત્તાનું દર્શન–જગત પ્રપંચનો નિઃશેષ લય કહેવાય. મૈત્રેયી, બ્રહ્મ નિરપેક્ષ જગતના કોઈ પદાર્થની સ્વતંત્ર અને સ્વાધીન સત્તા નથી તેમ ક્રિયા નથી એવો સતત અભ્યાસ રાખજે. આ અભ્યાસનો પરિપાક થતાં સર્વત્ર એ જ એક આત્માનું દર્શન થશે. આત્મસ્વરૂપમાં તારી આ જગત વિષેની અને તારા વિષેની પરિચ્છિન્ન અને ભ્રાન્ત માન્યતાઓ લીન થઈ જશે. "આ હું, આ મારું, આ તે" વગેરે વિશેષ વિશેષ ભેદબુદ્ધિ જતી રહેશે. સર્વત્ર સર્વ ઇન્દ્રિયોથી એ જ એક પરમાત્માનો અનુભવ થશે. આ પરમાર્થ દર્શન તને એક સુંદર દૃષ્ટાન્તથી સમજાવું છું. સાંભળ, મીઠાનો કઠણ ગાંગડો, એ સમુદ્રજળનો વિકાર છે. સમુદ્રના પાણી ક્યારામાં છે, ત્યાં સૂર્યના તાપથી તે પાણી જામી જાય છે. આ જામી ગયેલું કઠણ પાણી, તે મીઠાનો ગાંગડો કહેવાય છે. આ ગાંગડાને તેના ઉપાદાન કારણરૂપ જળમાં નાખવામાં આવે તો સૂર્યના તાપથી થએલી કઠિનતા, શીતળ પાણીના સંસર્ગથી જતી રહે છે, અર્થાત્ મીઠાનો તે ગાંગડો પાણીમાં ગળી જઈ મળી જાય છે. એકાકાર થઈ જાય છે. પછી તે ગાંગડો પાણીમાંથી જુદો પાડી કાઢી શકાતો નથી. જ્યાંથી પાણી કાઢીએ ત્યાંથી તેનો લવણનો રસ, સ્વાદ, મળી શકે પણ આગળ જેવો કઠણ ગાંગડો મળી શકતો નથી. જુદી અવસ્થામાં સૂર્યના તાપથી જળને પ્રાપ્ત થએલ કાઠિન્યભાવ વિલુપ્ત થઈ ગયેલ હોવાથી પોતાનાં મૂળ સ્વરૂપમાં એકરસ થઈ મૂળ સ્વરૂપે રહે છે તે અવસ્થામાં આગન્તુક નામ અને રૂપ આકાર રહેતાં નથી.

એવી જ રીતે મૈત્રેયી, આ અનન્ત અપાર વિજ્ઞાનઘન પરમાત્મા મહા[illegible] સમજ. તું આ સમુદ્રજળથી જુદી નથી. તે સ્વરૂપ જ છે, પરંતુ [illegible]રીર, ઇન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિના સંબંધથી અવિદ્યાને લીધે જાણે કે તું [illegible] સંઘાતરૂપ પરિચ્છિન્ન હો એમ માની બેઠી છે. તું પોતાને અમુક કુળની, અમુક નામરૂપવાળી, અમુક જાતિની, અમુકની ભાર્યા,

અમુકની દીકરી, મારૂં કર્મ, અમુક ફળ માટે કર્મ કરીશ. ફળ મેળવીશ, ફળ ભોગવીશ, હું સુખી, હું દુખી, હું ભૂખી તરસી, મારો જન્મ, મારૂ મરણ, મારો સંસાર, મારો મોક્ષ, ઈત્યાદિ ઈત્યાદિ અનેક માન્યતાઓ અને કામનાઓ તારામાં જામી ગઈ છે. આ જામીને ઘટ્ટ થઈ ગયેલી માન્યતાઓ, કલ્પનાઓ, વાસનાઓ, કામનાઓ રૂપે જ તું પોતાને માની બેઠી છે એ તારો સ્થૂલભાવ, જીવભાવ, મૈત્રેયીપણું તે મીઠાનો ગાંગડો સમજ. આ સ્થૂલભાવ શરીર ઈન્દ્રિયાદિના સંપર્કને લીધે ભ્રાન્તિથી થએલો છે. મીઠાનો ગાંગડો સમુદ્રજળમાં પડતાં તેની તાપથી થએલી કઠિનતા ગળી જઇ પોતાના મૂળ સ્વરૂપમાં એકાકાર થઇ જાય છે. તેના નામરૂપ, આકાર તે વખતે રહેતાં નથી તેવી જ રીતે મહાસમુદ્ર સ્થાનીય પરમાત્મામાં તારો એ સ્થૂલભાવ, જીવભાવ વિલીન થતાં તું પોતાનાં એ મૂળ કારણમાં મળી જઈશ. જન્મમરણ, ભૂખતરસ, રાગદ્વેષ, શોકમોહ વગેરે સંસારધર્મોનો તે અવસ્થામાં નાશ થઈ જશે. તું એ વિજ્ઞાનઘન પરમાત્મામાં એકરસ થઈ જઈશ. પછી એ દેહ, ઈન્દ્રિય, મન, બુદ્ધિ, પ્રાણના ધર્મોથી વિમુક્ત દશામાં વિશેષ-વિશેષ સંજ્ઞા, જેવી કે હું અમુક, હું અમુકની ભાર્યા, અમુકનો પુત્ર, મારૂં ધન, મારૂં ક્ષેત્ર, હું સુખીદુઃખી વગેરે વગેરે જુદી જુદી માન્યતાઓ નાશ પામે છે. આ જુદી જુદી માન્યતાઓ, ભિન્ન ભિન્ન જ્ઞાન, ભેદદૃષ્ટિ, અવિદ્યાનો ઉચ્છેદ કરવાનો છે. શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી પરમાત્મવિદ્યાનો ઉદય થાય છે, ત્યારે આ વિશેષ વિશેષ સંજ્ઞાઓ, વિશેષ દૃષ્ટિ, ભિન્નતા બોધ રહેતાં નથી. જળમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે તે જળ લઈ લેતાં એ સૂર્યબિંબ પોતાનાં સ્વરૂપમાં ભળી જાય છે, તેમ ભેદદૃષ્ટિ અવિદ્યા દૂર થતાં વિશેષ વિશેષ સંજ્ઞાધારી જીવભાવ પોતાના મૂળ સ્વરૂપ વિજ્ઞાનઘન પરમાત્મામાં ભળી જાય છે. આ પરમાર્થ દર્શન છે.

યાજ્ઞવલ્કયની આ વાણી સાંભળી મૈત્રેયી કહેવા લાગી :—" સ્વામિન્, મારાં વ્યક્તિત્વનો નાશ થઈ જવાનું જણાવી મને ભ્રાન્તિમાં તમે નાખી છે. આપનાં આ કથનનો ભાવાર્થ હું સમજી શકી નથી. મારા વ્યક્તિત્વનો નાશ થઇ જાય તો પછી રહે જ શું ?"

યાજ્ઞવલ્કય મુનિએ જવાબ આપ્યો :—" મૈત્રેયી, તને ભ્રમણામાં નાખ-

વાની મારી વૃત્તિ નથી, તારી ભ્રાન્તિનો નિરાસ કરવા માટે જ આ પરમાર્થ દર્શન તને સમજાવ્યું છે. તું જેને તારું વ્યક્તિત્વ માની લે છે તે વ્યક્તિત્વ, અવિદ્યાએ ઉપજાવેલ છે. જેવી રીતે મીઠાનો ગાંગડો સૂર્યના તાપથી બંધાય છે તેવી રીતે વિશેષ વિશેષ સંજ્ઞા—"હું આ, હું અમુકનો પુત્ર, મારું આ ધન, મારું ક્ષેત્ર, મારું ધન, મારી સ્ત્રી" ઇત્યાદિ માન્યતાઓ અવિદ્યાથી જામી ગઈ છે. વિદ્યાથી આ માન્યતાઓ—આ વ્યક્તિત્વ નાશ પામે છે. દેહ ઇન્દ્રિયના સંધાનરૂપ ઉપાધિ અને તેના ધર્મોનો ક્ષય થાય છે, મીઠાનો ગાંગડો ગળી જાય છે. પણ તેનું મૂળ સ્વરૂપ પાણીનો નાશ થતો નથી તેમ મહાસમુદ્ર સ્થાનીય વિજ્ઞાનઘન પરમાત્મા અવિનાશી જ છે. આપણું વ્યક્તિત્વ, આપણા આ સંસારી ધર્મો, જન્મમરણ, ભૂખતરસ, શોકમોહ, રાગદ્વેષાદિ "*અહમ્ ઇદમ્*" ની માન્યતાઓ, એ સંસારધર્મ રહિત વિશુદ્ધ પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતા ક્ષય પામી જાય છે અર્થાત્ તારો પરમાર્થ સ્વરૂપનો નાશ થતો છે જ નહિ: નાશવાન તો મીઠાના ગાંગડા જેવો તારો જીવભાવ છે, કે જે અવિદ્યાના પ્રતાપે થએલ છે. અવિદ્યા એટલે ભેદદૃષ્ટિ કે અન્યત્વ દર્શન, જેને લીધે બ્રહ્મથી પૃથક્‌રૂપે, ભિન્નભાવે, પદાર્થાન્તરરૂપે વસ્તુની પ્રતીતિ થાય; વસ્તુનું અગ્રહણ-વિપરીત ગ્રહણ-સંશય ઉપસ્થાપક તામસ પ્રત્યય; —બ્રહ્મવિદ્યાથી આ અવિદ્યા, વિશેષ વિજ્ઞાન, ભિન્નતા બોધ નાશ પામે છે—પ્રકાશ થતાં અંધકાર નાશ પામે છે તેમ.

પરમ સંત એ પરમ પ્રેમસ્વરૂપ વિજ્ઞાનઘન ચૈતન્યૈકરસ પરમાત્માથી સ્વતંત્ર અને સ્વાધીન સત્તા જગતના કોઈ પણ પદાર્થની નથી જ્યારે એ પરમાર્થ દશામાં કર્તા, ક્રિયા, ક્રિયાનાં સાધન, ક્રિયાના અધિકરણ ક્રિયાના ફળ પરબ્રહ્મ પરમાત્માથી વ્યતિરિક્ત ભાવે સત્તા ધરાવતા નથી મહાચૈતન્ય સાગરથી, અનંત અપાર આત્મ ચૈતન્યથી વ્યતિરિક્ત ભાવે અન્ય વસ્તુની ઉપલબ્ધિ થતી નથી, જ્યાં સર્વની આત્મરૂપતા થએલી છે ત્યાં કોણ, કોના વડે કોને જોઇ શકે કે સાંભળી શકે? કોણ કોના ઓળખવામાં અથવા જાણવામાં આવી શકે? આ અનન્તને, આ વિજ્ઞાતાને જાણી શકીએ એમ બની કેવી રીતે શકે? તેનામાં અને તેના દ્વારા જ આપણે પ્રત્યેક વસ્તુને જાણી શકીએ છીએ, એટલે કોઇ પણ સાધનદ્વારા આ વિજ્ઞા

તાને જાણી શકાતો નથી. સ્વરૂપે વિજ્ઞાનઘન પરમાત્મા પોતે જ પોતાથી પ્રકટ છે. સદા સર્વત્ર સર્વના આત્મારૂપે પ્રાપ્ત જ છે. વિશ્વમાં જોવામાં આવતાં વિશેષ વિશેષ જ્ઞાનમાં એ અખંડ પરમાત્માની એ વિજ્ઞાનઘનની જ સત્તા વિલસી રહી છે. નામરૂપાદિ સંજ્ઞાઓનો વિલય તેમાં થતાં તે તે સંજ્ઞાને અભાવ થઈ ભિન્ન દૃષ્ટિ ટળી જઈ સર્વત્ર અભેદ દર્શન થાય છે. સર્વ વ્યાપક અનન્ત પરમાત્માનો સાક્ષાત્કાર થતાં સંજ્ઞા, પ્રક્ષ, વિભાગ આદિનું અસ્તિત્વ રહેતું નથી. ભિન્નતા અને વિભાગ આદિની ભ્રમિત માન્યતાએ રહેતી નથી. વ્યક્તિત્વમાં એ અનન્ત જ પ્રકાશી રહ્યો છે. દરેક વ્યક્તિ દરેક વસ્તુ, દરેક ક્રિયા એ અનન્ત આનન્દ સ્વરૂપ પરમાત્માનું વ્યક્ત સ્વરૂપ છે. આ સર્વત્ર, સર્વમાં વ્યાપી રહેલ, સર્વ વ્યાપક ચૈતન્ય સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરવો જોઈએ. મૈત્રેયી, અમર ભાવ તો એ આત્મ પ્રાપ્તિથી જ મળે છે. એ નિત્યપ્રાપ્ત આત્માને ન સમજવા દેનાર, ન જાણવા દેનાર, अहम्-इदम् ની માન્યતાઓ—"આ હું, આ મારૂં; આ તે" જેવી અનેક ભ્રામક અને પરિચ્છિન્ન કલ્પનાઓ ભેદબુદ્ધિ છે. આ ભેદબુદ્ધિનો નિરાસ કરી આત્માનું દર્શન કરવું જોઇએ. એ આત્મદર્શનના ઉપાય તને સમજાવ્યા, તે પ્રમાણે એ આત્માનું વિધિવત્ આચાર્ય પાસેથી, તેમ જ શાસ્ત્રોથી ખૂબ શ્રવણ કરવું જોઇએ. બુદ્ધિપૂર્વક તેનો વિચાર વિવેચન કરવાં જોઇએ, અને તેનાં જ ધ્યાનમાં નિમગ્ન થવું જોઇએ. અમર થવાનાં એ જ સાધન છે. આત્મજ્ઞાન જ કેવળ અમૃતત્વનું સાધન છે અને તે આત્માનાં શ્રવણ, મનન, નિદિધ્યાસનથી સર્વ સંન્યાસપૂર્વક આત્મજ્ઞાન નિષ્ઠાથી પમાય છે. મૈત્રેયિ, તેં અમૃતત્વનું સાધન પૂછ્યું. તે મેં તને સમજાવ્યું છે એ જ ઉપદેશ છે." આટલું કહી યાજ્ઞવલ્કયમુનિએ સંન્યાસ ગ્રહણ કર્યો.

આ પતિ–પત્નીના સંવાદની આખ્યાયિકામાંથી જે ઉપદેશ મળે છે, તેનો સારાંશ સક્ષેપમાં નીચે મુજબ સમજાય છેઃ—

૧ આ આખ્યાયિકાથી મન્દબુદ્ધિના અધિકારીને આત્માનન્દના ઉપદેશાર્થે શ્રુતિએ બોધ આપ્યો છે. મધ્યમ તેમ જ ઉચ્ચ કોટિના અધિકારીને વિવિધ દૃષ્ટાન્તોથી એ પરમ તત્ત્વનો બોધ કર્યો છે.

૨ અમર ભાવ પામવો એજ મનુષ્ય જીવનનું લક્ષ્ય છે. ધન, વૈ

નાશમિશ્રિત, સાંસારિક સંપત્તિ મેળવવી એ ખરું અને મુખ્ય લક્ષ્ય નથી. અમરભાવના એ સાધન નથી.

૩ અમરભાવ–મોક્ષનું સાક્ષાત્ સાધન આત્મજ્ઞાન છે

૪ ભોગ્ય વસ્તુમાં અને ભોક્તામાં જે પ્રેમ જોવામાં આવે છે તે પ્રેમનું સ્વરૂપ સમજવું જોઇએ. ભોગ્ય વસ્તુઓ પ્રિય લાગે છે તે ભોક્તાના સંબંધને લઇને જ પ્રિય લાગે છે. એ વસ્તુઓ સ્વરૂપે પ્રિય નથી ભોક્તા આત્મા સ્વતઃ પ્રિય સ્વરૂપ છે. અન્યત્ર પ્રેમ સ્વાભાવિક નથી આત્મપ્રેમ સ્વાભાવિક છે. એટલે ભોગ્ય વસ્તુઓ પરનો પ્રેમ આત્મામા જોડવો. ચિત્તવૃત્તિઓને વિષય કામનાઓમાંથી પરમાત્માભિમુખ કરવાનો અભ્યાસ રાખવો.

૫ આ જગતની સત્તા તેની ઉત્પત્તિપૂર્વે બ્રહ્મથી જુદી ન હતી, ઉત્પત્તિ પછી સ્થિતિકાળે પણ તેની સત્તા બ્રહ્મથી જુદી નથી, અને પ્રલય વખતે જગત લય પામશે ત્યારે પણ તેની સત્તા બ્રહ્મથી જુદી નહિ રહે. અર્થાત્ ત્રણે કાળમાં જગતને પોતાની સ્વતઃસિદ્ધ અને નિરપેક્ષ સત્તા છે જ નહિ.

૬ વિશ્વમા સર્વત્ર, સર્વકાળમા એકરૂપે આ બ્રહ્મ સત્તાને ઓળખવાનો તેનુ દર્શન કરવાનો અભ્યાસ રાખવો આ બ્રહ્મસત્તાથી જુદી અને સ્વાધીન સત્તા અને ક્રિયા કોઇ પણ પદાર્થની છે જ નહિ.

૭ આત્માથી પૃથક્ સ્વતંત્ર, નિરપેક્ષ સત્તા જગતને ન હોવાથી જિજ્ઞાસુએ જગતબુદ્ધિનો બ્રહ્માત્મૈક્ય બુદ્ધિદ્વારા લય કરવા પ્રયત્નશીલ રહેવું.

૮ અવિદ્યા એટલે "હું અમુક, મારું કર્મ, હું અમુક ફળ મેળવવા કરીશ," એવી એવી ભેદબુદ્ધિ. આવી ભેદબુદ્ધિ એ જ જીવનું જીવત્વ. એ જ માયા; એ જ અવિદ્યા.

૯ જીવમાં વિજ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ છે; તે બુદ્ધિ અને પ્રાણ. આ બન્ને સ્વરૂપતઃ એક છે–એ ઉપાધિના ધર્મોમા આત્માભિમાન આરોપવું નહિ. ઉપાધિના ધર્મો સાથે તદ્રૂપતા–તાદાત્મ્યાભિમાન દૂર કરવાનો અભ્યાસ રાખવો કે જેથી જીવભાવ નાશ પામે છે.

૧૦ પૂર્ણસ્વરૂપ પરબ્રહ્મથી જુદી કોઈ પણ પદાર્થની સ્વાધીન, નિરપેક્ષ સત્તા કે ક્રિયા નથી. ભેદબુદ્ધિ ટળતા મુક્તિનો લાભ થાય છે.

# ગ્રન્થસ્વીકાર

(૧) હૃદયાંજલિ :–લેખિકા—પ્રકાશિકા :—સૌ. ઇન્દુમતી દેસાઈ, ભરૂચ, પૃષ્ઠ ૮૪, કીંમત છાપી નથી. સૌ. ઇન્દુમતીબેન ભગવાનશ્રી કૃષ્ણચંદ્રનાં અનન્ય ઉપાસક છે. આ પહેલાં પણ એમના ભક્તહૃદયમાંથી પ્રેમપુનિત ઝરણાં વહેડાવી કાવ્યસીકર છાંટયાં છે. આમાં તો શ્રી. અંબાલાલ પુરાણીએ નાનો પણ સુંદર પ્રવેશક લખ્યો છે કારણ કે સૌ. ઇન્દુમતી શ્રી. અરવિન્દને પોતાના ગુરુદેવ માને છે એવો આમાં ઉલ્લેખ છે અને નથી. એથી શ્રી. અંબાલાલ પુરાણીએ ખરેજ, પ્રવેશક લખી ગુરુબન્ધુનો ધર્મ દીપાવ્યો છે. પ્રવેશકના શબ્દો જ અમે અહીં ઊતારીએ છીએ. "પાર્થિવ જીવનને, તેના ઘોર અજ્ઞાનને, અજ્ઞાનના નિરવધિ સંતાપોને, જીવનના અસહ્ય કલેશોને, દિવ્ય પ્રેમની સનાતન પિપાસા–કૃષ્ણમિલનની આતુરતા અને તેની તૃપ્તિની આશા સહ્ય બનાવે છે. બહેન ઇન્દુમતીના અંતરમાં એ પિપાસા સદા જાગ્રત રહો અને નિખિલ રસામૃતસિંધુ ગોપાળકૃષ્ણ પોતાની પ્રેમ-કરુણાથી તૃપ્ત કરો એ જ અભિલાષા અને પ્રાર્થના !"

(૨) ગીતા ભજનો :–પ્રકાશક, પ્રાણશંકર ભવાનીશંકર જોષી, બી. એ. હજુર-સેક્રેટરી, ગોંડલ. આ નાના એવા પુસ્તકમાં ભગવદ્‌ગીતાના કેટલાએક મુખ્યમુખ્ય મુદ્દા ઉપર લખાયેલાં ભજનો છે. સંસ્કારી કુટુંબમાંથી નિત્યપ્રતિ સ્વાધ્યાય કરનાર સજ્જનની ઊર્મિઓની આ પ્રતિકૃતિ છે. છેવટે શ્રી. નરસિંહ મહેતાનાં થોડાં ભજનો ઉમેરીને એની ઉપયોગિતા વધારી છે.

(૩) જીવનમુક્તિ વિવેક :–( સ્વામી વિદ્યારણ્યકૃત ); સંસ્કૃત ગ્રન્થનો ગુજરાતી અનુવાદ; અનુવાદક; શ્રી. શંકરદત્ત શાસ્ત્રી; પ્રકાશક :–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય; અમદાવાદ. પૃષ્ઠ ૨૨૦, કીંમત સવા રૂપીઓ. સુંદર, સુવાચ્ય મોટા અક્ષરોમાં તૈયાર થયેલો આ અનુવાદે ગુજરાતી ભાષામાં એક નવું જ પુસ્તક ઉમેર્યું છે. આ પહેલાં એક અનુવાદ ઘણાં વર્ષો પહેલાં લીમડી–કાઠિયાવાડથી શ્રી. હરિદત્ત શાસ્ત્રીજીકૃત છપાયો હતો. અત્યારે એ અપ્રાપ્ય છે આ મૂળ પુસ્તક પંચદશી નામના વેદાન્ત રચયિતા વિદ્યારણ્ય સ્વામીનું છે. મુખ્યત્વે જો કે આ ગ્રન્થ -

માંત્રસિદ્ધિ, સાંસારિક સંપત્તિ મેળવવી એ ખરું અને મુખ્ય લક્ષ્ય નથી અમરભાવના એ સાધન નથી

૩ અમરભાવ–મોક્ષનું સાક્ષાત્ સાધન આત્મજ્ઞાન છે

૪ ભોગ્ય વસ્તુમા અને ભોક્તામાં જે પ્રેમ જોવામા આવે છે તે પ્રેમનું સ્વરૂપ સમજવું જોઇએ ભોગ્ય વસ્તુઓ પ્રિય લાગે છે તે ભોક્તાના સુખ ધને લઇને જ પ્રિય લાગે છે એ વસ્તુઓ સ્વરૂપે પ્રિય નથી ભોક્તા આત્મા સ્વતઃ પ્રિય સ્વરૂપ છે અન્યત્ર પ્રેમ સ્વાભાવિક નથી આત્મપ્રેમ સ્વાભાવિક છે એટલે ભોગ્ય વસ્તુઓ પરનો પ્રેમ આત્મામાં જોડવો ચિત્તવૃત્તિઓને વિષય કામનાઓમાંથી પરમાત્માભિમુખ કરવાનો અભ્યાસ રાખવો

૫ આ જગતની સત્તા તેની ઉત્પત્તિપૂર્વે બ્રહ્મથી જુદી ન હતી, ઉત્પત્તિ પછી સ્થિતિકાળે પણ તેની સત્તા બ્રહ્મથી જુદી નથી, અને પ્રલય વખતે જગત લય પામશે ત્યારે પણ તેની સત્તા બ્રહ્મથી જુદી નહિ રહે અર્થાત્ ત્રણે કાળમાં જગતને પોતાની સ્વતઃસિદ્ધ અને નિરપેક્ષ સત્તા છે જ નહિ

૬ વિશ્વમા સર્વત્ર, સર્વકાળમા એકરૂપે આ બ્રહ્મ સત્તાને ઓળખવાનો તેનું દર્શન કરવાનો અભ્યાસ રાખવો આ બ્રહ્મસત્તાથી જુદી અને સ્વાધીન સત્તા અને ક્રિયા કોઇ પણ પદાર્થની છે જ નહિ

૭ આત્માથી પૃથક્ સ્વતંત્ર, નિરપેક્ષ સત્તા જગતને ન હોવાથી જિજ્ઞાસુએ જગતબુદ્ધિનો બ્રહ્માત્મૈક્ય બુદ્ધિદ્વારા લય કરવા યત્નશીલ રહેવું

૮ અવિદ્યા એટલે "હું અમુક, મારું કર્મ, હું અમુક ફળ મેળવવા કરીશ," એવી એવી ભેદબુદ્ધિ આવી ભેદબુદ્ધિ એ જ જીવનું જીવત્વ, એ જ માયા એ જ અવિદ્યા

૯ જીવમાં વિજ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ છે તે બુદ્ધિ અને પ્રાણ આ બન્ને સ્વરૂપત એક છે–એ ઉપાધિના ધર્મોમાં આત્માભિમાન આરોપવું નહિ ઉપાધિના ધર્મો સાથે તદ્રૂપતા–તાદાત્મ્યાભિમાન દૂર કરવાનો અભ્યાસ રાખવો કે જેથી જીવભાવ નાશ પામે છે

૧૦ પૂર્ણસ્વરૂપ પરબ્રહ્મથી જુદી કોઈ પણ પદાર્થની સ્વાધીન, નિરપેક્ષ સત્તા કે ક્રિયા નથી ભેદબુદ્ધિ ટળતા મુક્તિનો લાભ થાય છે

# ગ્રન્થસ્વીકાર

(૧) હૃદયાંજલિ :-લેખિકા—પ્રકાશિકા :—સૌ. ઇન્દુમતી દેસાઈ, ભરૂચ, પૃષ્ઠ ૮૪, કીંમત છાપી નથી. સૌ. ઇન્દુમતીબેન ભગવાનશ્રી કૃષ્ણચંદ્રનાં અનન્ય ઉપાસક છે. આ પહેલાં પણ એમના ભક્તહૃદયમાંથી પ્રેમપુનિત ઝરણાં વહેંગાવી કાવ્યસીકર છાંટયાં છે. આમાં તો શ્રી. અંબાલાલ પુરાણીએ નાનો પણ સુંદર પ્રવેશક લખ્યો છે કારણ કે સૌ. ઇન્દુમતી શ્રી. અરવિન્દને પોતાના ગુરુદેવ માને છે એવો આમાં ઉલ્લેખ છે અને નથી. એથી શ્રી. અંબાલાલ પુરાણીએ પરેજ, પ્રવેશક લખી ગુરુબન્ધુનો ધર્મ દીપાવ્યો છે. પ્રવેશકના શબ્દો જ અમે અહીં ઊતારીએ છીએ. " પાર્થિવ જીવનને, તેના ઘોર અજ્ઞાનને, અજ્ઞાનના નિરવધિ સંતાપોને, જીવનના અસહ્ય ક્લેશોને, દિવ્ય પ્રેમની સનાતન પિપાસા—કૃષ્ણમિલનની આતુરતા અને તેની તૃપ્તિની આશા સહ્ય બનાવે છે. બહેન ઇન્દુમતીના અંતરમાં એ પિપાસા સદા જાગ્રત રહો અને નિખિલ રસામૃતસિંધુ ગોપાળકૃષ્ણ પોતાની પ્રેમ-કરુણાથી તૃપ્ત કરો એ જ અભિલાષા અને પ્રાર્થના ! "

(૨) ગીતા ભજનો :-પ્રકાશક, પ્રાણશંકર ભવાનીશંકર જોષી, બી. એ. હજુરસેક્રેટરી, ગોંડલ. આ નાના એવા પુસ્તકમાં ભગવદ્ગીતાના કેટલાએક મુખ્યમુખ્ય મુદ્દા ઉપર લખાયેલાં ભજનો છે. સંસ્કારી કુટુંબમાંથી નિત્યપ્રતિ સ્વાધ્યાય કરનાર સજ્જનની ઊર્મિઓની આ પ્રતિકૃતિ છે. છેવટે શ્રી. નરસિંહ મહેતાનાં થોડાં ભજનો ઉમેરીને એની ઉપયોગિતા વધારી છે.

(૩) જીવનમુક્તિ વિવેક :-( સ્વામી વિદ્યારણ્યકૃત ): સંસ્કૃત ગ્રન્થનો ગુજરાતી અનુવાદ; અનુવાદક; શ્રી. શંકરદત્ત શાસ્ત્રી; પ્રકાશક :-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય; અમદાવાદ. પૃષ્ઠ ૨૨૦, કીંમત સવા રૂપીઓ. સુંદર, સુવાચ્ય મોટા અક્ષરોમાં તૈયાર થયેલો આ અનુવાદે ગુજરાતી ભાષામાં એક નવું જ પુસ્તક ઉમેર્યું છે. આ પહેલાં એક અનુવાદ ઘણાં વર્ષો પહેલા લીમડી-કાઠિયાવાડથી શ્રી. હરિદત્ત શાસ્ત્રીજીકૃત છપાયો હતો. અત્યારે એ અપ્રાપ્ય છે આ મૂળ પુસ્તક પંચદશી નામના વેદાન્ત ગ્રન્થના રચયિતા વિદ્યારણ્ય ,સ્વામીનું છે. મુખ્યત્વે જો કે આ ગ્રન્થ ચતુર્થાશ્રમીઓ

માટે જ લખાયેલો હોવા છતાં, એમાં વેદાન્તના સાધકને આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં મુખ્ય સાધન તરીકે તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ—એ ત્રણ સાધનની આવશ્યકતા મનાય છે, એની આમાં ખૂબ જ સ્પષ્ટ સમજણ આપી છે. સંન્યાસી આશ્રમ માટેના અધિકારની ચર્ચા પણ આમાં છે. અનુવાદક પ્રકાશકે ખૂબ જ પરિશ્રમ તથા કાળજીથી તૈયાર કરેલો આ ગ્રન્થ પ્રત્યેક જિજ્ઞાસુએ વાચવા–વિચારવા અને અભ્યાસ કરવા જેવો છે. સરળતા લાવવા પ્રથમ પ્રકરણની યોજનામાં થોડો ફેરફાર કર્યો છે, પણ એથી પુસ્તકની મૌલિકતામાં ક્ષતિ પડતી નથી.

(૪) આત્મરામાયણ : લેખક :—સ્વ. વૈદ્ય હરજીવનશંકર મૂળજી ગાજીપરવાળા. પ્રકાશક સ. સા. કાર્યાલય અમદાવાદ; પૃષ્ઠ ૧૩૮; કીંમત બાર આના

આ પુસ્તકમાં રામાયણમાં આવતાં પાત્રોનાં આધ્યાત્મિક–વેદાન્તભાવનાથી અર્થ સમજાવીને એને જ મૂળ આખ્યાયિકામાં ગૂંથ્યું છે. એક બાજુ રામાયણની સંક્ષિપ્ત કથા અને એની સાથે સાથે વેદાન્તનો પણ આમાં બોધ સમાવેલો છે.

(૫) અષ્ટાવક્રગીતા :—અનુવાદક શ્રી. રજનીકાંત મોદી, પ્રકાશક—સ સા. વર્ધક કાર્યાલય, અમદાવાદ પૃષ્ઠ ૭૨, કીમત આઠ આના વેદાન્તનું આ પ્રસિદ્ધ પુસ્તક છે. એના બીજા ગુજરાતી અનુવાદો આ પહેલાં પણ પ્રકટ થયેલા છે, છતાં આ અનુવાદ, સરલ અને સસ્તી કીમતે પ્રકટ થયો છે. એ જિજ્ઞાસુઓને ખાસ ઉપયોગી થઈ પડે એવો છે.

(૬) શ્રી. સદ્‌ગુરુસ્તવનમાળા–તથા–ગર્ભચિન્તામણિ—પ્રકાશક: શ્રી. મનીષાદેવી, પંચવટી, નાસિક: આમાં હિન્દી ભાષા અને ગુજરાતી અક્ષરોમાં છાપેલાં સદ્‌ગુરુસ્તવન, તથા બીજાં ગુજરાતી-હિન્દી ભજનો છે.

(૭) સદ્‌ગત શ્રી. ચંદુભાઈના પત્રો : (૮) શ્રી. ચંદુભાઈનું આત્મવૃત્તાંત—પ્રકાશક :—શ્રી. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; ખાર, મુંબઈ: રાંદેરના વતની શ્રી. ચંદુભાઈ, તત્ત્વજ્ઞાનના અભ્યાસ માટે જિજ્ઞાસુ મંડળમાં સુપ્રસિદ્ધ થઈ ગયા છે. પહેલાના પુસ્તકમાં એમના થોડા પત્રો, તથા બીજામાં એમના આત્મવૃત્તાન્ત સાથે જોધપુરમાં થઈ ગયેલા મહાત્મા દેવીદાનજીનું પણ જીવનવૃત્તાંત છે. શ્રી. ચંદુભાઈના મિત્રો એમનો સ્મારક ગ્રન્થ પ્રકટ કરવાની ઇચ્છા રાખે છે એ પ્રશંસનીય છે.

# પ્રસંગસ્ફૂર્તિ



સાબરકાંઠા ઔદીચ્ય બ્રહ્મોદય સમાજના મુંબઈમાં ઉજવાયેલા રજત મહોત્સવ અંગે પ્રમુખપદેથી કવિશ્રી ન્હાનાલાલે વ્યાખ્યાન આપ્યું હતું; સાબરકાંઠાના યાત્રા જેવા રહેલા ખંડેરોનો ઐતિહાસિક ખ્યાલ આપતું સુંદર વર્ણન એમાં હતું.—બનારસમા, કાશીનાગરી પ્રચારિણી સભાનો પંડિત માલવીયાજીના પ્રમુખપદે ૫૦ વર્ષે સુવર્ણ મહોત્સવ ઉજવાયો હિન્દી સાહિત્ય તથા દેવનાગરી લિપિના પ્રચારમા આ સંસ્થાનો બહુ મોટો ફાળો છે. —તા. ૨૨ મી ફેબ્રુઆરી એટલે મહા શિવરાત્રીને મંગલપર્વે જગદ્વંદ્ય મહાત્મા ગાંધીજીનાં ધર્મપત્ની અ. સૌ. શ્રી. કસ્તુરબાનો કારાવાસમાં દેહત્યાગ થયો. એમની પતિને પગલે પગલે અનુસરીને, મહાત્માજીની મહત્તા જીવનમાં ઊતારવાની અપ્રતિમ ભક્તિએ સમસ્ત દેશને પ્રેમમુગ્ધ કર્યો હતો. પરમાત્માએ તો એમને અવિચળ શાંતિ આપી: દેશ-સમાજ એમનાં જીવનમાંથી પ્રેરણા મેળવી જીવન કેળવે એજ અભિલાષા—દાંતા સ્ટેટમાં ગઢમહુડી ગામ પાસેના જંગલમાંથી ખોદકામ કરતાં પચીસ જૈનધર્મીની પ્રાચીન મૂર્તિઓ મળી આવી છે, જેમાંની કેટલીએક બબ્બે ફૂટ જેટલી ઊંચી છે. —મુંબઈ-મુકામે તાજેતરમાં યોજાયેલા ટાગોર સપ્તાહના અનુસંધાનમાં એક ટાગોર સોસાયટી ઊભી કરવાનો નિર્ણય કર્યો છે.—દિલ્હીમાં ચતુર્મુખ મહાયજ્ઞ અને મહાસંમેલન થઈ ગયું. તા. ૩૦-૧-૪૪ થી તા. ૯-૨-૪૪ સુધી એ સમારંભ રહ્યો: બધી કાર્યવાહીના પ્રેરક-સંચાલક અનુપશહરવાળા સ્વામી કરપાત્રીજી હતા, ભિન્ન ભિન્ન પીઠના શંકરાચાર્યો, તેમ જ વિદ્વાન

પંડિતોએ ભાગ લીધો હતો. સુમારે આઠથી નવ લાખનું ખર્ચ થયું હશે એમ મનાય છે. એના સ્થાયી પરિણામરૂપે, કહેવાય છે કે એકાદ સંસ્કૃત મહાવિદ્યાલય, અંગ્રેજી હિંદી નવા વર્તમાનપત્રો જેવી પણ કંઈક યોજના છે. ભાવી તો જે હોય તે ખરું, અત્યારે તો આ મોંઘવારી અને બંગાળબિહાર જેવા અન્ન સંકટવાળા પ્રદેશોની સ્થિતિ જોતાં, જે આદ્ય શંકરાચાર્યે પૂર્વમીમાંસા પ્રમાણે થતા આવા યજ્ઞોને બદલે કેવળ સંક્ષિપ્ત નિત્યનૈમિત્તિક કર્મની યોજના કરીને પ્રજાને નિષ્કામ ભક્તિ અને વિશુદ્ધ તત્ત્વજ્ઞાન તરફ વાળ્યા હતા, તેમના જ અનુયાયીઓ હજારો વર્ષ પહેલાંના યજ્ઞો કરી કઈ વિશ્વશાંતિ સાધતા હશે એ પ્રશ્ન છે.—અમદાવાદમાં સંન્યાસ આશ્રમમાં મંડલેશ્વરશ્રી કૃષ્ણાનંદજીના અધ્યક્ષપદે નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહાસંમેલનના પ્રમુખ કવિરાજ મણિન્દ્રકુમાર મુખોપાધ્યાયનું તા. ૧૨ મી ફેબ્રુઆરીએ આયુર્વેદના રહસ્ય વિષે વ્યાખ્યાન થયું.

---

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક [illegible] ને આચાર્યવર મેળવો;
આત્મ[illegible] વિદ્યાવિજ્ઞાન કેળવો.



# અનુક્રમણિકા



## ઉત્થાનના નિયમો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે હિંદમાં રૂ. ૪-૪-૦, હિંદ બહાર રૂ. ૬-૮-૦ એક અંકની કીંમત રૂ. ૦-૬-૦.

(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે, અને લવાજમ અગાઉથી જ લેવાય છે. (૨) વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી અપાય છે. (૩) પત્રવ્યવહાર કરનારાઓએ જવાબ માટે હમેશાં પૂરતી ટિકટો બીડવી; તે વિના ઉત્તર નહીં મળે. (૪) મ. ઓ. થી નાણાં મોકલનારે કુપનમાં પોતાનું સરનામું તથા ગ્રાહક નં. સ્પષ્ટ અક્ષરે લખવાં. (૫) ઉત્થાન વડોદરામાં છપાય છે ને દર મહિનાની તા. ૨૬મીએ પૂરતી કાળજીથી તપાસાઈ રવાના કરાય છે. (૬) અંક ન મળે તો નજદીકની પો. ઓ. માં તપાસ કરવી; ત્યાર પછી માસ આખર સુધીમાં લખનારને જ મળી શકશે. પાછળથી કિંમત લઈને અપાશે. (૭) લેખ, લવાજમ, તથા માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો.

વ્યવસ્થાપક 'ઉત્થાન'
જ્ઞાનસાધન આશ્રમ; છોટાઉદેપુર
( પૂર્વ ગુજરાત )

ॐ

नमो नारायणाय ।

# ઉત્થાન

ત્રીજું ] એપ્રિલ ૧૯૪૪–ફાગણ ૨૦૦૦ [ અંક દસમો

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

ઈશ, સદ્ગુરુ ને આત્મા મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમ શા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

શ્રી સદ્ગુરુની કૃપા અને પ્રેરણાથી 'ઉત્થાન' પ્રકટ કરવાનું સાહસ યું" અને એમના જ આશીર્વાદથી ત્રીજા વર્ષનો દસમો અંક પ્રકટ થાય ). એ જ નિભાવે છે અને એ જ નિભાવશે એવી પ્રાર્થના છે।

યથામતિ અમે આગળ ચાલ્યા જઈએ છીએ—આપના અત્યાર સુધીના હકાર બળે અને ભવિષ્યમાં એ સહકાર વધતો જશે એવી શ્રદ્ધાના ત્સાહે परस्परं भावयन्तः એ ન્યાયે આપણે શ્રેયસ્ પ્રાપ્ત કરીએ એ ગવાન શ્રીકૃષ્ણચંદ્રનો આપણને શ્રીમદ્ ભગવદ્ગીતામાં મળેલો કલ્યાણમંત્ર.

# પરમ પુરુષાર્થ

લેખક —સ્વ. શ્રી. અર્હતાનંદજી

( ગતાંકથી ચાલુ )

卐

આધુનિક સમયમાં ઘણાક સજ્જનોને ધર્મજિજ્ઞાસા ઉપજી આવી છે, આધ્યાત્મિક જીવન ગાળવાની અભિલાષાનું એક પ્રચંડ મોજું સમગ્ર જગત ઉપર ફરી વળેલું છે એમ કહેવામાં કોઈપણ પ્રકારની અતિશયોક્તિ નથી. મનુષ્યનું જગતમાં આવીને શું કર્તવ્ય છે, જીવિતનો ઉદ્દેશ શો છે, પરમ સુખની પ્રાપ્તિ શી રીતે થઈ શકે આવા પ્રશ્નો મનમાં ઉદ્ભવે એ પૂર્વના અતિ શુભ સંસ્કારોનું પરિણામ છે. આહારવિહાર માત્રને શોધનાર, પ્રેયસ્ પછાડી જ સમસ્ત જીવન વ્યતીત કરનાર, સ્વપર કલ્યાણનું ભાન ન રાખનાર મનુષ્યો કરતાં આવા જીવાત્માઓની સ્થિતિ ઘણા ઉચ્ચ પ્રકારની છે. પામર મનુષ્યોને, દુર્વ્યસન, વ્યભિચાર, રાગ, દ્વેષ, લોભ, મોહ, આદિ અનેક વિકારો પીડા આપે છે. તેમને મૃત્યુ જેવી કોઈ ચીજ દુનિયામાં છે તેનું ભાન જ હોતું નથી. આવા જીવાત્માઓ જ્યાં દષ્ટિ કરે ત્યાં સંકોચ, પ્રપંચ, સ્વાર્થ; નીચતા, ક્રૂરતા, વિના બીજું કાંઈ ભેદ થાતો નથી. પામર અને ઉત્તમ અધિકારી એ બન્નેની વચમાં એક એવો વર્ગ હોય છે કે જેમનામાં ઉચ્ચ ભાવનાઓનો ઉદય થયેલો જણાય છે, અને જેઓ કાયમ પ્રયત્ન ભાવના સિદ્ધિ માટે કર્યા કરે છે. જીવાત્માની પ્રગતિ સામાન્ય રીતે અમુક નિયમોને આધીન હોય છે. સાધનની શરૂઆતમાં ક્રમશઃ પ્રગતિનો નિયમ,

પડે છે આપણે અમુક સ્થળે જવાનું હોય છે ત્યારે પ્રથમ ગામે ગામે

ચાલવાની ક્રિયા થવા માંડે છે. જેમ જેમ ટેવ પડતી જાય તેમ તેમ ચાલમાં ગતિ આવતી જાય છે. "ક્રમશ." પ્રગતિ કરતાં કરતાં જેમ જેમ સંકલ્પબળ દૃઢ થતું જાય તેમ તેમ પ્રગતિ કેન્દ્રિત થતી જાય છે. આમાં ઉન્નતિ ઘણી ઝડપથી થતી જાય છે. શરુઆતમાં સંસ્કારજન્ય વિકારો સાથે–દારુણ યુદ્ધ ચાલ્યા જ કરે છે. પણ તેમાં ઘણી વાર સાધકને પરાજય મળે છે. પરાજયથી નામીપાસ ન થતાં જે સાધક પોતાની સાધનામાં લાગી રહે તો બીજી ભૂમિકામાં તે પ્રવેશ કરે છે. બીજી ભૂમિકામાં વિકારો ચિત્તમાં આવ્યા કરે પણ તેનું આધિપત્ય નષ્ટ થઇ જાય છે ને સાધક તેને આધીન થતો નથી. સાધક તેના વિકારોને સાક્ષી તરીકે જોઈ શકે છે અને એમ પણ જાણે છે કે આ કેવળ મનની ટેવનું પરિણામ છે. આવા વિકારોનો પોતે સંકલ્પથી ત્યાગ કરી શકે છે અને તેમનું વર્ચસ્વ મન ઉપર જામવા દેતો નથી. જ્યારે જ્યારે આપણે ચિત્તને નિર્મળ કરવાનો અને સ્થિર કરવાનો પ્રયત્ન કરવા માંડીએ અને તેમાં આપણે નિષ્ફળ જઈએ અને વિરોધી વિચારોનું અશુભ ચિત્તમાં અનુભવાય ત્યારે આપણે યોગભ્રષ્ટ થયા છીએ એમ કહી શકાય. આવી સ્થિતિથી ગભરાવાનું કોઈ પણ કારણ નથી. પ્રત્યેક સાધકને આ કસોટીમાંથી પસાર થવું જ પડે છે. પ્રમાદોપનો પરિત્યાગ કરવામાં આવે ને નિરાશ ન થવાય તો કાર્યસિદ્ધિ ચોક્કસ જ છે. જેમ શૂરવીર યોદ્ધો યુદ્ધમાં હારથી નાઉમેદ થતો નથી પણ ફરીથી બમણા જોશથી લડે છે તેવી રીતે વીર સાધકે પણ ચિત્તની મલિન વૃત્તિઓ સાથે દૃઢતાથી બાથ ભરવી જોઈએ. કેન્દ્રિત (પ્રગતિની) અવસ્થા પછી સહજ અવસ્થા આવે છે. આમાં કોઈ પ્રકારનો વિકાર મનમાં પ્રવેશ કરી શકતો જ નથી. ચિત્તની અવસ્થા એટલી સાત્વિક થયેલી હોય છે કે અશુભ વિચારોનો પ્રવેશ તેમાં થઈ શકે જ નહી. જ્યારે શરીર નિરામય હોય છે ત્યારે રોગના જંતુઓ તેને સ્પર્શ કરી શકતા નથી તેવી રીતે ચિત્ત જ્યારે અતિ નિર્મળ હોય છે ત્યારે કામ, ક્રોધાદિ વિકારો તેનાથી દૂર જ રહે છે. આવી અવસ્થામાં પ્રગતિ સહજ થાય છે. વિશેષ ભાનપૂર્વક પ્રયત્નની જરૂર નથી. કુદરતી રીતે જ ચિત્ત પોતાના મૂળ કારણ તરફ આકર્ષાય છે અને ઘણી ઝડપથી લક્ષ્ય તરફ પ્રયાણ કરે છે. આવી અવસ્થા ઉત્તમ અધિકારીઓ જ

સત્પુરુષો, સાધુ પુરુષો જ પ્રાપ્ત કરી શકે છે મનમાંથી સર્વ પ્રકારની વાસનાઓનો ક્ષય થયા વિના પૂર્ણ વૈરાગ્ય વિના આ ભૂમિકા મળતી નથી હાલના સંજોગોમાં, આધુનિક સામાજિક સ્થિતિમાં આવા મનુષ્યોની સંખ્યા અલ્પ હોય છે. હાલનું વાતાવરણ આધ્યાત્મિક જીવનપોષક નથી જે કેળવણી શાળાઓમાં અપાય છે તેમાં અર્થ, કામનું જ લક્ષ્ય રાખવામાં આવે છે ધાર્મિક સંસ્કારો બાળકોના મનમાં પાડવામાં આવતા નથી, તેમ કહેવાતી ધાર્મિક સંસ્થાઓમાં પણ યથાર્થ ધર્મનું રહસ્ય સમજાવવામાં આવતું નથી લોકોના વહેમોને અને નબળાઇઓને ઉત્તેજન વધારે આપવામાં આવે છે ક્રિયાકાંડમાં જ વ્યવસ્થા રાખવાની વૃત્તિ અધિક પ્રમાણમાં દષ્ટિગોચર થાય છે સર્વ ક્રિયાઓનો શો ઉદ્દેશ છે તે વિષે ઘણા ખરાઓને માહિતી હોતી નથી તેમ સંકુચિતપણું પણ ( વિચારનું ) ઘણું જોવામાં આવે છે એક જ લક્ષ્યની સિદ્ધિ માટે ઉપાયો ઘણા હોઇ શકે, સાધનોમાં વિધવિધતા એ વિકાસનું ચિન્હ છે અધોગતિનું નહી આપણે સાધ્યને વળગી રહેવાનું છે, સાધનને નહી સમયાનુસાર આપણી પોતાની ઉન્નતિ પ્રમાણે આપણે સાધનની પ્રણાલિકાઓમાં ફેરફાર કરવો જ જોઇએ જો તેમ ન કરવામાં આવે ને એક જ સાધનને વળગી રહેવામાં આવે (આમરણાન્ત) તો તે આગેકૂચમાં પ્રતિબંધક છે અને આધ્યાત્મિક જીવન અંતરિત છે,

જન્મોનાં, અસંખ્ય જન્મોના સંસ્કારો જે ચિત્તમાં ઘર કરીને બેઠેલા હોય તે એકદમ નીકળે નહીં, ને કાઢવા જઈએ તો પૂર જોરથી સામા થાય એ સ્વાભાવિક છે. આ અશુભ સંસ્કારોનો વિરોધ કરવાનું કાર્ય અતિ કઠિન છે, અને તે કરવામાં જ મનુષ્યત્વની કસોટી થાય છે. અધોગામી સંસ્કારોમાં એક બીજી શક્તિ હોય છે. એક વાર બહાર કાઢ્યા પછી પણ તેઓ પુનઃ પોતાના ઘરમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે છે. આને પુનરાવૃત્તિનો નિયમ કહી શકાય. આટલા માટે જ સાધકે છેવટ સુધી સાવધાન રહેવાની આવશ્યકતા છે. ચિત્તમાં ખોટા સંસ્કારોનો સૂક્ષ્મ તપ રૂપે પણ ઉદય થવા માંડે એટલે તરત જ તેમને વિરોધી સંસ્કારોથી પ્રતિપક્ષ ભાવનાથી, નામ સ્મરણથી યા આત્મ ચિંતનથી દાબી દેવા જોઈએ. હાલના જમાનામાં પણ જ્યારે મનુષ્યોને મનમાં ગ્લાનિ ને ઉદ્વેગ થવા માંડે છે ત્યારે ગંજીફો રમવા માંડે છે, ગ્રામોફોન સાંભળવા માંડે છે. બહાર ફરવા નીકળી જાય છે. કોઈની સાથે, સિનેમા જોવા જાય છે. આવા કૃત્રિમ ઉપાયોથી અકર્તા જીવનનું લક્ષ્ય શું છે તે વિષે ખ્યાલ આવતો નથી તેમ મનુષ્ય પોતે પરાશ્રિત થાય છે. આત્મ-ચિંતનથી અથવા નામસ્મરણથી બોધપોષક વિચારોને કાઢવાથી સ્વાશ્રયીપણું આવે છે. અન્ય પદાર્થોની અથવા પ્રાણીની સુખને માટે જરૂર રહેતી નથી, તે ઉપરાંત પરમપુરુષાર્થનું સતત સ્મરણ રહે છે.

ઘણા સજ્જનોને ધર્મ જિજ્ઞાસા ઉત્પન્ન થયેલી હોય છે પણ યથાર્થ જ્ઞાન ન હોવાથી તેની તૃપ્તિ કેવી રીતે કરવી તે તેઓ જાણતા નથી. તેથી ઘણીવાર આસન પ્રાણાયામ, ધોતી, આદિ હઠયોગની બાહ્ય ક્રિયાઓને જ જ્ઞાનસાધન માને છે. ઘણાએક અંધશ્રદ્ધાથી અમુક વચનો ઉપર જ દોરાય છે. ઘણાએક થોડાક ચમત્કાર વિચાર જાણવાની શક્તિ, નજદીકનું ભવિષ્ય જાણવાની શક્તિ, આદિથી ભોળવાઈ જાય છે અને ઘણાએક સ્વાર્થી અને સંકુચિત દ્રષ્ટિવાળા સંપ્રદાય ને પંથના અનુયાયીઓના પંજામાં ફસાઈ જાય છે. "અમુક ઈષ્ટદેવને જ માનવા. તેની જ ભક્તિ કરવી. અમુક પુસ્તકનો જ અભ્યાસ કરવો. બીજાનો અભ્યાસ કરવો નહીં, મારી પાસેથી જ જ્ઞાન લેવું. બીજાનો સત્સંગ કરવો નહીં" આવા અજ્ઞાનજન્ય વિચારોના વર્ચસ્વ નીચે આવવાથી આખો જન્મારો ક્રિયાઓ

કર્યા કરે છે તો પણ આંતરિક વિકાસ જણાતો થતો નથી. પ્રાણાયામાં હઠયોગની બાહ્ય ક્રિયાઓ સંસારીજનોને લાભ કરતાં હાની વધારે કરે છે અને યોગ્ય ઉપદેશ ન હોય તો અનેક વ્યાધિ ઉપજાવે છે. આસન પ્રાણાયામ આદિ ક્રિયાઓ કરવામાં કાંઈ વાંધો નથી પણ અટપટી ક્રિયાએ આધુનિક સમયમાં અનુકૂળ નથી. એ પણ યાદ રાખવું જોઈએ ! આસન, પ્રાણાયામાદિ ક્રિયાઓને અને જ્ઞાનને અથવા યોગને કોઇ પણ પ્રકારનો સંબંધ નથી. રાજયોગ એ જ ખરો યોગ છે. અને તેની શરુઆત મનથી જ થાય છે. હઠયોગની શરૂઆત બાહ્ય ક્રિયાઓથી થાય છે. પ્રાણનું ધ્યાન કરીને ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરવાનો માર્ગ અતિ કઠિન સૂક્ષ્મ માર્ગ છે. તદન કનિષ્ઠ અધિકારી હોઈ–જેનું ચિત્ત કર્મ અને ઉપાસનામાં લાગતું ન હોય, એકે પ્રકારથી વશમાં આવતું ન હોય તેને માટે જ છે. બુદ્ધિશાળી, અથવા શ્રદ્ધાળુ મુમુક્ષો માટે તો જ્ઞાન, ભક્તિને નિષ્કામ કર્મ ત્રણેનો સમન્વય તે જ ઉત્તમ માર્ગ છે.

યોગસૂત્રમાં આસન અને પ્રાણાયામને ગૌણ સ્થાન આપવામાં આવ્યું છે. હઠયોગના પુસ્તકોમાં જ તેમને વિષે વિસ્તૃત વિવરણ કરવામાં આવ્યું છે યોગ સૂત્રમાં આસનને માટે એવું વિધાન છે કે સ્થિર અને સુખકારક હોય તેનું નામ આસન. स्थिर सुखमासनम् ॥ જે આસનથી લાંબો વખત સુધી સુખપૂર્વક બેસી શકાય તેવા આસનનો ઉપયોગ કરવો. પ્રાણાયામમાં પણ આદી ક્રિયાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે આ ક્રિયાઓમાં શ્વાસને અંદર ખેંચવામાં આવે છે. બહાર કહાડી નાંખવામાં આવે છે ને શ્વાસને ફેફસાંની અંદર ને બહાર થોડો સમય સુધી રોકી રાખવામાં આવે છે. શ્રી અપરોક્ષાનુભૂતિમાં શ્રી શંકરાચાર્ય જણાવે છે કે જેમાં સુખ પૂર્વક જ નિરંતર બ્રહ્મનું ચિંતન થાય છે તેને–તે બ્રહ્મના નિશ્ચયને જ આસન જાણવું. બીજું આસન તો સ્વાભાવિક સુખનો નાશ કરનારું છે. અંતઃકરણની વૃત્તિને અખંડ બ્રહ્માકાર કરીને સર્વ જગતને બ્રહ્મ સ્વરૂપે જુએ તે ઉદાર વૃત્તિ જ દ્રષ્ટિની સ્થિરતા કહેવાય. નાસિકાના અગ્રનું અવલોકન કરનારી દ્રષ્ટિ વાસ્તવિક સ્થિર દ્રષ્ટિ નથી. પ્રાણાયામને માટે શ્રી જગદ્ગુરુ જણાવે છે કે ચિત્ત આદિ સર્વ પદાર્થોમાં બ્રહ્મપણાની જ ભાવનાથી અંતઃ-

કરણની સર્વ વૃત્તિઓનો નિરોધ કરવો તેનું નામ પ્રાણાયામ. જગતનું મિથ્યાપણું જાણવું તે રેચક નામનો પ્રાણાયામ. "હું જ બ્રહ્મ છું" આવી જે વૃત્તિ તે પૂરક પ્રાણાયામ. પછી "હું બ્રહ્મ છું" તે વૃત્તિનું નિશ્ચલપણું કરવું તે કુંભક પ્રાણાયામ છે. જ્ઞાનીઓનો–બુદ્ધિશાળી મનુષ્યોનો આ પ્રાણાયામ છે. અજ્ઞાનીઓનો પ્રાણાયામ નાસિકા દાબવાનો છે.

નિષ્કામ અને એકાગ્રતાપૂર્વક કરાયેલા કર્મથી, તથા ઉપાસનાથી (સાકાર અથવા નિરાકાર અને નિષ્કામ) જેમ જેમ અંતઃકરણનો મલ વિશુદ્ધ થાય છે તેમ તેમ તેને વિવેકનો ઉદય થયા વિના રહેતો નથી. સંશયો આપોઆપ જ ટળી જાય છે. કાં તો સ્વપ્ન દ્વારા અથવા આંતરિક સ્ફુરણ દ્વારા શંકા સમાધાન થવા માંડે છે. સ્થૂળ શરીર ધારણ કરનાર ગુરુની અને માર્ગદર્શકની જરૂર હોય છે તો તેવા મનુષ્યો પણ અનાયાસે આવી પડે છે. આપણી તૈયારી–અધિકાર જોઇએ. યોગ્યતા હોય તો સ્વતઃ બધુંય મળી રહે છે. આ યોગ્યતા સ્વપ્રયત્નથી મળે છે. આપણને એવી ટેવ હોય છે કે આપણે આપણી ખામીઓ ન જોતા બીજા ઉપર દોષારોપણ કરવામાં લાયકાત વધારે બતાવીએ છીએ. "અમે આટલા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો આટલા સંતોની સેવા કરી, આટલા રૂપીઆ ધર્માદામાં ખર્ચ્યા તો પણ ચિત્તમાં શાંતિ મળતી નથી. હજી અંધકાર જ વ્યાપી રહ્યો છે આવી ફરિયાદ ઘણી વાર સાંભળવામાં આવે છે. તેની સાથે સાથે એમ પણ સાંભળવામાં આવે છે કે "આ સંતમાં તો કાંઈ નથી, ઘણીવાર એમની પાસે ગયો પણ મને કાંઈ મળ્યું નહીં." આવા મૂઢ પુરુષો પોતાનો દોષ કહાડતા નથી, પોતાના મનનું નિરીક્ષણ કરતા નથી. પોતે અંતર્મુખ થઇને જોતા નથી કે તેમણે આટલા ધક્કા ખાધા પણ ઉપદેશમાંથી અને સંત પુરુષોના જીવનમાંથી પ્રેરણા શું લીધી ને પોતાના જીવનમાં કેટલું પરિવર્તન કર્યું? પ્રત્યેક મનુષ્યે હંમેશ યાદ રાખવું જોઈએ કે પોતાને જ્ઞાન ન થાય તો તે પોતે જ તેને માટે જવાબદાર છે. ગુરુ સમર્થ હોય, શિષ્ય નાલાયક હોય તો જ્ઞાનનો સંભવ છે જ નહીં. શિષ્ય પૂર્ણ રીતે અધિકારી હોય, ખરેખરી તાલાવેલી જ્ઞાન માટે હોય તો સામાન્ય મનુષ્ય પાસેથી અથવા ગમે તે રસ્તે તે પ્રેરણા ને જ્ઞાન મેળવી શકે છે. ઉપનિષદોમાં પશુ પક્ષીઓ પાસેથી જ્ઞાન

પ્રાપ્ત કર્યાનાં દૃષ્ટાંતો છે. આધુનિક સમયમાં શ્રી રામકૃષ્ણ પરમહંસનો દાખલો મોજૂદ છે. જેવા જેવા ગુરુની આવશ્યકતા તેમને જણાતી તેવા પુરુષો તેમની પાસે સ્વયં હાજર થતા. તેમનો નિશ્ચય એટલો દૃઢ હતો અને સાક્ષાત્કાર માટે આતુરતા એટલી તીવ્ર હતી.

આત્મા અને અનાત્માના નિશ્ચય તો જેમ જેમ વિવેક થતો જાય તેમ તેમ અનાત્મ ઉપરથી દૃષ્ટિ પાછી ખસતી જાય છે અને આત્માકાર થતામાં જ વધારે ને વધારે આનંદ આવે છે. વ્યવહાર માત્રમાં, પ્રત્યેક વિચારમાં આવો વિવેક વૈરાગ્ય પણ સ્થાયી થતો જાય છે વિવેક અને વિચારથી પૂર્ણતા પ્રાપ્ત કરવી એ હેતુ છે, શૂન્યતા પ્રાપ્ત કરવાની નથી. અભેદ ભાવનાથી હૃદય હંમેશ છલકાઈ જાય તેવી સ્થિતિ મેળવવાની છે, અનાત્મ પદાર્થથી શક્તિઓને દૂર કરવી, એટલામાં જ વિવેકની પરિસમાપ્તિ ન થવી જોઈએ. એથી આગળ વધીને એવી ભાવના દૃઢ કરવી જોઈએ કે જે કોઈ દૃશ્યમાન છે તે સર્વ આત્મરૂપ જ છે, તેમ વિરાગમાં દુષ્ટ અને અસત એવા વિષય-આત્માને વિષે તૃષ્ણાનો અભાવ એટલું જ ન જોઈએ પણ વૈરાગ્યની વૃત્તિમાં--આત્માકાર પવનનો વેગ મૂકવો જોઈએ. કેવળ નકારાત્મક વલણથી ચિત્તમાં શૂન્યતા પ્રવેશ કરે છે. વિવેક વિરાગમાં જેમ જેમ આગળ વધાશે તેમ તેમ વિઘ્નો ઘણાં આવશે દુઃખ ક્લેશ આપત્તિ, વ્યાધિ, શંકા, વિરોધ વગેરેનો સામનો કરવો પડશે આ માર્ગે દૃઢતાપૂર્વક પ્રગતિ કરવા માંડી એટલે આપણા સર્વ કર્મો ( પૂર્વ જન્મના ) એકઠાં થઈને અંતરાય નાખવા પ્રયત્ન કરે છે. કારણ કે જ્ઞાનથી સર્વ કર્મોના નાશ થાય છે. અનેક સંકટોના ઓઘ-થી પણ ખરો મુમુક્ષુ ગભરાતો નથી. વિવેકથી ને પૂર્ણ વૈરાગ્યથી તે, આવા સંજોગોનું મૂળ કારણ સમજી શકે છે. પ્રત્યેક ભારજનક ઉપાધિ તેના વેગમાં અધિક બળ રેડે છે અને તેના નિશ્ચયને વધારે સુદૃઢ બનાવે છે. સંસારમાં કોઈ પણ મહાન કાર્ય પરિશ્રમ અને કષ્ટ વિના સિદ્ધ થતું નથી. હાલના જમાનાના સુંવાળા લોકોને આ વાત યાદ રાખવા જેવી છે. દ્રવ્ય જેવી તુચ્છ અને ક્ષણિક વસ્તુની પ્રાપ્તિ માટે પણ દિવસમાં દસ કલાક કામ કરવું પડે છે, ઘર બારનો ત્યાગ કરવો પડે છે. ને સતત તેની પ્રાપ્તિના સાધનોનો વિચાર કરવો પડે છે. તો પછી શ્રેયસ માટે આથી પણ વધારે મહેનત કરવી

પડે તેમાં કાંઈ નવાઈ નથી. આધ્યાત્મિક ઉન્નતિથી દુઃખની આત્યંતિક નિવૃત્તિ થાય છે. ધ્યેયની ઉત્કૃષ્ટતાના પ્રમાણમાં ભોગ અને શ્રમ પણ વિશેષ જોઈએ એ તો નિર્વિવાદ છે.

જ્ઞાનમાર્ગમાં વિવેક, વિરાગ, પછી તુરત જ શમાદષ્ટિ સંપત્તિ એવું તૃતીય સાધન કહ્યું છે. શમ, દમ, ઉપરતિ, અથવા ઉપશમ તિતિક્ષા, શ્રદ્ધા સમાધાન એને શમાદિષટ્ સંપત્તિ કહે છે. વિવેકથી જે ભાવનાનું ભાન થયું હોય છે તેના ઉપર ચિત્તની વૃત્તિ એકાગ્ર રાખવાનો સતત્ અભ્યાસ કરવો જોઇએ. સંપત્તિનો અર્થ શાસ્ત્રમાં ભાવના છે. એક એક ભાવનાને ઉપજાવી તે તે ભાવનાને સિદ્ધ કરવી. સિદ્ધ થાય ત્યારે તે સંપત્તિ કહેવાય. સામાન્ય રીતે વ્યવહારમાં પણ આપણે જે પરાક્રમી અને સ્વાશ્રયી પુરુષે પોતાની ભાવના અનુસાર સમૃદ્ધિ મેળવી હોય તેને જ સંપત્તિવાન કહીએ છીએ. શમનો અર્થ એવો થાય છે કે ઇન્દ્રિયોના તજ્જન્ય વિકારોને પોતાના સ્થાનથી બહાર ન જવા દેવા અથવા વિકારોને ઉત્પન્ન થવા જ ન દેવા. વિષય સમુહથી વિરક્ત રહેવું, વારંવાર વિષયોમાં દોષ દ્રષ્ટિ રાખી વૃત્તિને પરિચ્છેદ પાસની જે ભૂમિકા છે તેમાથી ચલવા ન દેવી તેને શમ કહેવામાં આવે છે. જે સાધક વૃત્તિ નિરોધનો નિત્ય નિશ્ચિત સમયે અભ્યાસ કરે છે તથા જે વ્યાવહારિક કર્મ કરવાં છતાં પણ વૃત્તિઓ ઉપર કાબુ ગણી શકે છે અને તેમને આમ તેમ સ્વેચ્છાનુસાર દોડવા દેતા નથી, તેવા સાધકમાં વિક્ષેપના સંસ્કારો શનૈઃ શનૈઃ ક્ષીણ થતા જાય છે. ક્રમશઃ માર્ગમાં પ્રગતિ કરેલા સાધકના મનમાં રાગ, દ્વેષ, ક્રોધના વિકારો પણ લાંબો સમય રહી શકતા નથી. ચિત્તમાં શાંતિ સ્થપાતી જાય છે. આત્મભાવનાની અભેદ ભૂમિકામાં બહુત્વ, વિગ્રહ કલેશ છે જ નહી. પરમ શાંતિ જ છે. ચિત્ત પોતાને સ્થાન બિલકુલ નથી. મનને અંતરથ ઇન્દ્રિયોના વિષયમાં, તથા બાહ્ય ગોલોકોથી દેખાતા પદાર્થોમાં ભટકવા ન દેતાં, અંતરથ ઇન્દ્રિય પોતે પોતાના સ્થાનમાં જ રાખવી. આને શમ કહેવામાં આવે છે. બાહ્ય ગોલોકને નિયમમાં રાખવાં તેને દમ કહેવામાં આવે છે. દમ સિદ્ધ કરવાને અર્થે ઘણાક સાધકો વ્રત, ઉપવાસ, સ્પનીરતપ આદિનો ઉપયોગ કરીને શરીરને કષ્ટ આપે છે. પણ આવા પ્રયોગોની આવશ્યકતા નથી. બાહ્ય ઇન્દ્રિયોને વશ

રાખી અંતરથી વિષયોનું ચિંતન કરનાર મિથ્યાચારી જ છે. તેમ જે ક્રિયાઓથી શારીરશક્તિ ક્ષીણ થાય. શરીર કમજોર થાય તે ક્રિયાઓ ત્યાજ્ય હોવી જોઈએ. મન અને શરીર આત્માનાં કારણો છે. બન્નેને સુદૃઢ, ને વિશુદ્ધ રાખવાં જોઈએ. શરીરને તાકાતહીન બનાવવાથી મન ઉપર કાબુ આવે છે એ માન્યતામાં તથ્ય નથી. તેથી જ શ્રીકૃષ્ણચંદ્રે ગીતાજીમાં પ્રતિપાદન કરેલું છે કે જે વિના કારણે શરીરને કષ્ટ આપે છે તે મને જ કષ્ટ આપે છે કે પ્રારબ્ધ વશાત્ આપત્તિ આવી પડે તે સહન કરવાની શક્તિ મેળવવી તે એક વાત છે. આનો આધાર મનોબળ ઉપર છે જાણી જોઈને શરીરને મંદ રાખવું ને દુર્બળ બનાવવું એ બીજી વાત છે. એ તો "પાપ" જ છે એમ કહેવામાં કોઈપણ પ્રકારની અતિશયોક્તિ નથી. પશ્ચિમમા લોકો આપણા કરતાં શરીરની સંભાળ વધારે રાખે છે. તેને સ્વચ્છ રાખે છે, વ્યાયામથી, પૌષ્ટિક ખોરાકથી બળવાન રાખે છે તો પણ તેઓમા જરૂર પડે સહન કરવાની શક્તિ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. તથા હિંમત પણ વધારે હોય છે શરીર શક્તિહીન હોય તો મન ઉપર કાબુ મેળવવાનું કામ પણ કઠિન થઈ પડે છે. નિર્બળ મનુષ્યને વિષયો વધારે સતાવે છે ને તેમાં સામનો કરવાની શક્તિનો સામાન્યતઃ અભાવ જ હોય છે

(અપૂર્ણ)

卐

# મંત્રયોગદ્વારા મોક્ષપ્રાપ્તિ

લેખક :—જયંતીલાલ મં. ઓઝા, બી. એ. એલએલ. બી. બી. ટી.

( ફેબ્રુઆરી અંકના પાન ૫૦૯ થી આગળ ચાલુ )



## (૨) મહાદેવ ( શિવ તથા રૂદ્રરૂપે )

યોગશાસ્ત્રમા શિવજીને ચાંદીના પહાડ સમાન શ્વેતવર્ણ તથા ચંદ્રકળાથી વિભૂષિત વર્ણવવામા આવ્યા છે. તેઓ ઉજ્જવલાંગ, પ્રસન્નચિત્ત તથા ચાર હાથમા પરશુ, મૃગ, વરદાન અને અભય ધારણ કરવાવાળા છે, વ્યાઘ્રચર્મ પહેરે છે, સંસારનું આદિકારણ છે, અને તેમને પાચમુખ અને ત્રણ નેત્ર છે. શિવજીનો આ ભાવ સૃષ્ટિસ્થિતિ પ્રલયકારી ઈશ્વરનો ભાવ છે, જે સૃષ્ટિની સાથેસાથ જીવોને આત્યન્તિક પ્રલય દ્વારા ભવભયનાશન મુક્તિપ્રદ પ્રદાન કરે છે. શિવરૂપ પરામાત્મા જ્યારે તમોગુણમય સંહારભાવને ધારણ કરે છે ત્યારે રૂદ્રમૂર્તિ પ્રકટ થાય છે. આ રીતે શિવજીમા બે ભાવો વિરાજમાન છે. એક શાન્તિમય ઇશ્વરભાવ અને બીજો સંહારકારી રૂદ્રભાવ. પ્રકૃતિનો સમસ્ત વિલાસ તેમના શરીરમાં હોવાથી તેમનો રંગ શ્વેત છે, કારણ જ્યાં પ્રકૃતિના બધા રંગોનો વિકાસ થાય છે ત્યા શ્વેતરંગ થઇ જાય છે. તેમનાં પાચ મુખ પ્રકૃતિનાં પાંચ તત્ત્વો રૂપ છે. તેમના બે નેત્રો પૃથ્વી તથા આકાશરૂપ છે, ત્રીજું નેત્ર સૂર્ય કે જ્ઞાનાગ્નિ છે, સૂર્યાત્મા બુદ્ધિના અધિદેવ છે, તેથી જ્ઞાનનેત્રદ્વારા મદન ભસ્મીભૂત થયેલ છે. તેમના ઇશ્વરભાવોમાં ત્રિશૂલ ત્રિગુણરૂપ છે, જેના ઉપર વિશ્વરૂપી વારાણસી સ્થિત છે. એમના ચાર હાથમાં પરશુ, મૃગ, વર અને અભય મુદ્રાદ્વારા ચતુર્વર્ગ ફલપ્રદાન શક્તિની સૂચના કરવામા આવી છે. શિવજીના-પ્રાકૃતિક તથા આત્યંતિક પ્રલય—એટલે મુક્તિરૂપ બીજા બે ભાવો પણ સહેલાઈથી સમજી શકાય તેવા છે. એ ભાવમાં શિવજીને ત્રિશૂલધારી, ભુજંગભૂષણ, ભસ્મવિભૂષિત, વ્યાઘ્રામ્બરધારી, સ્મશાનવાસી વર્ણવવામા આવેલ છે. શિવજીનું ત્રિશૂલ

સૃષ્ટિના કારી રુદ્રભાવમાં નિપાત (સંહાર) ના ચિહ્નરૂપ છે, પરંતુ શિવજીના આત્યન્તિક પ્રલયકારી મહાકાલભાવમાં એ ત્રિશૂલ આધ્યાત્મિક; અધિદૈવિક, અને આધિભૌતિક દુઃખરૂપી ત્રિવિધ ત્રિશૂલનાં ચિહ્નરૂપ છે. સમસ્ત સંસારને નષ્ટ કરનાર રુદ્રજીને માટે સ્મશાનવાસ અને ભસ્મલેપન જ યોગ્ય લાગે છે. જગદંબા ગૃહિણી અને કુબેર ભંડારી હોવા છતાં મહાકાલરૂપી શિવજીનો સ્મશાનવાસ, ભસ્મલેપન તથા ભિક્ષાટન એ બધું ત્યાગ તથા વૈરાગ્યની ભાવનાનું સૂચન કરે છે. કારણ મુક્તિ સાથે એ બેનો ગાઢ સમ્બન્ધ છે. રજોગુણમાં કેવળ ક્રિયાશક્તિ રહે છે તથા જ્ઞાનપ્રદાન શક્તિ ન હોવાને કારણે રજોગુણની અધિષ્ઠાતા ચેતનાશક્તિ બ્રહ્માની પૂજા થતી નથી એ યોગ્ય જ છે.

## (૩) દુર્ગાદેવીની મૂર્તિ ।

દુર્ગાદેવીનું રૂપ એ શક્તિનાં રૂપોમાંનું એક છે. મહિષાસુર રૂપ તમોગુણને સિંહરૂપ રજોગુણે પરાસ્ત કરેલ છે, અને એવા સિંહ ઉપર આરોહણ કરનારી સિંહવાહિની માતા દુર્ગા છે, તે સત્ત્વગુણમય, બ્રહ્મરૂપિણી, સર્વવ્યાપિની, દશદિશારૂપી દશ હાથમાં શસ્ત્રધારણપૂર્વક પૂર્ણ શક્તિશાળી છે, તેમની એક તરફ બુદ્ધિના અધિષ્ઠાતા ગણપતિ તેમ જ ધનની અધિષ્ઠાત્રી લક્ષ્મીદેવી, તથા બીજી બાજુ બળના અધિષ્ઠાતા કાર્તિકેય તેમ જ વિદ્યાની અધિષ્ઠાત્રી સરસ્વતી બિરાજમાન છે. તેથી બુદ્ધિ ધન, વિદ્યા અને બળથી સંયુક્ત સર્વશક્તિમયી સગુણ બ્રહ્મરૂપિણી દુર્ગાદેવી જગજ્જનની મહામાયાના છે. આ પ્રમાણે બીજું સ્વરૂપ—કાલીમાતાના સ્વરૂપનું પણ સમજી લેવું.

## (૪) ભગવાન સૂર્યનું રૂપવર્ણન

ભગવાન સૂર્યના રૂપના વિષયમાં યોગશાસ્ત્રમાં નીચે પ્રમાણે ધ્યાનની વ્યવસ્થા છે :—ઉત્તમ જલસમૂહ જેમના મસ્તકને શોભા આપી રહેલ છે, જે ચમકતા ઓરોની પંક્તિથી શોભાયમાન છે, જેમના કેશ અતિ સુન્દર છે, જેમના હાથમાં કમળ છે, જે તેજને લઈને સુવર્ણ સમાન છે, એવા વિશ્વચક્ષુ ભગવાન સૂર્યદેવ મારી રક્ષા કરો. આ ધ્યાનમાં બ્રહ્માના જ્યોતિર્મય પ્રભાવનું વર્ણન કરવામાં આવ્યું છે. શ્રી પરમાત્મા સૂર્યાત્મારૂપે [illegible]માં વિરાજમાન

છે; અને તેમની પરમ જ્યોતિનું સ્થૂલ દૃશ્ય સૂર્ય છે. સાત રંગના મેળથી સૂર્યકિરણ શ્વેતવર્ણું છે, તેથી સપ્તવર્ણરૂપે સપ્ત અશ્વને સૂર્યનું વાહન કહેવામાં આવ્યું છે; જ્યોતિર્મય કારણ બ્રહ્મમાંથી જ્યારે કાર્યબ્રહ્મનો આવિર્ભાવ હોય છે, ત્યારે સાત રંગ જ પ્રથમ પરિણામરૂપે દેખાય છે. સૂર્ય ભગવાનના હાથમાં કમલ છે તે મુક્તિપ્રદાન સૂચવે છે. આ પ્રમાણે સૂર્ય ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા જ્યોતિઃપૂર્ણ ભાવો અનુસાર કરવામાં આવી છે.

## (૫) ગણપતિ

ગણપતિની આકૃતિ ખર્વ છે, શરીર સ્થૂલ છે, મુખ ગજેન્દ્રનું છે. ઉદર વિશાળ છે, ગંડસ્થળમાંથી મદધારા પ્રવાહિત થઇ રહી છે, જે પોતાના દાંતના આઘાતથી શત્રુઓનો વિદીર્ણ કરી તેમના રૂધિરથી સિન્દુર શોભા ધારણ કરે છે, જે બધા કાર્યોમાં સિદ્ધિપ્રદાન કરે છે, એવા પાર્વતી પુત્ર ગણેશને નમસ્કાર યોગ્ય છે. શાસ્ત્રમાં ગણપતિને પરમાત્માની બુદ્ધિરૂપ ગણ્યા છે, સૂર્ય ચક્ષુરૂપ છે, શિવ આત્મારૂપ અને આદ્યા પ્રકૃતિ જગદમ્બા શક્તિ રૂપ છે. જે બુદ્ધિ અદ્વૈતમય પરમાત્મામાં સમસ્ત સંસાર પ્રપંચનો વિસ્તાર કરે છે એ કુબુદ્ધિ છે, અને જે બુદ્ધિ સંસારના દ્વૈતભાવનો નાશ કરી અદ્વિતીય બ્રહ્મભાવની પ્રતિષ્ઠા કરે છે તે સુબુદ્ધિ છે. ગણેશજી સુબુદ્ધિના દેવતા હોવાથી ખર્વકાય અને સ્થૂલતનું છે. જે પ્રકૃતિના અધિષ્ઠાતા ગણપતિ દેવ છે એ પ્રકૃતિની સાથે સમભાવાપન્નની પાશવિક પ્રકૃતિ બુદ્ધિ-રાજ્યમાં હાથીની છે, અને તેથી જ બધાં પશુઓમાં હાથીની બુદ્ધિ તીક્ષ્ણતમ્ ગણાય છે. આમ પ્રકૃતિની એકતા હોવાને કારણે બુદ્ધિરાજ્યના અધિષ્ઠાતા ગણેશજી ગજેન્દ્રવદન છે, પરંતુ તેમને દાંત બે નહિ પણ એક છે. કારણ કે ગણેશજી સુબુદ્ધિના દેવતા છે, કુબુદ્ધિના નહિ; કુબુદ્ધિ ચિત્ત-વૃત્તિને અનેક દિશામાં પ્રવાહિત કરે છે, અને સુબુદ્ધિ સર્વદા જીવને અદ્વિ-તીયતા તરફ જ લઇ જાય છે. શૈલસુતા જગજ્જનની આદ્યા પ્રકૃતિના સાત્વિક વિદ્યાભાવમાંથી સુબુદ્ધિની ઉત્પત્તિ થાય છે, તેથી ગણપતિ શૈલ સુતાસુત છે. સુબુદ્ધિની સહાયતાથી બધાં કાર્યમાં સિદ્ધિ મળે છે, તેથી ગણેશજી સિદ્ધિદાતા ગણાય છે. ગણેશજીનું વાહન મૂષક એ કુતર્કનું રૂપ છે. ઉંદર જેમ કંઇ પણ સમજ્યા વિના બધું કાપી નાખે છે તેમ કુતર્કી

કંઇ સમજ્યા વિના બધાંનું ખંડન કરે છે. સુબુદ્ધિ આવા કુતર્કને દબાવી ગયે છે.

## પંચોપાસના અદ્વિતીય ઇશ્વરની જ ઉપાસના છે

ઉપર જણાવેલ વિષ્ણુ, શિવ, દુર્ગા, સૂર્ય અને ગણપતિની પંચમૂર્તિ, સગુણ પંચોપાસનારૂપે મન્ત્રયોગમાં વિહિત કરવામાં આવી છે. આ પાંચ મૂર્તિઓ દેવતાઓની મૂર્તિઓ રૂપે નથી, પરંતુ સગુણ બ્રહ્મ-ઇશ્વરની જ-પંચતત્ત્વના ભેદ અનુસાર પંચમૂર્તિઓ છે. યોગશાસ્ત્રમાં કહ્યુ છે તેમ

'उपासन पञ्चविधं ब्रह्मोपासनमेव खलु' ॥

જે પુરુષ પ્રકૃતિથી અતીત અને પચીસમું તત્ત્વ છે, અને સમગ્ર ચરાચર જગત્ જેને અધીન છે, તેને (૧) **નારાયણ** કહે છે; જે બધાને ઉત્પન્ન કરે છે. અને જગતને પવિત્ર કરે છે તેને (૨) **સૂર્ય** કહે છે; જે આ જગત્નું મૂળસ્વરૂપ છે, અને જેની દેવગણ ઉપાસના કરે છે તેને (૩) **મહેશ્વરી** કહે છે, ત્રિગુણના સ્વામી, તત્ત્વાતીત, અવ્યક્ત, અતિનિર્મળ, ગુણોના પ્રભુ (૪) **ગણપતિ** કહેવાય છે; દેવતાગણ મુનિ અને બ્રહ્મવાદીઓમાં જે સર્વથી મહાન્ દેવ છે તેને (૫) **મહાદેવ** કહે છે. એક જ પરમાત્મા ઇશ્વરના પંચદેવ રૂપ ભેદ કહી પંચોપાસનાનું વિધાન-કરવાનું શું પ્રયોજન છે?-એ પ્રશ્નના ઉત્તરમાં યોગશાસ્ત્ર કહે છે કે,-પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ-આ પાંચ તત્ત્વોદ્વારા સમસ્ત સૃષ્ટિનું નિર્માણ થાય છે, તેથી એ તત્ત્વો અનુસાર મનુષ્ય-પ્રકૃતિ પણ પાંચ પ્રકારની હોય છે. આકાશાદિ પંચતત્ત્વ અનુસાર પ્રત્યેક તત્ત્વની અધિકતાના વિચારથી મનુષ્યની ઉપાસના-અધિકારનું મહર્ષિઓએ પાંચ વિભાગમાં વર્ણન કર્યું છે.

નાનપણથી જ કેટલાકમાં અમુક દેવ પ્રત્યે ખાસ આકર્ષણ જોવામાં આવે છે. આ સ્વાભાવિક રુચિનું કારણ પ્રકૃતિની વિવિધતા જ છે. આ વિવિધતાને બંધબેસતી થાય એવી રીતે એક જ ઇશ્વરની પાંચ મૂર્તિનું વિધાન કરવામાં આવ્યું છે. જે તત્ત્વ સાથે જે મૂર્તિનું અધિદૈવ સંબન્ધ છે, તે તત્ત્વની અધિકતાવાળા સાધકને માટે તે મૂર્તિ ધ્યાનયોગ્ય બનાવવામાં આવે છે.

આકારાતત્ત્વના અધિપતિ વિષ્ણુ છે, અગ્નિતત્ત્વની અધિશ્વરી મહેશ્વરી છે; વાયુના અધિપતિ સૂર્ય, પૃથ્વી તત્ત્વના શિવ અને જલતત્ત્વના ગણેશ છે. યોગ પારદર્શી ગુરુદેવ પ્રકૃતિતત્ત્વાનુસાર નિર્ણય કરીને સાધકની ઉપાસનાનો અધિકાર, એટલે કે તેના ઇષ્ટદેવનો નિર્ણય કરે છે.

## પ્રતિમામાં પ્રાણપ્રતિષ્ઠા

ઉપર જણાવ્યા તેવા ભાવો અનુસાર બનાવેલી મુર્તિમાં દિવ્યશક્તિનો આવિર્ભાવ કેવી રીતે થાય છે તેનો હવે વિચાર કરીએ. કુલાર્ણવ તંત્રમાં કહ્યું છે કે;

ગવાં સર્વાંગજં ક્ષીરં સ્રવેદ્ સ્તનમુખાદ્ યથા
તથા સર્વગતો દેવઃ પ્રતિમાદિષુ રાજતે ॥

જેવી રીતે ગોમાતાના સમસ્ત શરીરમા વ્યાપ્ત હોવા છતાં આંચળ દ્વારાજ ગાયનું દૂધ બહાર નીકળે છે, તેવી જ રીતે ભગવાનની શક્તિ સર્વત્ર વ્યાપ્ત હોવા છતાં પ્રતિમા દ્વારા એ શક્તિ પ્રકટ થાય છે. (૧) ધ્યાન અને ભાવ અનુસાર મુર્તિનું નિર્માણ કરવાથી, (૨) પૂર્ણ વિધિ અનુસાર પૂજન કરવાથી, (૩) અને શ્રદ્ધા તથા વિશ્વાસ રાખવાથી પ્રતિમા દ્વારા દૈવી શક્તિનો વિકાસ થાય છે. શાસ્ત્રમાં આ જાતના શક્તિવિકાસને પ્રાણપ્રતિષ્ઠાને નામે ઓળખવામાં આવે છે. પ્રાણપ્રતિષ્ઠા દ્વારા પ્રતિમામાં દિવ્યશક્તિનો આવિર્ભાવ થવાથી અનેક પ્રકારના ચમત્કારો પણ જોવામાં આવે છે. તે ઉપરાંત ભાગવતમાં કહ્યું છે તેમ, જે જે ભાવોથી ભક્ત પ્રભુની ભાવના કરે છે તે તે ભાવો અનુસાર મુર્તિ ધારણ કરીને પણ ભક્તને દર્શન આપે છે. શ્રીભગવાનની મધુર મુર્તિનાં દર્શન કરીને સાધકનાં મન તથા નયન તૃપ્ત થઇ જાય છે, અને એ રૂપને જોતાં જોતાં આનન્દ મગ્ન થઇ, તે દ્વારા ભગવદ્‌ભાવમાં તલ્લીન થઇ જઇ ભાવસમાધિમાં ડૂબી જાય છે. મૂર્તિ પૂજાનું છેલ્લું ઉત્તમ ફળ, અને મંત્રયોગની ભાવસમાધિ આ જ છે. આવા સાધકનું ચિત્ત સંસારથી સંપૂર્ણ ઉપરામ પામી પૂર્ણ વૈરાગ્યયુક્ત બને છે. અને પછી દેશકાળ વસ્તુથી અપરિચ્છિન્ન નિરાકાર, નિર્ગુણ બ્રહ્મધ્યાનનો અધિકાર તેને પ્રાપ્ત થાય છે. [અપૂર્ણ]

卐

# પ્રસંગસ્ફૂર્તિ

શ્રીમતી કસ્તુરબા ગાંધીનું આગાખાન મહેલમાં થયેલું અવસાન-દેશભરમાં તેમને માટે ભરાયેલી શોક સભાઓ અને મહાત્માજી ઉપર ઠેરઠેરથી આશ્વાસનના ઠરાવો.

શ્રીમતી કમલાદેવી ( ચટ્ટોપાધ્યાય ) અખિલ ભારત મહિલા પરિષદના વરાયેલા પ્રમુખ.

રાજકોટના મોદી કુટુંબની બે બહેનોએ જૈનાચાર્ય શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજના વરદ હસ્તે દીક્ષા લીધી-કુ. નિર્મળાબહેનની ઉંમર ૨૧ અને કુ મંજુલાબહેનની ઉંમર ૧૮ વર્ષની છે.

ગોંડળના મહારાજા શ્રી ભગવતસિંહજીનું થયેલું અવસાન અને શ્રી. ભોજરાજજીને ૬૧ વર્ષની ઉંમરે મળેલી રાજગાદી.

કાઠીયાવાડમાં લૂંટફાટ, ચોરી, ધાડ, અને બહારવટાંના વધતા જતા કીસ્સા-દેશભરમાં અનુભવાતી અનાજની તંગી, ગુજરાત અને કાઠીઆવાડના ગામોમાં બળતણની પણ તંગી જણાય છે.

શ્રી રામકૃષ્ણ આશ્રમ મણિનગર તરફથી વિદ્યાર્થિઓ માટે છાત્રાલય શરૂ કરવામાં આવ્યું છે, જ્યાં ધર્મના સંસ્કારો ઉપર ખાસ લક્ષ આપવામાં આવશે

શ્રી રામકૃષ્ણ મીશનના નામ હેઠળ પ્રો. સ્વામી એચ. ધ્યાનંદ નામની એક વ્યક્તિ નાણાં ઉઘરાવે છે. તો ભાવિક દાનાઓએ ખાતરી કર્યા પછી જ દાન કરવું.

મુંબાઇમાં મળેલી સંગીત પરિષદમાં પ્રો. રહીમુદીનખાને શુદ્ધ સંસ્કૃત ગિરામાં સંગીત લલકાર્યું.

હિંદની પૂર્વ સરહદ ઉપર યુદ્ધના વાદળ ઘેરાતાં જાય છે. આસામની સરહદમાં જાપાનીઓ જોશભેર આક્રમણ કરી રહ્યા છે.

ઉમરેઠમાં પણ ગીતામંદિર થયું. ઉગ્ર બનતું યુદ્ધનું વાતાવરણ. અશાંતિ ભૂખમરો અને આપત્તિઓની પરંપરા પરમાત્મા એ બધું સહન કરવાની પ્રજાને શક્તિ આપે! જગતમાં શાન્તિનું વાતાવરણ સત્વરે પ્રસરે એવી પ્રાર્થના !!

# મન-અશ્વને

તમે શિવને પન્થે વાળોરે, મન-અશ્વ તમારાં પગલાં,
હવે વિષ્ણુ માર્ગ માંડોરે, મન મસ્ત તમારાં ડગલાં,
મેં છૂટી મૂકી છે કર્મધુગ,
કદી રોકી નથી તમ વેગલગ,
હવે બ્રહ્મત્વમાં વાળોરે, મન-અશ્વ તમારાં પગલાં;
હવે સ્થાનક પાછાં લાવોરે, મન મસ્ત તમારાં ડગલાં.

ઉર અર્જુનની સહ રખવાળી,
કૃષ્ણ સારથિની થઈ સથવારી,
હવે કુરુક્ષેત્રથી લાવો રે, મન અશ્વ તમારાં પગલાં,
તમે ધર્મ ક્ષેત્રમાં ધારોરે, મન મસ્ત તમારાં ડગલાં.

તમે કષ્ટને પણ ખૂબ ખાધાં.
મેં કદી ના કીધી કંઈ બાધા,
હવે સંતૃપ્ત થઈ સ્થિર થાઓરે, મન-અશ્વ તમારાં પગલાં,
બની સ્વસ્થ ના ચમકાવોરે, મન મસ્ત તમારાં ડગલાં.

આશાની વાડી કુદાવી,
મમતાની ઝાડી સળગાવી,
સ્વઆસન પાછાં વાળોરે, મન અશ્વ તમારાં પગલાં,
તમે અમર રથે ઘર લાવોરે, મન મસ્ત તમારાં ડગલાં.

સૌ. કુસુમ ઠાકોર એમ. એ.

# મિત્રને પત્ર

( સાઠ વરસ પાણીમાં ગયા )



આત્મીય મિત્ર,

શ્રી પ્રભુ ઈચ્છા કહો કિંવા કર્મફળ કહો, તે પ્રમાણે જે પરિસ્થિતિ પ્રાપ્ત છે તે સારી છે. કેટલે અંશે પરિસ્થિતિ વિસ્તરી હોય તો સારી કહેવાય, એનું માપ નથી, માટે જે છે તે જ ઠીક છે. આમ માનવું એ મારે માટે યોગ્ય છે. આપનું આપ જાણી લ્યો

અફળ પુરુષાર્થપ્રદ આ માનાર્ શરીર મળ્યાને સં. ૧૯૮૨ ના શ્રાવણ સુદ ૭ ને રવિવારે સાઠ વર્ષ પૂર્ણ થઈ એકસઠમા વર્ષનો આરંભ થયો તે નિમિત્તે આશીર્વાદ પૂર્વક અભિનંદ તો આપનો કૃપા પત્ર મળ્યો છે, એ વાંચી પ્રસન્ન થવું જોઈએ, છતાં અપ્રસન્ન થયો છું. તેનું મુખ્ય કારણ ગત વર્ષોમાં થયેલો જીવનવ્યવહાર, વૃથા થયેલો જણાયો છે; અર્થાત્ સુવિચારથી જણાયું કે "સાઠ વર્ષ પાણીમાં ગયાં" એ જ છે. આમાં અવાંતર કારણો ઘણાં છે, તે અનુક્રમે જણાવું છું.

પ્રાપ્ત શરીરને મનુષ્ય એવી સંજ્ઞા છે; તે જો મનુષ્યત્વ હોય તો જ સાર્થક છે, નહીં તો નહીં જ. આર્ય શાસ્ત્રો કહે છે કે—"જેના આચારમાં હીંસા, ચોરી અને વ્યભિચાર ન હોય; જેની વાણીમાં નિંદા, અસત્ય, કઠોરતા અને વાચાળતા ન હોય; જેના વિચારમાં તૃષ્ણા, ચિંતા અને બુદ્ધિમાંધતા ન હોય; તેજ મનુષ્ય, મનુષ્ય સંજ્ઞાને યોગ્ય છે." આ પ્રમાણે હજુ પ્રમાણિત મનુષ્ય થવાયું નથી, ત્યાં અન્યની વાત જ શી ?

પરમ સુખ પામવાની અતુલ લાલસા જે સદા જ છે, વસ્તુતઃ તો તે સદા પ્રાપ્ત જ છે, પણ એને અનુભવવાની પૂર્વ અને પૂર્ણ તૈયારી તરીકે, વિશુદ્ધ ચારિત્રબળ, યોગ્ય અધિકાર પરમાત્મદર્શન વિનાની બીજી કોઈપણ ભાવના-કામના ગુપ્ત કે પ્રસિદ્ધ કિંચિત પણ જેમાં નહોય તેવું હૃદય તથા સાત્વિક, શ્રદ્ધા, ભક્તિ ઇત્યાદિ હોવાં જોઇએ, તે હજુ મેળવાયાં નથી; અર્થાત્ પરમસુખ-પ્રભુપદ પામવાની આકાંક્ષા આદર આપવા જેવી છે, પણ વિશુદ્ધ ચરિત્ર, તીવ્ર વૈરાગ્ય, નિષ્કામતા, શ્રવણ સ્મરણાદિ, સવિવેક અડગ શ્રદ્ધા, શુદ્ધ સાત્વિક અવસ્થા, એ બધાં હજુ પરિપક્વ દશાએ પહોંચ્યાં નથી, એટલું જ નહીં પણ હજુ તેની ઝાંખીએ થઈ નથી.

વિષયાભિનિવેશમાં સ્વચ્છાપસ્થા રહેનારને બોલવામાં કે સાંભળવામાં સ્હેલો પણ તેમને અનુભવવામાં જરાય સ્હેલો નહિ, એવા " અભેદ " અથવા " અદ્વૈત " શબ્દ માત્રને ઓથે રહી થતા અત્યાચાર, અનાચાર અને અનર્થક કે જે આચારવિચારના વ્યવહારમાં જગાપે ન જોઈએ, તે તામસ જ્ઞાનરૂપે બુદ્ધિમાં ઘર કરી બેઠા છે, અને અહંબ્રહ્માસ્મિ " અથવા 'શ્રીકૃષ્ણ શરણંમમ " જેવાં પવિત્ર વાકયો દાંભિકતાથી ભકાવે છે, યોગ્ય યોગ્યતા મેળવી શ્રી સદ્દગુરૂ શરણદ્વારા શરણ શબ્દના યથાર્થ મર્મને જાણ્યો નથી, તેનું એ પરિણામ છે તેથીજ અધઃપાત તરફ સ્વેચ્છાચાર અવિરત ધકેલે છે.

અધઃપાતથી રક્ષનાર સત્સંગનો અભાવ અનુભવાયો છે. સત્સંગનો તાત્વિક અર્થ તો, અસત્ નહિ એવું સત્સ્વરૂપ અથવા સ્વસ્વરૂપ કિંવા સદ્દગુરૂ સ્વરૂપ યથાધિકાર અંતરાય રહિત વૃત્તિમાં સદા આરૂઢ રહે તે છે. આવા સત્સંગના રંગી મહાનુભાવ યોગારૂઢ પુરૂષનો, નિરંતર દાસ ભાવે સંબંધ રહે તે સાધકનો સત્સંગ છે. એજ સત્સંગ નિજ રંગમાં રંગી અધઃપાતથી રક્ષે છે. ઉક્ત સત્સંગ રહિત વ્યવહારના " સાઠ વર્ષ પાણીમાં ગયાં એમ કહેવામાં અને માનવામાં શો બાધ છે ?

હવે શું કરવું ? જાણ્યું ત્યારથી જન્મ્યા, જાગ્યા ત્યારથી સવાર આ ઉક્તિ પ્રમાણે ગતનો શોક ત્યજી વર્તમાનમાં વર્તવાનો અંતિમ નિશ્ચય આ કર્યો છેઃ-" પ્રથમ ચરિત્ર ઘડવું, એટલે પ્રાપ્તિ, પ્રતિષ્ઠા અને ખ્યાતિની સ્પૃહા ત્યાગી, તે ચારેબ્બતી સંભવિત અતૃપ્તિઓથી નિરખી, પુત્ર, ધન, અને

આરોગ્ય એથી વયમાં મારવાં છોડી યદચ્છા પ્રાપ્તમાં સંતુષ્ટ રહી, સ્વાધિકાર વધારવો. યોગ્ય અધિકાર પ્રાપ્ત થયે, વિવેકવતી અશુદ્ધ સાત્ત્વિક દૃઢ શ્રદ્ધાપૂર્વક, વ્યક્તિ પૂજ્યરૂપ પ્રેતાવાહન કર્યા વિના "તત્વનિષ્ઠ" થવું. આ નિશ્ચય નિશ્ચયરૂપે રહેવા "શ્રી સદ્‌ગુરૂ રૂપે પરમાત્મ પ્રભુ શ્રી કૃષ્ણ સહાય કરો" આ પ્રાર્થના પૂર્વક ॐ તત્સત્ સ્મરીશ અને વિરમીશ.

આપના દષ્ટિપંથમાં આ રસ્તું હૃદય ધર્યું તે આત્મ પ્રેમી છો માટે જ સહાય ઇચ્છું છું. માત્ર આપની શુભ ભાવનાનો અવિનય થયો હોય તો તે માટે ક્ષમા યાચી વિનવીશ કે સપરિવાર આપનું કુશળ વારંવાર અવકાશે જણાવતા રહેશો.

ભવાટવીમાં ભટકતો
પ્રવાસી સ્વપ્નદત્ત



"કાર્ય કારણને, જાણનારાળા જીવનમુક્તોનાં ચિત્તની જે સ્થિતિ છે, તે સત્વ કહેવાય છે. એટલે ચિત્ત વગર પણ જીવનમુક્તનો વ્યવહાર થાય છે. જીવનમુક્તની વાસના વ્યવહાર કરાવે છે, પણ પુનર્જન્મ આપતી નથી માટે તે વાસના ચિત્ત- કહેવાની નથી પણ સત્વ કહેવાય છે. મન વગરના અને સદા સમપદમાં રહેલા એવા તત્ત્વવેત્તાઓ, આસ્થા વિના વ્યવહાર કરે છે. આત્મસાક્ષાત્કારવાળા જીવનમુક્ત પુરુષો વ્યવહાર કરે છે, તો પણ સદા પ્રકાશ સ્વરૂપ અદ્વૈત વસ્તુનાં દર્શન કરે છે. માટે તેની દૃષ્ટિમાં બાધ કરાયેલું ભેપણું, એકપણું અને તેની વાસના કદી પણ સંભવતું નથી, અંતર્મુખતાએ કરી સર્વ દ્વૈતને ચિત્ અગ્નિમાં હોમવાથી તત્ત્વજ્ઞાના મનના ભ્રમો, નિવૃત્ત પામે છે. વિવેકે કરી શુદ્ધ થયેલું ચિત્ત સત્વ કહેવાય છે."

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ

# वस्ताजीनी अप्रसिद्ध वाणी

( આઠમા અંકથી ચાલુ )

સંશોધકઃ-શ્રી લીલાધર મૂળશંકર ભટ્ટ

卐

(૩)

## અંગ મિથ્યા જ્ઞાની કો

મિથ્યા જ્ઞાની જુગ મધે બહુ ધરે અહંકાર,
ઉપર ઉંચો થઇ ફરે પણ બુદ્ધિ નાહે ભાર (૧)
દંભી દંભ બહુ આચરી ભોળવીયો સંસાર,
આપ ડુબે, ઔર ડુબાવહી, સમજત નાહીં સાર. (૨)
અંધા જ્ઞાની બહુ મળે જેસી અંધી ગાય,
પૂછો પૂજક થઇ અવતરે-આખર કરવા જાય. (૩)
નામ ધરાવે પૂજ્ય કો-પણ પૂજ્ય પણું નહીં કાંઇ,
મિથ્યા જ્ઞાની ઠોર ઠોર આ જુગમેં બહુ હોય. (૪)
ખદ્યોત તો ચમકત ફીરે કહે રવિ મેરા નામ,
ઉન્સે કૈસે હોત હે રવિ કેરા કામ. (૫)
રૈન અંધારી જ્યાં હોયે ત્યાં ખદ્યોત કો ચમકાર,
અર્ક ઉદય જ્યાં પ્રકટીયો ખદ્યોત કાઇ અંધાર. (૬)
મિથ્યાજ્ઞાની, ખદ્યોત હે અણુસમજુ લોક રૈન,
કોઇ કોઇકું પ્રકાશે નહીં નહીં લેણુ નહીં દેણુ. (૭)

સંત જ્ઞાની એ અર્ક હે ઉન્કા બહૂ ઉદ્યોત,
ઓ ઝાંખે સબ હોત હે દેખી ઉન્કી જ્યોત. (૮)
ગજ ગઠીયા ગોળા કરે કહે ભ્રમર ભેરા નામ
ઓ વાસના હે પુષ્પકી ઓ ખેડે ઓ દામ. (૯)
રંગ દોઠા એક દીસે પણ ગાયમેં પરતાય,
મિથ્યાજ્ઞાની આતમા અનુભવે ઓળખાય. (૧૦)
સત્સંગથી શીખીને કહે કુસંગી જ્ઞાન,
ગંગા જોડે વહોકળા અંધ ધરે અભિમાન. (૧૧)
શીખી સાખી બનાયકે જ્યાં ત્યાં જોડે જોડ,
સૂત્ર ભાષ્ય લખ્યા વિના એ અમથી તાણા તોડ. (૧૨)
મેઅકસકુ ઓળખે નહીં ભરમે કથત હે જ્ઞાન,
ઉપરનુ લઇ આચરે લહે ન સાચી સાન. (૧૩)
અણુગમતી કો નારીકું સ્વામી ન લગાવે અંગ,
શણગાર સજે તે આપ શું ઉલ્ટા બગાડે રંગ. (૧૪)
લોકોમા સૌભાગ્યવતી જાતે નાહીં સુખ,
વિવેકે વિચારતાં ઉલ્ટા રહામો દુઃખ. (૧૫)
એસે મિથ્યા જ્ઞાનીકું માને સબહી લોક,
આત્મજ્ઞાને વિચારતાં સબહી ફોકે ફોક. (૧૬)
મિસરી કા મોલ કરે આપે વિષકું ખાય,
એસા મિથ્યા જ્ઞાનીઓ આ જુગમાં બહુ થાય. (૧૭)
વાચક જ્ઞાન કહી કહી ઔરોકુ સમઝાય,
ગુરુલક્ષ લહ્યા વિના અંતર કપટ ન જાય. (૧૮)
વેષ ધરે મહા પુરુષકા કરે જગતકા કામ,
ભરમે ભરમ હી ઉપજે લેતાં ઉનકા નામ. (૧૯)
મત ઉઠાવે મન તણા જગત પ્રબોધવા જાય,
મહા પુરુષ થે મન ચોરી ખપ્પર માંહી ખવાય, (૨૦)
ઔરોકું ઉપદેશ કરે પણ આપ ન માને રેખ,
વિના વિવેકી-જ્ઞાનીકું મુખમેં મારો મેખ. (૨૧)

મહાપુરુષકું માને નહીં કરે સંસારીકો સંગ
મુરખ મિથ્યા જ્ઞાનીકો એસે હોયે ઢંગ. (૨૨)
ઉપર બાંધે પાઘડી નીચે નાગા જાય,
મુરખ મિથ્યા જ્ઞાનીકું તો કુ લાજ ન આઇ. (૨૩)
પેટમેં ભૂખ હૈ શેરકી મોઢે ચોપડે તેલ,
મુરખ મિથ્યા જ્ઞાનીકો એસો હોયે ખેલ. (૨૪)
આત્મજ્ઞાની સંત મળે જુઠા કી જુઠ દેખાય,
દગ્ધ થાય તે દુઃખથી અંતર કપટ ન જાય. (૨૫)
નામ ધરાવે જ્ઞાનીકો પ્રપંચ કરે અપાર,
મિથ્યા મુરખ જ્ઞાનીકા મુખમેં નાખો છાર. (૨૬)
ચંચળ બોલે ચાવળો લાવે શાસ્ત્રકી સાખ્ય,
લક્ષ્ય-અલક્ષ ના મેળવે મુખસે કહે બહુ દાખ્ય. (૨૭)
એ હોલવવા ઔરકું ફરે અપને ઘરમેં આગ,
મુરખ મિથ્યા જ્ઞાનીકું સમજી કીજે ત્યાગ. (૨૮)
ઔરકો સુઝે નહી, અપના જલ જલ જાય,
મિથ્યા મુરખ જ્ઞાનીકો એકો કાજ ન થાય. (૨૯)
ઘરમાં અનાજ મુકી નહીં કહે વરો કરું છું ભાઈ,
સબમેં નહોતા બોલ્યા લોક આયે કયા ખાય ? (૩૦)
ઉલટી હોયે મશ્કરી તાલી પડે જુગ માંહ,
મુરખ મિથ્યા જ્ઞાનીકું કુત્તા કયું ના ખાય ? (૩૧)
એક અંધે અંધા સો હાટીયા ચલ્યા તિર્થકી દોર,
અંધકૂપ આગે આયા સબહિ પડયા એક ઠોર. (૩૨)
કોણ કોણકું કાઢહી સબહિ અંધે અંધ,
મુરખ મિથ્યા જ્ઞાનીકો એસો પંથ નિરંધ (૩૩)
હાથ પાવસેં પાંગળા કરે સ્વારકી હોડ
પંથકો પાર લાધે નહી વિના દોડયા દોડય. (૩૪)
વાચક, જ્ઞાની; પાંગલા, લક્ષ જ્ઞાની અસ્વાર;
એ દોકા • સંગ બને નહીં કહો વેદ વિચાર (૩૫)

નાણુ તો નામે નહી યઈ ફરે શાહુકાર,
મુરખ મિથ્યા જ્ઞાનસે અતે હોત જુવાર (૩૬)
લુણ કો ધીરે નહી કહે ટુંડી સ્વિકાર ભાઈ,
મુરખ મિથ્યા જ્ઞાનીકી એસી હોત ઠગાઈ. (૩૭)
કોડી ગાંઠે બાંધ કે મણિ લેવા જાય,
મુરખ મિથ્યા જ્ઞાનીકુ લાજ કછુ ના આઇ (૩૮)
મણિ હાથ આવે નહી ઉલ્ટો માર તે ખાય,
મુરખ મિથ્યા જ્ઞાનીકો ભાંડ વગોણા થાય. (૩૮)
ખોળ કુચકી કા સોદા કરે કહે ગાંધી મેરા નામ,
એસે ખાટે માલ પર કોણ છોડે દામ ! (૪૦)
છોડે તો છોડે કોડીઓ નાણુ આપે નાહી,
મુરખ મિથ્યા જ્ઞાનીકે માલ નથી કઈ માંહી (૪૧)
ભેદી ભેદ વિચારકે છોડે ઉનકા સંગ,
ચસ્તા વિશ્વંભર ઓળખે અમર હોયે અંગ (૪૨)

अंग मिथ्या ज्ञानीको सपूर्ण

卐

# એક કસરત.

લેખકઃ—રમેશ રંગનાથ ગૌતમ બી. એ.



માણસ જન્મથી મરણ પર્યંત અનેક પ્રકારની પ્રવૃત્તિ સતત કરે છે. તે ઉંઘતો હોય છે કે દેખીતી રીતે કશા કામકાજ વગર બેસી રહેલો હોય છે, ત્યારે પણ એની પ્રવૃત્તિ ચાલુ જ–હોય છે. ઉંઘવાની કે બેસી રહેવાની, અને એવી નકારાત્મક દેખીતી પ્રવૃત્તિ પણ હેતુ વગરની નથી હોતી.

આ નિરંતર વ્યવસાયનો, મહેનતનો હેતુ શો હોય છે? આ બધું માણસ શા માટે કરે છે?

સુખ મેળવવા કાજે.. સુખી થવા માટે. આપણે ઉંઘીએ છીએ, તે પણ થાકમાંથી તાજગી મેળવવા માટે, કે પછી ઉંઘની મોજ માણવા માટે, ઉંઘમાંથી બને તેટલું સુખ ખેંચી લેવા માટે; એમને એમ બેસી રહીએ, તે પણ એવા કોઇપણ હેતુસર જ હોય છે, એમ જરાક વિચાર કરતાં સમજાશે.

આરોગ્યને આપણે ઇચ્છીએ, અને આરોગ્ય મેળવવા પ્રયત્નો કરીએ, તેનો અંતિમ ઉદ્દેશ પણ એજ છે....તનદુરસ્ત બનીને જીવનના સુખસંચયમાં બને તેટલો વધારો કરવાનો.

એટલે કે આપણા જીવનનો એકજ હેતુ, એકજ ઉદ્દેશ, એકજ ધ્યેય હોય છે; અને મનુષ્ય માત્ર, પ્રાણી માત્ર, એની ખોજ કાજે જ દિનરાત નિરંતર વ્યવસાય કરે છે; એ હેતુ, તે સુખની પ્રાપ્તિ, ધન આરોગ્ય, કલા, સંપત્તિ, કુટુંબ મિત્રો સાહિત્ય...એ બધાં એ ખોજનાં સાધન માત્ર છે.

વિચારશીલ મનુષ્યોનો એકંદર એવો અનુભવ છે, કે ખરી મજા, ખરું સુખ, ધ્યેયની પ્રાપ્તિમાં નહિ પણ એની શોધમાં જ હોય છે, રમતો રમવામાં આવે છે તે જીત મેળવવા અર્થે, શિકારની સહેલ કરવામાં આવે છે, તે જનાવરનાં અંતે ઘાત માટે, રાજકીય ક્ષેત્રમાં દેશભક્તો જે આત્મસમર્પણ કરે છે તે સ્વરાજ્ય મેળવવા માટે, એવું દરેક પ્રવૃત્તિનું હોય. અને એ વાત પણ સાચી. પરંતુ ખરા ખેલાડીને સાચી મજા ખુદ રમતમાં હોય છે; જીતાય તો ખોટું નહિ પરંતુ હાર ખાવી પડે છતાં રમત ગમી હોય, તો હારની એને પરવા ન હોય એને તો રમતની મોજ Good game ની જ પડી હોય, અને એ મળે એટલે જાણે બધો ભયો !!

સાચા ખેલદિલ શિકારીનો આનંદ મૃગની શોધમાં, એની પૂઠ પકડવામાં એને પહોંચવા તથા પોતાના શસ્ત્રની મર્યાદામાં લાવવા માટેની યુક્તિ-પ્રયુક્તિઓમાં જ સમાયેલો હોય છે. ઘણા સારા શિકારીઓને મેં એ હકીકતનો એકરાર કરતા સાંભળ્યા છે, કે જનાવરનો ઘાત થયા પછી એ ઘાત કર્યાનો કશો આનંદ નથી હોતો. બલ્કે કેટલીક વાર તો એનો અફસોસ પણ થાય છે, પરંતુ એ શિકારની શોધ અને તેના અનુસરણની ગંમતને તે વર્ષો સુધી ખૂબ ઉમંગ અને હર્ષથી યાદ કરે છે.

જેમણે દેશસેવાને જીવનકાર્ય માન્યું છે, તેવા દેશભક્તો તો બાપોકાર જાહેર કરે છે કે સ્વરાજ્ય પ્રાપ્તિ કાજે દરેક પ્રકારનું બલિદાન આપવામાં તેમને આત્યંતિક આત્મસુખ અને સંતોષ થાય છે ભોગ આપવાના આનંદ આગળ ગુમાવેલી વસ્તુ કે સગવડની ખોટની તેમને કશી વિસાત હોતી નથી. તેથીજ તેઓ કહે છે કે દેશસેવામાં ફના થઇ જનારની કોઇ દયા ખાશો નહિ. તેની કદર કરો, પ્રશંસા કરો અનુસરણ કરો, પરંતુ દયા ખાવાની જરૂર નથી. ત્યાગની મહત્તા, ત્યાગની એ મસ્તી આગળ બીજું બધું ગૌણ છે. સ્વરાજ્ય તો મળશે ત્યારે તેની તુલના થશે. કદાચ એ પ્રાપ્તિ પછી તેની સુવ્યવસ્થા કે તેના નિભાવ માટે પહેલાં કરતાં પણ વધારે મહેનત, ત્યાગ અને ભોગના પરંપરા ચાલુ રાખવી પડે તો નવાઇ નહિ. બલ્કે એમજ થવાનું છે એ બધા સમજુ કાર્યકરો જાણે છે. પરંતુ તે વખતે ધ્યેય બદલાયું હશે, સ્વરાજ્ય મેળવવાનું મટીને સુરાજ્ય રૂપે તેને વ્યવસ્થીત કરવાનું કાર્ય આવી પડ્યું હશે. ટૂંકામાં

એક ધ્યેય સિદ્ધ થતાં બીજું ઉભું કરવામાં આવશે. અર્થાત આનંદ અને સુખ તો એક યા બીજા હેતુ માટેની મહેનતમાંજ રહેશે.

સંગીતના શોખીનો તથા ઉસ્તાદોમાંથી કોણે એ કલાની ઇતિશ્રીએ પહોંચીને ગાવા બજાવવાનું માંડી વાળ્યું છે ? એમનો આનંદ તો સંગીતમાં વધારે ને વધારે આગળ વધવાના પ્રયત્નોમાંજ સમાય છે.

આપણે નિરોગી શરીર માટે, કાયાને બળવાન બનાવવા કસરત કરીએ, જુદા જુદા નિયમો પાળીએ, એ બધામા પણ ખરી મજા એ કસરતની મસ્તીમાં, એ નિયમોના પાલનમાં તથા સંયમના પરિશીલનમાં જ છે, બળની પ્રાપ્તિ પછી પણ એના નિભાવ અર્થે પહેલવાન કસરત તથા સંયમ-નિયમ તો પાળ્યા જ કરે છે, શા માટે ? એમાજ એને સુખ પડે છે તેથી.

એટલે કે માનવીની પ્રવૃત્તિમાત્ર સુખની શોધ રૂપે છે; અને ખરું સુખ એ શોધમાંજ સમાયેલું હોય છે. તેથી પોતે ધારેલું ધ્યેય પાર ન પડે તેનો હરખ શોક કોઇએ કરવો ન ઘટે, પરંતુ ખરા જિગરથી, નેક દિલથી, દિલ ખોલીને તે કાજે મહેનત કરી છૂટવામાં જ સંતોષ તથા જીવનની ઇતિ-કર્તવ્યતા લેખાવાં જોઇએ. જો એટલું સમજાય, તો કોઇપણ પ્રમાણિક માણસને કદીયે દુઃખ લાગવાપણું ન રહે, કેમકે હારજીતનો અસંતોષ જ નીકળી જાય, અને પ્રવૃત્તિ જ આનંદરૂપ બની રહે.

અને જેને મુમુક્ષુ કહેવામાં આવે છે, તેની પણ એજ સ્થિતિ છે; ન હોય, તો હોવી જોઇએ, મુમુક્ષુ આત્માના સ્વરાજ્ય માટે મથતો હોય ઝંખના એની એ, માત્ર પ્રકાર અને સાધન જુદાં. મોક્ષ તો જ્યારે મળતો હશે ત્યારે મળશે. ધ્યેય તરીકે એ ઉત્તમ વસ્તું છે, એ કબુલ, પણ મોક્ષ કોણ જોવા ગયું છે ? તેના વિષે જે વાંચીએ સાંભળીએ છીએ, એ તો દ્રષ્ટાઓ ઋષિ મુનીઓ અને પ્રખર બુદ્ધિમાન આચાર્યોની બુદ્ધિયુક્ત કલ્પનાઓ છે, એની કોણ ના કહી શકશે ? મનુષ્યના મનુષ્યત્વને, એનામાં વસતા દેવત્વને છાજે એવા આદર્શો એમણે સ્થાપ્યા છે; એ કબુલ, પરંતુ મુવા પછી, મોક્ષ મળ્યા પછી, એ મોક્ષમાં શો સ્વાદ હશે તે કોણ જાણે ? ખરો આનંદનો અતિરેક તો એ અદભૂત આદર્શ તરફ પ્રગતિ કરવાના પ્રયત્નમાંજ રહેલો હોય. એ પ્રયત્નજ સાચો મોક્ષ છે, એમ હું માનું.

સત્યની સદ્દસા ઝાંખી થતાં મન કેવું આનંદથી ઉછળે છે! માનવસમાજ પ્રત્યે સમભાવ અને અનુકંપા હૃદયને કેટલું સુખ આપે છે! બુદ્ધિયુક્ત મધુર વાર્તાલાપ આગળ બીજું બધું નીરસ લાગે છે.

ખુશનુમા સવાર, રૂપાળી સાંજ, ખીલતી કળી......ગુલાબના છોડને ફૂટતી લાલ ચટક કૂંપળોનો વિકાસ તમે કદી નીરખ્યો છે? ન નીરખ્યો હોય તો તમે જીવનનો એક લહાવો ગુમાવ્યો છે. નાનાં બાળકો અને અન્ય પ્રાણીઓનાં શિશુ બેટોની નિર્દોષ ગંમતની તમને કદર છે? રાતે બગીચામાં ફરતાં હવામાં લહેરાતી મધુર સુગંધીઓથી મગજને તર કરવાની લહેજત તમે ભોગવી જાણી છે?......

એટલે કે જીવનમાં ભોગવવા જોગવવા જેવું તો ડગલે ને પગલે હોય છે. એને માટે સરંજામની ખોટ નથી. પરંતુ તે ઉપરાંત, જીવનનો જેને "કલહ" કહીએ છીએ, તેમાંથી પણ હસવાની બાજુ શોધી કાઢવી, અને દુઃખના દરીયામાંથી પણ આનંદનો બુંદ લૂંટી લેવો, એ મર્દનાં કામ છે. માણસની માણસાઈને એ કુદરતની ચેલેંજ છે, પડકાર છે. બુદ્ધિ શુદ્ધ અને સાધન નિર્મળ, એ જ આ રમતની મુખ્ય શરત છે. એ રમત હાજે એ કસરત માટે સબળું વસુલ છે, નહિ?

અને એ જ યોગ છે એમ હું કહું તો આતુર મુમુક્ષુઓ અને ગંભીર ગુરુઓની જમાત મને માફ કરશે.

卐

# બ્રહ્મસૂત્ર

પ્રયોજક :—શ્રી રમણીક એ. મહેતા

( ગતાંકથી ચાલુ )

卐

## પ્રથમ અધ્યાય

## પ્રથમપાદ

અથાતો બ્રહ્મજિજ્ઞાસા ॥ ૧ ॥

( अथः अतः ब्रह्मजिज्ञासा )

અર્થ :—પછી ( અથ ) એથી ( અતઃ ) બ્રહ્મ શું છે, તે જાણવાની ઇચ્છા ( બ્રહ્મજિજ્ઞાસા ) પ્રત્યેકને હોવી જોઇએ.

ગુરૂ :—જે શારીરક મીમાંસા, આચાર્ય ચૂડામણિના ભાષ્યને આધારે આપણે સમજવા તત્પર થયા છીએ, તેનું આ પ્રથમ સૂત્ર છે. ' અથ 'નો અર્થ અહીં ' પછી ' લેવાનો છે. ' અથ '=આનંતર્ય=પછી=કંઇની પાછળ લાગલું જ કે તરત જ ( immediate succession ) લેવાનો એમ શ્રીભગવાન ભાષ્યકાર કહે છે. અહીં ' અથ '=પ્રારંભ લેવાનો નથી.

શિષ્ય :—આ માટે નહીં ? ' અથ યોગાનુશાસનમ્ ' એમાં અથ શબ્દનો અર્થ પ્રારંભવાચક છે. અહીં એ તેમ અર્થ લઇએ તો વાંધો શો છે ?

ગુરૂ :—વત્સ ! જિજ્ઞાસા એટલે ઇચ્છા. ઇચ્છા આરંભ કરવા યોગ્ય છે એ શું વિચિત્ર લાગતું નથી ? બીજા કેટલાક જિજ્ઞાસાનો અર્થ લક્ષણાથી વિચાર એમ કરે છે, અને જિજ્ઞાસાની પછી ' કર્તવ્યા ' ( =કરવો જોઇએ )

એ પદ અધ્યાહાર માને છે. જો કર્તવ્યોને અધ્યાહાર માનીએ તો પછી 'અથ' શબ્દનો અર્થ નકામો થઈ પડે છે. શબ્દકોષમાં 'અથ'ના અર્થ આ પ્રમાણે છે. અથ=મંગળ, અનંતર, આરંભ. પ્રશ્ન, કાર્ત્સ્ન્ય= સંપૂર્ણતા, અખંડતા વગેરે છે.

શિષ્ય :—તો પછી મંગળ અર્થ અહીં ઠીક થઈ પડશે. પ્રારંભમાં મંગળ પ્રષ્ટ છે. સૂત્રકર્તા મહર્ષિ આરંભ મંગળવાચક કરે એ શક્ય છે.

ગુરૂ :—'અથ' શબ્દ નહીં, પણ 'અથ' શબ્દનો ઉચ્ચાર જો કાને પડે તો તે મંગળકારક છે. કોઈ બહાર જવા નીકળે, કોઈ સૌભાગ્યવતિ સ્ત્રી, માથે પાણીનું બેડું લઈ આવતી સામે મળે તો તે શુભ શકુન છે—મંગળકારક છે. તે સ્ત્રી શકુન આપવાના ઈરાદાથી નીકળી નથી. તે પ્રમાણે, 'અથ' મંગળકારક માનો તો વાંધો નથી. પણ, 'અથ' શબ્દ મંગળના હેતુથી વપરાયો નથી. જે પ્રમાણે વીણાનો નાદ મંગળકારક માન્યો છે તે પ્રમાણે અથનો ઉચ્ચાર શ્રવણ થાય તો તે પણ મંગળકારક માનેલ છે. હવે જો એમ કહેવામાં આવે કે પહેલાં કંઈ આવી ગયું છે તેને ધ્યાનમાં લઈ–પહેલાં ઉપ-ક્રમ થયો છે એવા પ્રકરણને અનુલક્ષી અથ શબ્દ વપરાયો છે, તો બ્રહ્મજિજ્ઞાસા પહેલાં કંઈ પ્રકરણ ( antecendent factor ) જ નથી. વારૂં જો પહેલાં આવી ગયેલ પ્રકરણને અનુલક્ષી અથ શબ્દ વપરાયો હોય તો તેનો પણ અર્થ પછી જ થશે. માટે 'અથ'નો અર્થ અમે જે કરીએ છીએ તેમાં અને તમારા અર્થમાં કંઈ ફરક રહેતો નથી. આથી 'અથ'નો અર્થ 'પછી' સિદ્ધ થાય છે.

શિષ્ય :—ગુરૂદેવ, અથ શબ્દનો અર્થ પછી માન્યો. પણ શાની પછી ? એવું કંઈ છે કે જેના વગર 'બ્રહ્મજિજ્ઞાસા' થાય જ નહીં ? આપનો કહેવાનો મર્મ એવો નથી ને, કે પહેલાં કંઈ સાધનો મેળવીએ નહીં, તો બ્રહ્મ-જિજ્ઞાસા ન થાય. મને તો લાગે છે, કે બ્રાહ્મણ વગેરે વર્ણના માણસોએ ઉપનયન પછી–જનોઈ ધારણ કર્યા પછી પ્રથમ વેદનું અધ્યયન કરવું, પછી ગૃહસ્થાશ્રમને માટે ઉપયોગી યજ્ઞયાગ કરવા એટલે પૂર્વમીમાંસાનો સારી પેઠે અભ્યાસ કરવો અને પછી બ્રહ્મને જાણવા માટે વિચાર કરવો.

ગુરૂ :—વત્સ ! જો તું એમ કહેતો હોય પહેલી ધર્મમીમાંસા અને પછી

બ્રહ્મમીમાંસા તો તેમ નથી. એ બન્ને વચ્ચે કાંઈ કારણભાવ નથી. દાખલા તરીકે મેટ્રીક થવાય તો કોલેજમાં જવાય,–તેની માફક ધર્મમીમાંસાથી બ્રહ્મમીમાંસા, એમ નથી. જેણે ધર્મમીમાંસાનો જરા પણ અભ્યાસ કર્યો નથી એવા માણસો વેદાંતનો અભ્યાસ કરે તો પ્રભુ બ્રહ્મ શું એ જાણી શકે છે. કોઈ એમ કહે છે ' અથ ' શબ્દનો અર્થ પછી જે કરીએ છે તે ક્રમવાચક. એક પછી બીજું પછી ત્રીજું એમ. આમ કહેવાનું કારણ એ છે કે યાગયજ્ઞાદિમાં પ્રત્યેક અનુષ્ઠાનને માટે એક નિર્દિષ્ટ ક્રમ છે તે ક્રમને અનુસરવું જ પડે છે. જેમ કે પ્રથમ પશુનું હૃદય લઇ અવદાન હોમ કરવો. પછી જીભનું પછી વક્ષ સ્થળનું. આ નિયમનું ઉલ્લંઘન થાય તો યજ્ઞનું ફળ મળે નહીં. બ્રહ્મવિચારમાં આવા નિયમની જરૂર નથી. તાત્પર્ય એ છે કે ' અથ ' શબ્દનો અર્થ જે ' પછી ' કર્યો તે ક્રમબોધક નથી. એટલે ધર્મજિજ્ઞાસા પહેલી અને પછી બ્રહ્મજિજ્ઞાસા એવો ક્રમ નથી. અહીં અથ શબ્દને માટે કેટલાક બીજા મુદ્દા ઉભા કરે છે, પણ, તે બહુ મહત્વના નથી.

શિષ્ય :—પણ, ગુરુદેવ ! તે મુદ્દા કીયા છે ?

ગુરુ :—જ્યાં એક જ માણસને એકથી વધારે કામ કરવાનાં હોય ત્યાં ક્રમ તો હોય જ, કે પહેલું આ અને પછી આ. ધર્મજિજ્ઞાસા અને બ્રહ્મજિજ્ઞાસાનો કર્તા એક નથી. એનું પ્રમાણ ? બન્ને જિજ્ઞાસા વચ્ચે એક કર્તૃત્વ કેમ ન હોય ? એનો જવાબ એ છે કે જ્યાં શેષશેષીભાવ કે અધિકૃત–અધિકાર હોય ત્યાં એક કર્તૃત્વ–એક કરનાર સંભવે છે. શેષશેષીભાવ= અંગઅંગીભાવ. એક પ્રધાન–મુખ્ય કાર્ય અને તેનાં અંગભૂત–કાર્યો વચ્ચે જે સંબંધ તે શેષશેષીભાવ=અંગઅંગીભાવ. આપણે સંધ્યાકર્મ લ્યો. સંધ્યા કરનારને પહેલાં સ્નાન કરવું, પછી આચમન કરવું. પછી ભસ્મલેપન, પછી પ્રાણાયામ અને પછી સંધ્યાવંદન. અહીં સંધ્યા એ ' અંગી ' છે. અને આચમન, ભસ્મલેપન વગેરે તેનાં ' અંગો ' છે. અથવા સંધ્યા એ 'શેષ' છે અને બીજી ગૌણ ક્રિયા ' શેષ ' છે. જ્યાં યજ્ઞનો કરનાર એક હોય ત્યાં બધી ક્રિયા–કર્મો સાથે થાય નહીં, ક્રમવાર થાય.

શિષ્ય :—અધિકૃત–અધિકારનું શું ?

ગુરુ :—વત્સ ! તું ઊંડો વિચાર કરીને જો. તને એમ જણાશે કે દુનિયાના સર્વ પદાર્થ અનિત્ય=નાશવંત છે. જેને માટે આપણે દોડાદોડ કરીએ છીએ, અનેક પ્રકારનાં કષ્ટ સહન કરીએ છીએ, તે સર્વ નાશવંત છે. ચિરકાળ ટકે એવી કોઈ વસ્તુ નથી. કેટલાક પદાર્થ લાંબા વખત સુધી ટકતા જણાય છે હજાર કે બારસો વર્ષ; અનંતકાળની ગણતરીમાં હજાર બારસોનો શો હિસાબ છે ? એથી પણ વધારે ઊંડો વિચાર કરતાં જણાશે કે બાહ્ય પદાર્થોમાં સ્થાયિત્વ નથી. માત્ર ભ્રમ છે. પ્રત્યેક પદાર્થ પ્રતિપળે બદલાય છે: આ શરીર, વૃક્ષ, પહાડ આ પળે છે તેવા બીજી પળે હોતાં નથી. કંઈ ને કંઈ પરિવર્તન પામે છે. આ અવિશ્રાંત સતત પરિવર્તન તે જ સંસાર. ત્યારે અહીં પ્રશ્ન એ થાય છે કે આ પરિવર્તનની અંદર એવો કોઈ સ્થિર નિત્ય પદાર્થ નથી કે જેને અવલંબન કરી આ પરિવર્તન પ્રવાહ વહ્યા કરે છે ? જરા ધ્યાનમગ્ન થા, વૃત્તિને અંતર્મુખી કર, તારી અંદર તને એક ચિરસ્થાયી વસ્તુનો આભાસ થશે. સહજાસહજ એ વસ્તુને તું ગ્રહણ કરી શકીશ નહીં, પણ તને કંઈ ચિરસ્થિર વસ્તુની અનુભૂતિ અવશ્ય થશે. વેદાંતશાસ્ત્રના અભ્યાસથી તને સમજાશે કે કોઈ એક નિત્ય વસ્તુ છે, છે ને છે જ; પરંતુ ચંચળ મન—મલીન મન તેને ગ્રહણ કરું કરું એમ થવા છતાં ગ્રહણ કરી શકતું નથી. બ્રહ્મનું પ્રતિબિમ્બ ઝીલવા માટે અંતઃકરણમાં નિર્મળતા અને સ્થિરતા જોઈએ. વારુ, ત્યારે તું એમ બરાબર સમજે કે સંસારના સર્વ પદાર્થ અનિત્ય—નાશવંત છે, પણ તેના અંતરાલમાં નિત્ય વસ્તુ છે તો પછી અનિત્ય વસ્તુને માટે આકાંક્ષા રહે ખરી ?

શિષ્ય :—એ તો સ્વાભાવિક છે કે નિત્યવસ્તુની ઇચ્છા થાય. અનિત્યને કોણ ઇચ્છે ?

ગુરુ :—વત્સ, યથાર્થ કહ્યું. ત્યારે હમણાં આપણે જે વાત કરી તે પ્રકારનું જ્ઞાન—સંસારના સર્વ પદાર્થ અનિત્ય છે અને બ્રહ્મ જ માત્ર એક નિત્ય છે, એવા પ્રકારના જ્ઞાનને નિત્યાનિત્ય વસ્તુવિવેક કહે છે. આ પ્રથમ સાધન છે.

શિષ્ય :—ત્યારે આ સિવાય બીજાં સાધનો છે ખરાં ?

ગુરૂ :—વત્સ, ચાર સાધનો મેળવ્યાં હોય તેને વેદાંતનો અધિકારી ક છે. તેમાંનું પ્રથમ કહ્યું. બાકીનાં કહું છું. વિષયો અનિત્ય છે એનો વિચ કરતા આપોઆપ મનમા વૈરાગ્યનો ઉદય થાય છે. આલોકના ભોગ્ય પદાર્ પરથી મન ઉઠી જાય છે, એટલું જ નહીં પણ પરલોકનાં સ્વર્ગાદિ સુખન ઇચ્છા રહેતી નથી. ઉપનિષદ્‌માં કહ્યું છે કે " આલોકમાં ખેતી વગેરેથ ઉત્પન્ન કરેલ અનાજ વગેરે ભોગ્ય પદાર્થ જેમ ક્ષય પામે છે તેમ પરલોકમાં પુણ્યથી સંપાદન કરેલ ભોગ્ય પદાર્થો કાળાંતરે નાશ પામે છે." માટે આલોકના તેમ જ પરલોકના ભોગની ઇચ્છાનો ત્યાગ તેને ઇહામૂત્રાર્થ ભોગવિરાગ કહે છે. આ બીજુ સાધન છે. ઇહ=આલોકનાં અને અમૂત્ર એટલે પરલોકનાં. પછીનું સાધન તે શમાદિ ષટ સંપત્. સંપત્=સમૃદ્ધિ. વૈરાગ્ય થયા પછી એવી સ્થિતિ આવે છે કે પાંચ ઇંદ્રિયોના વિષયને માટ તાલાવેલી રહેતી નથી. લૌકિક એવા મનના સર્વ વ્યાપાર તે નિરૂપયોગી લેખી તેનો ત્યાગ કરવો તે શમ. શમ=વિષયોથી મનને હઠાવવું તે. બ્રહ્મ-જ્ઞાનને માટે ઉપયોગી નથી, એવા બાહ્યેન્દ્રિયોના વ્યાપારનો ત્યાગ કરવો તેને દમ કહે છે. દમ=ચક્ષુરાદિક ઇંદ્રિયોનો નિષિદ્ધ વિષયોથી નિરોધ. પછીનું સાધન ઉપરતિ છે. ઉપરતિ એટલે અંતઃકરણથી થતાં વિધિપૂર્વક નિત્યા-દિક કર્મોનો ત્યાગ. એની પછી તિતિક્ષા. તિતિક્ષા=શીત ઉષ્ણ-ઠંડી ગરમી, સુખ દુઃખ, માન અપમાનને સહન કરવું. પછી શ્રદ્ધા. શ્રદ્ધા એટલે ગુરૂ અને વેદાંત વાક્યોમાં વિશ્વાસ પછી સમાધાન. સમાધાન એટલે આળસ પ્રમાદ શ્રવણાદિકને વિરોધી હોવાથી તેનો નિરોધ કરી અંતઃકરણને સ્વસ્થ રાખવું તે. ટૂંકમાં સમાધાન=ચિત્તની એકાગ્રતા. પછી મુમુક્ષુત્વ. મુમુક્ષુત્વ એટલે મોક્ષની ઇચ્છા. આત્મા સાથે અજ્ઞાનનો અને અજ્ઞાનના કાર્યનો જે સંબંધ-તેને બંધ કહે છે. બંધનો વિચ્છેદ=નાશ-અનર્થની હાનિ અને બ્રહ્મ-પ્રાપ્તિ તે મોક્ષ

શિષ્ય :—ગુરૂદેવ ! આપ તો ચાર સાધનો કહેતા હતા પણ સાધનો તે આપે વધારે ગણાવ્યાં •

ગુરૂ :—શમાદિ છને જુદું સાધન ગણતા નથી. છ મળીને એક જ સાધન

ગણે છે. ૧, નિત્યાનિત્ય વસ્તુવિવેક; ૨, ઇહમૂત્રાર્થ ભોગવિરાગ; ૩, શમાદિ ષટ સંપત્તિ; ૪, મુમુક્ષુતા. ખૂબી એ છે કે એકમાંથી એક સાધન ઉત્પન્ન થાય છે. વિવેકમાંથી વૈરાગ્ય, વૈરાગ્યમાંથી શમ; શમમાંથી દમ; દમમાંથી કર્મત્યાગ; કર્મત્યાગથી તિતિક્ષા; તિતિક્ષાથી સમાધાન; સમાધાનમાંથી શ્રદ્ધા અને શ્રદ્ધામાંથી મોક્ષની ઇચ્છા. ત્યારે હવે 'અથ' શબ્દનો અર્થ તારા ધ્યાનમાં આવ્યોને ? આ સાધનો જેણે મેળવ્યાં હોય તેને વેદાંતનો અધિકારી કહે છે. અથ એટલે પછી. શાની પછી ?

શિષ્ય :—વિવેકાદિ ચાર સાધનો પ્રાપ્ત કર્યા પછી

ગુરુ :—વાહ ! બરાબર છે. જેણે સાધનસંપત્તિ મેળવી છે તેને બ્રહ્મજિજ્ઞાસા થવી સહજ છે; પણ, જેણે તે મેળવી નથી તેને તે પણ બ્રહ્મજિજ્ઞાસા થાય. ન થાય એમ નહીં. સાધનસંપત્તિ ન હોય તો તેનું 'ફળ', અજ્ઞાનની નિવૃત્તિ અને બ્રહ્મસાક્ષાત્કાર ' તે ન થાય. જ્યારે અનિત્ય વસ્તુ પ્રત્યે–વિષયો પ્રત્યે અણગમો થાય વાસના ઉડી જાય, સંસારના બંધનની તીવ્ર અસહનતાનો અનુભવ થાય, પરમ શાંતિ મેળવવાને તનમનાટ જાગે ત્યારે જ ખરી બ્રહ્મ-જિજ્ઞાસાનો ઉદય થાય છે. અને તે વખતે સાધનસંપત્તિ જો મેળવેલી હોય તો આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય. વેદાંતના મહાસમર્થ પંડિતો જોવા છે, પણ તેમને આત્મતત્ત્વની પ્રાપ્તિ કે શાંતિ મળેલી જોઇ નથી. કોઇ કુતૂહલતાથી વેદાંતનું અધ્યયન કરે, કોઇ પ્રતિષ્ઠાની ખાતર વેદાંતશાસ્ત્રમાં પ્રવૃત્તિ સાધે તો તે નિત્ય સુખનો અધિકારી થતો નથી. હા, કેટલીક વાર એમ બને છે કે, આત્મા સંબંધી પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થતાં બ્રહ્મપ્રાપ્તિની ખરી આકાંક્ષા જાગ્રત થાય છે. તું કદાચ એમ પુછે કે ' તમને આત્મસાક્ષાત્કાર થયો છે ? ' હું સ્પષ્ટ જવાબ આપીશ કે 'ના' સાધનશીલ થવા યત્ન કરી રહ્યો છું. રાગદ્વેષ, વિષયવાસના દૂર થતાં, અંતઃકરણ સ્વચ્છ નિર્મળ થતાં ઇશ્વરકૃપા, ગુરુકૃપાથી અને શાસ્ત્રકૃપાથી આત્મસાક્ષાત્કાર અવશ્ય થશે.

શિષ્ય :—ગુરુદેવ ! 'અથ' શબ્દનો અર્થ સમજાયો. હવે 'અતઃ' શબ્દનો અર્થ સમજાવો.

ગુરુ :—'અતઃ' શબ્દ હેતુ દર્શાવવા માટે છે. અતઃ એટલે 'તેથી' તે માટે. સાધનસંપન્ન થયા પછી. ૧ આગળ કહી ગયા તે ઐશ્વર્ય ભોગ નશ્વર

છે. સ્વર્ગસુખ અનિત્ય છે તેથી બ્રહ્મજિજ્ઞાસા કરવી. અહીં ભામતીકાર શ્રી વાચસ્પતિ મિશ્ર પૂર્વપક્ષી-વિરોધી તરફથી શંકા ઉભી કરી તેનું ખંડન કરે છે. સાધન સંપત્તિ મેળવ્યા પછી બ્રહ્મજિજ્ઞાસા કરવી એ ઠીક છે; પણ સાધન સંપત્તિ પ્રાપ્ત કરવી જ શક્ય નથી. લોકોને તો આ લોકનાં અને પરલોકનાં સુખની જ ઇચ્છા હોય છે. સુખ મેળવતાં જે દુઃખ પડે તો તેની દરકાર નથી. પણ સુખ જોઇએ છે. દુઃખ નિવૃત્ત કરીને પણ સુખ મેળવે. ધાન્ય મેળવવા માટે ખેતી કરવી પડે છે, કાપણી કરવી પડે છે, અનાજના ફોતરાં કાઢવા પડે છે. આ સર્વ દુઃખ દુર કરીને અનાજ મેળવે છે. હરણાં ખેતી ચરી જશે એ ભયથી ખેડુત શું ખેતી કરતો નથી? ભિખારીઓ ભીખ માગવા આવશે માટે ગૃહસ્થો શું રસોઈ કરતા નથી? મનુષ્ય માત્રની પ્રવૃત્તિ દુઃખને દુર કરી સુખ મેળવવાની છે તો પછી વૈરાગ્યને કોણ ગ્રહણ કરશે?

શિષ્ય :—ગુરુદેવ વાત તો બરાબર લાગે છે, બધાય સુખને વાંછે છે દુઃખને નહીં.

ગુરુ :—વત્સ! વાત બરાબર નથી. લોકો જેને સુખ માને છે તે સુખ જ નથી. સુખનો આભાસ માત્ર છે. સંસારનું સુખ કોના જેવું છે? એક મજુર ભારે બોજો લઇ જતો હોય અને રસ્તે જતાં થાકીને થોડી વાર બોજો ઉંચે ઓટલે ઉતારી ઉભો રહે અને તેને જરાવાર સુખ મળ્યું લાગે તેના જેવું છે. જો વિષયથી સુખ મળતું હોય તો વિષયની પ્રાપ્તિ થયા પછી બીજા સુખની વાંછના રહેજ નહીં. સુખ નહી સુખાભાસ છે. બીજી વાત એ છે કે સુખ હંમેશ દુઃખની સાથે મળેલ હોય છે. અગ્નિ અને ધુમાડો જેમ સાથે હોય છે તેની માફક. અનેક જન્મોના સંપાદન કરેલા અધર્મ રૂપ કારણ અને તેનાં પરિણામરૂપ દુઃખ ભોગવ્યા વગર છુટકો નથી. બીજો પણ વિચાર કર. સુખ પ્રયત્નથી પ્રાપ્ત થાય છે. પ્રયત્ન સાધન પર આધાર રાખે છે એક માણસને પેટમાં ગાંઠ થઈ. ડાક્તર પાસે શસ્ત્રક્રિયા કરાવવા પૈસા ન હોય તો ભોગવ્યે છુટકો. 'કેન્સર' ઉપાય કર્યે પણ મટતો નથી. મધમાં વિષ નાંખી. મેળવી એક માણસને કહેવામાં આવે કે આમાંથી વિષ જુદું કરી મધ પી તો તે જેમ શક્ય નથી તેમ દુઃખથી સુખ છુંટું પાડવું

શકય નથી. સ્વર્ગાદિ સુખ નાશવંત છે એ સિદ્ધ કરી ગયા. બ્રહ્મજ્ઞાનથી જ પરમ પુરુષાર્થ—પરમશાંતિ—અપાર સુખ મળે છે માટે આગળ કહેલાં સાધનો મેળવી બ્રહ્મ જિજ્ઞાસા કરવી.

શિષ્ય :—ત્યારે હવે, આપ બ્રહ્મજિજ્ઞાસાનો અર્થ કૃપા કરી સમજાવો.

ગુરુ :—વત્સ ! તું શાળામાં સમાસ તો શિખ્યો હોઈશ માબાપ, અશ્વશાળા, રાજપુત્ર, પિતાંબર આ બધા સામાસિક શબ્દો છે. જ્યાં સમાસના બે શબ્દો વચ્ચે વિભક્તિનો સંબંધ હોય ત્યાં તત્પુરુષ સમાસ થાય છે. જેમ કે અશ્વશાળા=અશ્વને માટે શાળા, અહીં અશ્વ અને શાળા વચ્ચે ચોથી વિભક્તિનો સંબંધ છે રાજપુત્ર, રાજાનો પુત્ર અહીં છઠ્ઠી વિભક્તિનો સંબંધ છે. તે જ પ્રમાણે બ્રહ્મજિજ્ઞાસા એમાં વિગ્રહ આ પ્રમાણે થાય છે—બે શબ્દો જુદા આમ થઈ શકે છે બ્રહ્મજિજ્ઞાસા=બ્રહ્મની જિજ્ઞાસા. એટલે અહીં છઠ્ઠી વિભક્તિ છે. ષષ્ઠિ તત્પુરુષ સમાસ છે. ધર્મમીમાંસામાં, ધર્મને માટે મીમાંસા એમ ચતુર્થી લે છે. અહીં પણ તેમ કેમ ન કર્યું. અને ષષ્ઠિતત્પુરુષ શા માટે લેવો તેના કારણો વ્યાકરણની દૃષ્ટિએ સમજાવ્યાં છે. વ્યાકરણના વિષયનાં કે ડાબુમાં જવું કંટાળા ભર્યું લાગશે માટે તે કહેતો નથી. બ્રહ્મજિજ્ઞાસા=બ્રહ્મની જિજ્ઞાસા એ જ ઇષ્ટ છે એમ ભગવાન ભાષ્યકાર કહે છે. અહીં કોઈ શંકા કરે કે બ્રહ્મ જ્ઞાત છે કે અજ્ઞાત ? અર્થાત કે પ્રસિદ્ધ છે કે અપ્રસિદ્ધ ?

શિષ્ય :—આ શંકા નિરર્થક છે. બ્રહ્મ પ્રસિદ્ધ છે બધાય જાણે છે.

ગુરુ :—વત્સ, જો તે જ્ઞાત છે તો જાણવાની ઇચ્છાની જરૂર નથી તને એક પુસ્તક વાંચવાની ઇચ્છા થઈ. શાથી થઈ ? જો પુસ્તકનો વિષય તને જ્ઞાત—જાણીતો હોત તો તું પુસ્તક વાંચવાનું મન કરે નહી. અહીં જ્ઞાત હોય એટલે વેદાંત વિચાર કરતાં પહેલાં તેનું જ્ઞાન થયેલું હોય તો અજ્ઞાન જેવું કંઈ રહેતું નથી. આથી તેનું પ્રતિપાદન નિષ્પ્રયોજન છે. શાસ્ત્ર કોઈ વિષયનું પ્રતિપાદન કરે તો તે સમજાવવા માટે જ. સમજાયલો વિષય હોય તો શાસ્ત્રની જરૂર નહીં રહે. જો એમ કહે કે 'શાસ્ત્ર સિવાય બીજાં સાધનોથી જ્ઞાત છે. તો પણ શાસ્ત્રનું પ્રયોજન નહીં રહે.

શિષ્ય :—જો એમ સ્વીકાર કરીએ કે અજ્ઞાત છે તો ?

ગુરુ :—એમ કહે તો બીજી મુશ્કેલી ઉભી થશે. નિયમ એ છે કે જે વસ્તુ અનુભવેલી અને પ્રિય હોય તેની ઇચ્છા થાય. જે વસ્તુ કોઇ પણ પ્રકારે મનમાં આવતી નથી તેનું જ્ઞાન શકય નથી, ટીબેટમાં અમુક જાતનું એક ફળ થાય છે. તે ફળ તેં જોયું ન હોય, તે વિષે કંઈ સાંભળ્યુ ન હોય તો તને તેની ઇચ્છા ન થાય. આમ બન્ને રીતે જ્ઞાત હોય તો પણ અને અજ્ઞાત હોય તો પણ શાસ્ત્રનું પ્રયોજન રહેતુ નથી.

શિષ્ય :—આ તો વિલક્ષણ વાત થઈ. પ્રસિદ્ધ છે એમ કહીએ તો જિજ્ઞાસાનું ફળ રહેતું નથી. અપ્રસિદ્ધ છે એમ કહીએ તો વિષયની ઇચ્છા જ થતી શકય નથી, ત્યારે ?

ગુરુ :—ભગવાન ભાષ્યકાર કહે છે કે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકત, સર્વજ્ઞ અને સર્વ શકિતમાન બ્રહ્મ પ્રસિદ્ધ છે. બ્રહ્મ શબ્દની વ્યુત્પત્તિથી તેનો અર્થ જાણી શકાય છે." તાત્પર્ય એ છે કે બ્રહ્મનું સામાન્ય જ્ઞાન હોય છે. વિશેષ જ્ઞાન શાસ્ત્રવિચારથી થાય છે. શાસ્ત્રમાં 'બ્રહ્મ' શબ્દ વપરાયો છે. અહીં આપણા પ્રથમ શાસ્ત્રમા પણ તે વપરાયો છે. નાના છોકરાની રમતમાં અર્થ વગરના શબ્દો વપરાય. શાસ્ત્રમાં કે શાણા માણુસની વાતચીતમાં તે વપરાય નહી. 'બૃહ' એટલે મોટા થવું-વૃદ્ધિ પામવી, એવા 'બૃહ' ધાતુ પરથી બ્રહ્મ શબ્દ થયો છે. આ પદ 'અનંત' શબ્દની સાથે શાસ્ત્રમાં વપરાયો છે. એનો અર્થ થાય છે 'નિરવધિક મહત્વ' નિરવધિક એટલે અવધિરહિત—અંત રહિત. જેનાથી ઉત્કૃષ્ટ કે મોટું કંઇ નથી તેવું. આમ કહેવાથી એમ થયું કે બ્રહ્મમાં ત્રણ પ્રકારના પરિચ્છેદનો અભાવ છે.

શિષ્ય :—ગુરૂદેવ ! ત્રણ પરિચ્છેદ તે શું છે ?

ગુરુ :—પરિચ્છેદ એટલે મર્યાદા—અંત-પાર—છેડો. ત્રણ પ્રકારના પરિચ્છેદ છે. ૧ દેશકૃત ૨ કાળકૃત અને ૩ વસ્તુકૃત. જે વસ્તુ સર્વ દેશમાં વ્યાપક ન હોય, પરંતુ એક દેશમાં હોય તે વસ્તુ દેશપરિચ્છિન્ન પરિચ્છિત ( = limited ) મર્યાદાવાળી. ઘટ-ઘડો આ ઓરડીમાં છે તો તે બીજી ઓરડીમાં નથી. વરજીવન મુંબઈમાં છે તો તે કાશીમાં નથી. બ્રહ્મ

સર્વત્ર છે. તેથી દેશના અંતથી રહિત છે–દેશ પરિચ્છિન્ન નથી. જે વસ્તુ તેના જન્મ પહેલાં અને નાશ પછી નથી. તે કાળપરિચ્છિન્ન કહેવાય. મહાન અશોક તેમના જન્મ પૂર્વે ન હતો. અને મરણ પછી નથી માટે આથી તેઓ કાળપરિચ્છિન્ન કહેવાય. બ્રહ્મ તો નિત્ય છે મોક્ષ કાળના અંતથી રહિત છે. કાળપરિચ્છિન્ન નથી. જે વસ્તુનો અન્ય વસ્તુની સાથે ભેદ હોય તે વસ્તુપરિચ્છિન્ન કહેવાય. જેમ ઘટ–ઘડો એ પટ–વસ્ત્ર નથી તેમ. માટે ઘટ એ વસ્તુપરિચ્છિન્ન છે. બ્રહ્મ સર્વરૂપ છે. તેથી તે વસ્તુ પરિચ્છિન્ન નથી. આથી બ્રહ્મ નિત્ય છે. શુદ્ધ=અવિદ્યા દોષથી રહિત. બુદ્ધ=જડતા રહિત. મૂકત જેને સ્વતઃ બંધનો અભાવ છે. કોઈપણ પ્રકારના બંધ વગરનો. અહીં બ્રહ્મના લક્ષણોમાં પ્રથમ લક્ષણ–નિત્ય, શુદ્ધ, બુદ્ધ અને મૂકત એ નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપનું છે, સર્વજ્ઞસર્વશકિતમાન એ અવિદ્યા ઉપાધિવાળા બ્રહ્મનું સગુણ બ્રહ્મનું સ્વરૂપવર્ણન છે. મોક્ષદશામાં શુદ્ધત્વ આદિ ધર્મ બ્રહ્મમાં પ્રતીત થાય છે. બીજી રીતે પણ બ્રહ્મ પ્રસિદ્ધ છે.

શિષ્ય :—બીજી કઇ રીતે બ્રહ્મ જ્ઞાત છે ?

ગુરૂ :—આચાર્ય ભાષ્યમાં કહે છે કે 'सर्वस्यात्मत्वाच्च' બ્રહ્મ સર્વનો આત્મા હોવાથી તેનું અસ્તિત્વ પ્રસિદ્ધ છે. આત્માના અસ્તિત્વ હોવાનો અનુભવ સર્વને છે. 'હું નથી' એમ કોઇ કહેતું નથી. સર્વ કોઈ એમ જ કહે છે કે 'હું છું' આજ આત્માની પ્રસિધ્ધિ છે.

શિષ્ય :—ગુરૂદેવ ! બ્રહ્મ જ્ઞાત છે કે અજ્ઞાત ત્યાં આપ આત્માની વાત કયાંથી લાવ્યા ?

ગુરૂ :— આત્મા જ બ્રહ્મ છે. 'अयमात्मा ब्रह्म' એવી શ્રુતિ છે.

શિષ્ય :—તો પછી એમ થશે કે બ્રહ્મ જ્ઞાત છે. જો જ્ઞાત છે તો પછી તેને જાણવાની, તમે કહ્યું હતું તેમ જરૂર નહીં રહે. વળી જેને બ્રહ્મનું જ્ઞાન છે તે મૂકત કહેવાશે.

ગુરૂ :—વત્સ ! એ તો હું કહી ગયો કે બ્રહ્મ સામાન્યરૂપે જ્ઞાત છે. વિશેષ રૂપે નહીં. વાત એમ છે કે 'સત' 'ચૈત' અને 'આનંદ' એમ વિશેષ રૂપમાં મત- ભેદ છે. ચૈતન્ય વિશિષ્ટ દેહ જ આત્મા છે, એમ

પ્રાકૃત-શાસ્ત્રજ્ઞાન ન હોય તેવા લોકો અને લોકાયિત ( ચાર્વાક નાસ્તિક ) માને છે. બીજી જાતના નાસ્તિક મનને જ આત્મા માને છે. વિજ્ઞાનવાદી બૌધ્ધો ક્ષણિક વિજ્ઞાન-ક્ષણિકજ્ઞાનને જ આત્મા લેખે છે. માધ્યમિકો-શૂન્યવાદીઓ શૂન્યને જ આત્મા માને છે.

શિષ્ય :—ગુરુદેવ ! આપે નાસ્તિકો મતને કહ્યા આસ્તિકોનું શું ? તેઓ આત્મા વિશે કેવો મત ધરાવે છે ?

ગુરૂ :—આત્મા દેહાદિકથી ભિન્ન સંસારી-કર્તા અને ભોક્તા છે એમ કેટલાક ( નૈયાયિક અને મીમાંસકો ) કહે છે. આત્મા ભોક્તા છે અને કર્તા નથી એવો સાંખ્યનો મત છે. કર્તા, ભોક્તા ઇત્યાદિ સ્વરૂપવાળો જીવ, તેનાથી ભિન્ન, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન ઇશ્વર છે એવો યોગમત છે. જ્યારે અપર બીજાનો (વેદાંતનો-સિધ્ધાંતમત ) એવો છે કે આત્મા કર્તાએ નથી, ભોક્તાએ નથી કેવળ ચૈતન્ય સ્વરૂપ સાક્ષી રૂપ છે. આ પ્રમાણે આત્મા સંબંધી ભિન્ન ભિન્ન મત છે. એમા કોઇ યુક્તિ, વાક્ય અને વાક્યાભાસનો આશ્રય લઈ વિવાદ કરે છે. આમાં મોક્ષને ઇચ્છનારો કોઈ એકાદ મતને ગ્રહણ કરે તો મોક્ષને બદલે અનર્થને તે પ્રાપ્ત થાય. માટે બ્રહ્મમિમાંસાનો આરંભ સફળ છે. મોક્ષની ઇચ્છાવાળાને માટે વેદાંત વિચાર કર્તવ્ય છે. વેદાંતને અવિરોધી તર્ક સાધન છે. તે સાધન વડે વેદાંત વિચાર કરવો. બ્રહ્મ સામાન્યરૂપે જ્ઞાત છે તેથી વિષયનું પ્રયોજન સિધ્ધ કરી ગયા છીએ. માટે શાસ્ત્રનો આરંભ કરવો એ યોગ્ય છે. આ પ્રમાણે વેદાંતસૂત્રના પ્રથમ અધ્યાયના પહેલા પાદના પહેલા સૂત્રનું આચાર્ય ચૂડામણિ શ્રી શંકરના ભાષ્યનું તાત્પર્ય છે.

( અપૂર્ણ )

# વૈરાગ્ય

લેખક :—શ્રી. શાન્તિલાલ ઠાકર, એમ એ.

卐

પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રનો એક નિયમ છે કે એક સ્થળમા એક સમયે એક જ પદાર્થ રહી શકે, તેમા બે પદાર્થો રહી શકે નહિ આજ નિયમને જ્યારે આપણે અધ્યાત્મ ક્ષેત્રમા લગાડીએ છીએ ત્યારે નીચે પ્રમાણે ફલિત થાય છે —એક અંતઃકરણમા એક સમયે એક જ પદાર્થ રહી શકે, બે નહિ ‘ જહાં કામ વહાં નહિ રામ હય, જહાં રામ વહાં નહિ કામ ’ બાઈબલમા આજ ભાવાર્થનું એક વાક્ય છે કે, તમે બે શેઠની નોકરી એકી જ સમયે નહિ કરી શકો એક પરમાત્મા અને બીજી લક્ષ્મી, અર્થાત્ માયા કાં તો તમે તમારા અંતઃકરણની વૃત્તિને પરમાત્મા સાથે એકતાર કરી શકો છો અને નહિ તો તેમા સાંસારિક વિષય-પદાર્થોને સ્થાન આપી શકો છો, પણ બન્ને બાબત સાથે લાગી નહિ ભસવુ અને લોટ ફાકવો—એ બન્ને ક્રિયાઓ એકકાલાવચ્છિન્ન કરવાનો પ્રયત્ન મૂર્ખજનોચિત અને તેથી હાસ્યપાત્ર છે

માટે જ શાસ્ત્રના જિજ્ઞાસુને પ્રથમ આવશ્યકતા વિવેક અને વૈરાગ્યની ગણાવી છે. વિષયપદાર્થો અનિત્ય છે, અને માટે જ અંતમાં દુઃખદાયી છે, જ્યારે આત્મતત્ત્વ નિત્ય હોવાથી સુખરૂપ છે એવો નિશ્ચય થયા પછી સાધક વિષયપદાર્થો પ્રતિ વિરક્ત બને છે, અને આત્મપદાર્થોની પ્રાપ્તિ માટે અભિમુખ બને છે એટલે તેણે તેના ચિત્તની વૃત્તિઓના પ્રવાહને વિષય વિમુખ

મુખતાવી આત્મસંમુખ કરવો જોઈએ. વિષય વિમુખતા અને આત્મસંમુખતા—આ બે પરસ્પરપૂરક ક્રિયાઓ છે. જેમ જેમ અને જેટલા પ્રમાણમાં ચિત્તવૃત્તિ વિષય પદાર્થોમાંથી નિવૃત્ત થાય, તેમ તેમ અને તેટલા પ્રમાણમાં તેને આત્મતત્ત્વના અનુસંધાનમાં વ્યાવૃત કરવી જોઈએ, જેથી તે નિષ્ક્રિય રહી તમોગુણની તંદ્રામાં ઢળી ન પડે. આ બંને ક્રિયાઓને—વિષયવિમુખતા અને ચિત્તવૃત્તિનું આત્મતત્ત્વમાં અનુસંધાન—શાસ્ત્રમાં વૈરાગ્ય અને અભ્યાસના નામથી ઓળખવામાં આવે છે. ભગવાન શ્રી પતંજલિ યોગસૂત્રમાં કહે છે કે :—

अभ्यास वैराग्याभ्यां तन्निरोधः ।

અભ્યાસ અને વૈરાગ્ય વડે ચિત્તનો નિરોધ થઈ શકે છે. ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર આ જ અર્થની આવૃત્તિ કરતા શ્રી ભગવદ્‌ગીતામાં અર્જુન પ્રત્યે કહે છે કે :—

असशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥

હે મહાબાહુ કુન્તાપુત્ર અર્જુન, (તું કહે છે તેમ) માણસનું મન ખરેખર ચંચલ છે, અને તેથી તેનો નિગ્રહ કરવો બહુ જ મુશ્કેલ છે, પણ અભ્યાસ વડે અને વૈરાગ્ય વડે તેનો નિગ્રહ થઈ શકે છે.

જેમ કોઈ ખેડુતને પોતાના ખેતરમાં વહી જતા પાણીને રોકી, ક્રાસ વડે તેને યોગ્ય અભિમત દિશામાં વહાવી, પાકને પાણી પાઈ, પોતાના કૃષીકાર્યને સફલ બનાવવાની જરૂર પડે છે, તેમ સાધકને પણ પોતાના અંતઃકરણમાંથી આંતરશક્તિને બહાર વહી જતી ચિત્તવૃત્તિઓને રોકી તેમને પોતાના પ્રાપ્તવ્ય અને તેથી અભિમત આત્મપદાર્થ ઉપર એકાગ્ર કરવાની જરૂર પડે છે. આમાં ખેડૂત બે પ્રકારની ક્રિયાઓ કરે છે. એક વહી જતા પાણીને રોકવાની અને બીજી તેને યોગ્ય ક્રાસ દ્વારા ઈષ્ટ દિશામાં વહાવવાની તે જ રીતે સાધકને પણ બે પ્રકારની આંતર ક્રિયાઓ કરવી પડે છે. એક ઇન્દ્રિયગોલકો દ્વારા, બાહ્ય જગત તરફ ખેંચાઈ જતી ચિત્તવૃતિને રોકવાની અને બીજી તે નિરુદ્ધ ચિત્તવૃત્તીને આત્મતત્ત્વ પ્રતિ પ્રવૃત્ત કરવાની આ બે

ક્રિયાઓને જ આપણે વૈરાગ્ય અને અભ્યાસ કહીએ છીએ.

જ્યાં સુધી આપણે વૈરાગ્ય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતા નથી, ત્યાંસુધી ચિત્તવૃત્તિ નામની નર્તકી આપણને જગતના અનેક કામ્ય પદાર્થોની પાછળ ભટકાવી નિરર્થક અને ઉપહસનીય નૃત્ય નચાવે છે. ખેદ અને આશ્ચર્યની વાત છે કે પોતાની જાતને પુરુષ તરીકે ઓળખાવતો મનુષ્ય આ સામાન્ય નર્તકીના વશમા એવો તો પડયો છે કે તેને પોતાની શક્તિનું ભાન પણ રહેતુ નથી, અને એક સુરાપીત, મદમસ્ત પ્રાકૃતજનની પેઠે તે તેનો નચાવ્યો નાચે છે. ઘડીમા તે કામવૃત્તિથી મૂઢ બની નારીને પગે પડવા જેવું-તેની ખુશામત કરવા જેવું-તેને રીઝવવા માટે પ્રયત્ન કરવા જેવું-તેની કામનાઓ પૂરવા માટે આકાશ-પાતાળ એક કરવા જેવું, સ્વાભિમાનનાશક કાર્ય કરે છે; ઘડીમા તે પોતાની કામના સિદ્ધ કરવા માટે દ્રવ્યના અનર્ગળ ભંડાર એકઠા કરવાની આશા સેવે છે, તેને માટે અસત્ય, દંભ, છળ કપટ, પ્રપંચ, હિંસા, ખૂન વગેરે અધઃપાતક ક્રિયાઓનો આશ્રય કરતાં અચકાતો નથી; ઘડીમાં તે પોતાની ઇષ્ટ પ્રાપ્તિના માર્ગમા અંતરાય આવતાં વિક્ષેપક વ્યક્તિ કે પરિસ્થિતિ તરફ ક્રોધની આગથી ભભૂકી ઊઠે છે, તેની આંખો લાલચોળ થઈ જાય છે, તેની જબાન પરથી તેનો કાબૂ છટકી જાય છે, ભાન ભૂલીને તે ગુરુજનનું અપમાન કરી બેસે છે, વિચારશક્તિનો લોપ થયેલો હોવાથી તે અકર્તવ્ય પંથમાં પ્રયાણ કરવા પ્રવૃત્ત થાય છે, અને વ્યર્થ શક્તિવ્યય કરી પોતાની જાતને જ નુકસાન પહોંચાડે છે. ઘડીમા તે લોભ-વૃત્તિથી પ્રેરાઇ પોતાના શેઠ કે રાજાની સેવા ખડે પગે કરવામાં પાછું વાળીને જોતો નથી, રાતદિવસના ઉજાગરા કરે છે, સાત સમુદ્રની મુસાફરીઓ ખેડે છે, અપમાનને ગણતો નથી, પ્રિય સ્વજનના વિયોગને પ્રાપ્તાપત્તિ તરીકે વધાવી લે છે, માંદો પડી ગયો હોય તોપણ વેપારમાં ખોટ ન જાય અથવા શેઠ કે સ્વામી ગુસ્સે ન થાય તે બાબતની ચિંતાઓ કરવામાં નિર્ગંધ દિવા-તિથાં મારે છે. આટલું કષ્ટ જો તે જગન્નિયંતા પ્રભુને પ્રસન્ન કરવા માટે, તપશ્ચર્યા કરવામાં વેઠે તો તેનું કલ્યાણ થઈ જાય ! લોભના પરિબળથી તે લાંચરુશ્વત લેતાં અચકાતો નથી, પ્રતિસ્પર્ધીને દંભની પ્રયુક્તિ દ્વારા ફસા-વવામાં-છક્કડ ખવડાવવામાં પોતાની બુદ્ધિની તેજસ્વિતાનાં દર્શન કરે છે,

જરૂર પડે મોટી માલમિલ્કતવાળાં સ્ત્રી-પુરુષો કે બાળકોનું કાસળ કાઢવામાં પણ તે હિંસા ન જોતાં, બહાદુરી માને છે, આવી રીતે

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थ संचयान् ॥

( શ્રીમદ્ ભગવદ્ગીતા )

અનેક આશાઓના પાશવડે બંધાયલા, કામ અને ક્રોધમાં પરાયણ (આસુરી સંપત્તિવાળા ) લોકો પોતાના કામ્ય વિષય પદાર્થોના ઉપભોગ માટે અન્યાય વડે પણ દ્રવ્યના રાશિ ખડકવાની ઇચ્છા સેવે છે. યોગવાસિષ્ઠમા યથાર્થ કહ્યું છે કે :—

आशा हि लोकान् बध्नाति कर्मणा बहुचिन्तया ।
आयुःक्षयं न जानासि तस्माज्जागृत जागृत ॥

( હે મનુષ્ય ! ) આશા ખરેખર સાંસારિક જનોને કર્મ સાથે અનેક જાતની ચિંતાઓ બાંધે છે. અને તુ તારા આયુષ્યનો ક્ષય થાય છે તે જાણતો નથી. માટે ઊઠ, જાગૃત થા, જાગૃત થા.

પોતાની આશાના ગુલામ બનીને સાંસારિક પદાર્થો માટે દયાતિયાં માગતા મનુષ્યોને આખા જગતના ગુલામ બનવુ પડે છે.

आशाया ये दासास्ते दासाः सकललोकस्य ।
आशा दासी येषां तेषां दासायते लोक ॥

જે લોકો આશાના દાસ છે તેઓ સઘળા જગતના ગુલામ છે, પરંતુ આશા જેમની દાસી છે તેમનું સકલ જગત ગુલામ છે.

આશાની માતા મમતા છે. અને 'અહં' તથા 'મમ' એ અવિદ્યાનું પરિણામ છે. માટે 'નિર્મમ' થયા સિવાય, મમતાનો નાશ કર્યા સિવાય આત્મા પ્રાપ્તિ તરફ પ્રથમ પગલું મંડાવાનો પણ સંભવ નથી. તત્ત્વામૃતમાં કહ્યું છે કે :—

निर्ममत्वं परं तत्त्वं निर्ममत्व परं सुखम् ।
निर्ममत्वं परं बीजं मोक्षस्य कथितं बुधैः ॥

મમતા રહિતપણું એ જ ઉત્તમ તત્ત્વ છે, નિર્મમતા પરમસુખ છે,

અને વિવેકી પુરુષોએ નિર્મમતાને જ મોક્ષનું સર્વોત્કૃષ્ટ બીજ કહેલું છે

નિર્મમતા અને વૈરાગ્ય એ બે સાથે સાથે જ ગતિ કરે છે. જેમ જેમ નિર્મમતા કેળવાય છે તેમ તેમ વિષય પદાર્થોમાંથી આપોઆપ વિમુખતા પ્રાપ્ત થાય છે

બાકી કામ્ય પદાર્થોનો ઉપભોગ કરતા કરતાં તો શરીર તથા ચિત્તની શક્તિ ક્ષીણ થાય છે, અને તેની સાથે સાથે ભગવાન કાળ તો સમય પાકયે આપણો કોળિયો કરી નાખવા તત્પર થઈને જ ઊભા હોય છે. અનુભવાચાર્ય શ્રી ભર્તૃહરિ મહારાજ યથાર્થ કહે છે કે —

भोगा न भुक्ता वयमेव भुक्ता
तपो न तप्तं वयमेव तप्ता ।
कालो न यातो वयमेव याता
तृष्णा न जीर्णा वयमेव जीर्णा ॥

ભોગો તો ભોગવાયા નહિ પણ અમારા જ ભોગ મળી ગયા તપનું આચરણ તો ન થયું પણ અમે જ તવાઈ ગયા સમય તો ન ગયો—એ તો એનો એ જ રહ્યો પણ અમે જ ચાલતા થયા—મરવાની અણી પર આવી રહ્યા તૃષ્ણા ન ઘટી, પણ અમે જ ઘસાઈ ગયા—ઘરડા થઈ ગયા

માટે વિરક્તિ સિવાય સુખ પ્રાપ્તિની આશા નથી ભગવાન શ્રીપતંજલિ યોગસૂત્રમાં વૈરાગ્યના (૧) પર અને (૨) અપર—એમ વિભાગ પાડે છે તેમા અપર વૈરાગ્ય ચાર પ્રકારનો હોય છે (૧) યતમાન સંજ્ઞા જેમા સાધક ઇન્દ્રિયો દ્વારા બહાર વહી જતી ચિત્તવૃત્તિને રોકવા માટે પ્રયત્ન કરતો હોય છે (૨) વ્યતિરેકસંજ્ઞા, જેમા જાગ્રત સાધક આત્મપરીક્ષણ કરી વિભાગ કરતો હોય છે કે મેં આટલી ઇન્દ્રિયો પર જય મેળવ્યો, અને આટલી ઇન્દ્રિયો પર હવે મારે જય મેળવવાનો બાકી રહ્યો (૩) એકેન્દ્રિયસંજ્ઞા, જેમાં પ્રથમ બે પ્રકારના વૈરાગ્ય સિદ્ધ થાય છે, અને રૂપ રસ વગેરે બાહ્યેન્દ્રિયના વિષય વિષે રાગાદિકનો ક્ષય થાય છે. અને માત્ર મનરૂપ એક મુખ્ય ઇન્દ્રિયના માનાપમાનાદિ વિષય વિષે રહેલા રાગદ્વેષાદિનો ક્ષય કરવાનો બાકી રહે છે "આ પ્રકારની ભૂમિકા સિદ્ધ થયે એકેન્દ્રિયસંજ્ઞા ભૂમિકા મળે છે (૪) આ ત્રણેય પ્રકારના વૈરાગ્યવાળા

ભૂમિકા સિદ્ધ થવાથી સિદ્ધાવસ્થાવાળી વિતૃષ્ણા થાય છે. આને વશીકાર સંજ્ઞા વિતૃષ્ણા કહેવામાં આવે છે. આ અપર વૈરાગ્ય સંપ્રજ્ઞાત યોગનું સાધન લક્ષણ છે. આની અપેક્ષાએ જે પર વૈરાગ્ય છે તે અસંપ્રજ્ઞાત યોગનો હેતુ છે 'પુરુષના સાક્ષાત્કારથી સકલ ગુણો વિષે ઉત્પન્ન થતું વૈતૃષ્ણ્ય' તે એનું શાસ્ત્રોક્ત લક્ષણ છે. અપર વૈરાગ્ય સંસારમાં જોયેલા તથા શાસ્ત્રોમાં શ્રવણ કરેલા વિષયોને જ લાગુ પડે છે. આની સિદ્ધિ થવાથી વિવેકખ્યાતિ ઉદય પામે છે. પણ તે સાત્ત્વિક ચિત્તની એક જાતની એકાગ્ર વૃત્તિ જ છે, અને તેથી તે પુરુષના સ્વરૂપથી પૃથક્ છે, વિનાશી અને પરિણામી છે. જ્યારે પર વૈરાગ્ય તો નિષ્ક્રિય, કેવલ, કૂટસ્થ, નિત્ય પુરુષ તત્ત્વના સાક્ષાત્કારની જ સમકાલીન સ્થિતિ છે. અહીં સાધન વૈરાગ્ય અને તેના ફલરૂપ સાક્ષાત્કાર એકાકાર થઈ જાય છે. સાધન સાધ્યનો અભેદ થઇ જાય છે. આનાથી ચઢિયાતી બીજી કોઇ અવસ્થા નથી. માટે જ કહ્યું છે કે :—

न चेन्द्रस्य सुखं किंचिन्न चापि चक्रवर्तिनः ।
सुखमस्ति विरक्तस्य मुनेरेकान्त जीविनः ॥

વૈરાગ્યશીલ, મનનશીલ, એકાંતમાં વસતા યોગીને જે સુખ મળે છે તેના આગળ ઇન્દ્રનું (સ્વર્ગીય) સુખ અથવા ચક્રવર્તી રાજાનું (ઐહિક) સુખ કંઈ પણ વિસાતમાં નથી.

• આ સુખને જ ઉપનિષદ્‌માં 'ભૂમા' આનંદ કહીને વર્ણવ્યો છે. આત્માનન્દ, બ્રહ્માનન્દ, અદ્વૈતાનન્દ એ બધા એના જ પર્યાય શબ્દો છે. આ આનન્દની ઝલક માત્રથી સમગ્ર વિશ્વ ચેતનવંતુ બની ગતિ કરી રહ્યું છે. એ આનંદ અસીમ છે, કારણ કે તેનાથી ભિન્ન એવો કોઇ બીજો પદાર્થ નથી. रसो वै स. । તે આત્મતત્ત્વ જ રસરૂપ છે—સુખરૂપ છે. रसं ह्येवायं लब्ध्वा आनन्दीभवति । રસને પ્રાપ્ત કરીને જ તે આનન્દરૂપ બની જાય છે. को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् । જો મહાન આકાશમાં એ આનન્દ સભર ન ભર્યો હોત, તો કોણ જીવી શકત? કોણ પ્રાણ ધારણ કરી શકત? आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते आनन्देन जातानि जीवन्ति आनन्दं प्रयन्त्यभि-

સંચિદાત્મિત । આનંદમાંથી જ ભૂતમાત્ર જન્મે છે, આનંદ વડે જ જન્મીને જીવન ધારણ કરે છે અને અંતમાં તે આનંદમાં જ ગતિ કરીને લીન થાય છે.

આવો ' ભૂમા ' આનંદ એ વૈરાગ્યનું ફલ છે. શરૂઆતમાં તો વૈરાગ્ય સ્થાપિત કરવાની ક્રિયા કઠિન, નીરસ અને શુષ્ક લાગે એવો સંભવ છે. પણ અંતમાં વૈરાગ્ય અને આનંદનો અભેદ થઈ જાય છે. સૂક્ષ્મ રીતે જોતાં વૈરાગ્યમાં અનેક પ્રભાત અને સંધ્યાની રંગીનતા છે, આનંદવર્ષાના મીઠરનાં સિંચન છે, શક્તિભંડારના ઓઘ છે, તેજનાં તપ છે, આત્માની અનન્ય એકાગ્રતા છે, આત્મક્રીડત્વ–આત્મરતિત્વ અને આત્મમિથુનત્વ જેવી ગંભીર આંતર ચૈતન્ય ક્રિયાઓનો રંગબેરંગી આહ્લાદમય અવકાશ છે વૈરાગ્યમાં જ કલાનો આવિર્ભાવ છે, જીવનની સાચી કવિતા છે, આનંદ રસાયનનો કિમિયો છે. વૈરાગ્ય જીવનનો નિરોધ નથી, સત્ય જીવનના અમૃત આનંદનો ફુવારો છે.

卐

" જેમ દીપકની જ્યોતિ નાની સરખી હોવા છતાં પણ તે મોટો પ્રકાશ આપે છે, તે જ પ્રમાણે આ સદ્‌બુદ્ધિ અલ્પ હોય તો પણ તેને થોડી સમજશો નહિ. હે અર્જુન ! વિવેકીઓ સદા એ સદ્‌બુદ્ધિની જ ઇચ્છા કરે છે; કેમકે સદ્‌બુદ્ધિ જગતમાં અતિદુર્લભ છે જે પ્રમાણે ઇતર પથ્થરોની પેઠે પારસમણિ કંઇ પુષ્કળ મળતા નથી, કિંવા અમૃતનું એક બિંદુ પણ મહા સદ્‌ભાગ્યે જ પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે ઇશ્વરની પ્રાપ્તિમાં જ પર્યવસાન ( અંત ) પામનારી સદ્‌બુદ્ધિ અત્યંત દુર્લભ છે. જે પ્રમાણે ગંગાજળનું પર્યવસાન નિરંતર સમુદ્ર જ છે; તે પ્રમાણે હે અર્જુન ! જેને ઇશ્વર પ્રાપ્તિ વિના અન્ય કાંઇ સિદ્ધિ નથી એવી તો આ જગતમાં એક નિષ્કામ બુદ્ધિ જ છે. એના વિના ઇતર પ્રકારની બુદ્ધિ તે દુર્બુદ્ધિ છે. "

શ્રી જ્ઞાનેશ્વરી ગીતા

# અનુષ્ઠાનનું મહત્વ

લેખક :–શ્રી. હેમન્તકુમાર નીલકંઠ



કોઈ પણ વિષય કે કાર્યક્ષેત્રમાં કોઇ સારો ને સહૃદય શીખવનાર પ્રત્યક્ષ-પણે મળી જાય તો તે વિષય કે કાર્યક્ષેત્રમા કુશળતા મેળવવી શીખનારને ઘણી સહેલી થઇ પડે છે. પોતાના કુટુંબની જ કોઈ વ્યક્તિને વેપાર શીખવવાનો હોય છે, તો વેપારી તેને એકની એક ઘરેડમાં રાખી મૂકતો નથી. નવું નવું કામ શીખવાને જે તકો અને પ્રસંગો એવા અંગત સંબંધીને વેપારી આપે છે તેવી તકો અને પ્રસંગો ઘણાં વરસથી કામ કરતા ગુમાસ્તાઓને પણ તે નથી આપતો ગુમાસ્તાઓ કેટલીક વાર પેલા અંગત સંબંધી કરતાં બુદ્ધિ અને અનુભવમાં ચઢીઆતા હોય છે. તોપણ તેમને તેવી આગળ જવાની સુગમતા મળતી હોતી નથી, કેમકે ગુમાસ્તાઓને હેતુપૂર્વક શીખવાડનાર મળેલો હોતો નથી. તેવી જ રીતે વિદ્યાર્થીને શિક્ષક પ્રત્યક્ષપણે શીખવે છે, તે બાળકને માબાપ સંસારમા જ્યાં જ્યાં નજર નાંખીશું ત્યાં માલમ પડશે કે દરેક વ્યક્તિ કોઇ ને કોઇ શીખવનાર પાસેથી પોતાને જોઇતું શીખી લે છે. તે તે બાબત શીખવાના ક્રમમાંથી શીખનારને પસાર થવું જ પડે છે, પરંતુ તેવા વિષયો શીખવામાં માનવીનો દેખીતો સ્વાર્થ રહ્યા કરતો હોવાથી તે શીખતાં થતા કડવામીઠા અનુભવોને તે બહુ ખ્યાલમાં લેતો નથી.

જે હકીકત સંસાર વ્યવહારમાં પ્રવર્તે છે, તે જ આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ રહેલી છે. જે કોઈને વિષે આપણા મન, બુદ્ધિ, ચિત્તમાં શ્રદ્ધા ને વિશ્વાસ બેઠાં હોય–પછી ભલેને શરૂઆતમાં તે ઘણાં થોડા અંશે બેઠા હોય, તેની સાથે આપણા જીવનનો સંબંધ સંપર્ક વધાર્યા કરવાથી આપણું દષ્ટિબિંદુ, પ્રવૃત્તિ ને વલણ જરૂર રૂપાંતર પામતાં જાય છે, ને નવું નવું શીખવાનું મળે છે જેમ પેઢીના સંચાલક સાથેના સંબંધને લીધે પેલા આત્મીયજનને વેપારની ઝીણામાં ઝીણી બાબતથી તે લાખો રૂપિયાનો વેપાર કરવાની કળા શીખવાની તક સાંપડે છે તેમ જિજ્ઞાસુને પણ પોતાનું જીવન કોઈ સંતપુરુષ સાથે સાંકળી દેવાથી અને તેના હૃદય સાથે પોતાના હૃદયનો તાંતણો મેળવી લેવાથી આ ક્ષેત્રમાં પણ આગળ વધવાની ઘણી તક મળે છે, ને પરિણામે ઝટ આગળ વધાય છે

એમ સંતના હૃદય સાથે આપણા હૃદયનો મેળ મેળવવાની પ્રાથમિક શરૂઆત, એનું જ નામ અનુષ્ઠાન.

અનુષ્ઠાનથી પેલો સંત સાધકના જીવનમાં પ્રવેશ કરવાનું પગરણ કરે છે. તેમ થયા વિના પેલા સંતનો લાભ આપણને પૂરતો મળી શકતો નથી. જ્યાં સુધી એક જ વેપારીની પેઢીમાં ગરીને શીખવાનું ન કહીએ ત્યાં સુધી જેમ તે વેપારની કળા શીખી શકાતી નથી તેવું આમાં છે: એકની એક જાતનું વેપારનું સઘળું વધારે સમજવાને કોઈક વખત પેઢીનો સંચાલક તેના શીખાઉ સ્વજનને કોઈ બીજી પેઢીએ પણ વધારે અનુભવ લેવા મોકલે પણ છે; પરંતુ એવા થોડા સમય માટેનો ફેરફાર સંચાલક પોતે જ કરે છે, એટલું નહિ પણ તે બીજી પેઢીના સંચાલકને પોતાના શીખાઉ સ્વજનના ગુણદોષો પણ અગાઉથી છાની રીતે જણાવે છે અને કઈ બાબતમાં તેને ખાસ કેળવવાનો છે તે પણ કહેવા સૂચવે છે. જેમ આવો અસાધારણ લાભ સંચાલકના અંગત માણસોને જ મળે છે. તેમ સંતપુરુષની સાથે આવું આપણા જીવનનું અંગતપણું કેળવવાની શરૂઆત કરવી એનું નામ જ અનુષ્ઠાન છે. જેમ જેમ એ આત્મીયભાવ વધતો જાય છે તેમ તેમ સાધકનો વિકાસ ઝડપી થતો જાય છે. સંતના જીવનની સાથે અનુષ્ઠાન થયા વિના આવો લાભ મળી શકતો નથી. એ અનુષ્ઠાન દ્વારા પેલો સંતપુરુષ આપણામાં પ્રવેશે છે

ને આપણી પ્રકૃતિ-સ્વભાવ આપણાં જીવનનાં નીચલા થરનાં વહેણો, આપણું પ્રારબ્ધ તથા આપણે શેમાં શેમાં ભરાઈ પડેલા હોઈએ છીએ એ બધાનો ખ્યાલ કરવાની તક તેને મળે છે, ગમે તેના જીવનમાં વિના કારણે તે કદી પ્રવેશતો નથી. એને એવી કોઈ જાતની ગરજ પણ હોતી નથી. સાથે સાથે એ પણ ખરું જ છે કે સંતના પોતાના જીવનમાં અને સાધકના જીવનના ગૂઢ પ્રારબ્ધ કર્મ સંજોગે જો કોઈ સાધક તેની પ્રત્યે આકર્ષાઈને તેની સાથે જોડાવા માંગે છે તો પછી સાધકની યોગ્યાયોગ્યતા વિષે તે કશું જોતો નથી, સાધકનો જીવન વિકાસ કરવાનું કાર્ય પણ તે પોતે જ પોતા માટે કરતો હોય છે, કેમકે એને મન સાધકમાં પોતાની જાત જ સંકળાયલી જણાયેલી હોય છે. આમ હોવાથી એ સંત સંતતાની કોટિમાં આવ્યા પહેલાં તે સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે પોતાની જાત પ્રત્યે જેવો નિષ્ઠુર બન્યાં કરેલો હોય છે, તેવો જ નિર્દય તે સાધક પ્રત્યે પણ વખત આવ્યે જરૂર થશે. દરેકની સાથે તે નિષ્ઠુર-તાથી જ વર્તશે એવું પણ નથી. પરંતુ કયા સાધકના પોતાની સાથેના કર્મ પ્રારબ્ધના સંજોગો કેવા છે તેની તેને જાણ હોવાથી યોગ્ય વ્યક્તિ સાથે યોગ્ય સમયે તે વ્યક્તિના કલ્યાણ અર્થે જ તે આવું વર્તન કરશે. શરૂઆતમાં સાધક પેલા સંતનું આવું વર્તન સમજી શકતો નથી, ને તેથી તેના પ્રત્યે તે ક્રોધે પણ ભરાય કે મનમાં અન્યથાપણે તે વિચારે; પરંતુ તેથી સાધકને પોતાને જ નુકશાન થાય છે. તે વિચારે ને સમજે તો તેને ખબર પડે કે એથી તો તે પોતાનું જ કલ્યાણ દૂર ધકેલ્યાં કરે છે, ને કંઇ કંઈ નિવાર્ય ઉપાધિઓ પોતાને માથે વહોરી લે છે. આ ઉપાધિઓ એક જ જાતની હોતી નથી, પણ અનેક જાતની હોય છે. જેમ માટીનું વાસણ ટપલાં વિના ઘડી શકાતું નથી, વેપારીનો છોકરો પણ અનેક વખતે છક્કડ ખાધા વિના વેપાર શીખી શકતો નથી. ને બાળક પણ માબાપનું જે તે સહન કર્યા વિના શીખી શકતું નથી, તેવું જ આ બાબતમાં છે. આપણી ગમે તેવી સમજણથી કે આપણા કોઈ સ્વાર્થની ગણતરીને લીધે પણ જો કદી એકવાર સંતપુરુષ સાથે આપણી સંમતિથી અનુષ્ઠાન થયું તો સંતપુરુષ આપણને કદી છોડશે નહિ. સાધકને ગમે તેવું દુઃખ અને કષ્ટ થાય તોપણ જો કંઈ યોગ્ય કરવાનું હશે તે કરતાં સંત અચકાશે નહિ, જ્યાં સુધી એવી ઘડાવાની ક્રિયાને સાધક દુઃખ અને

કદર ગણ્યાં કરશે ત્યાં સુધી તેને સંતાપ અને ક્લેશ રહ્યા કરશે. જે શક્તિનો ઉપયોગ જે રીતે સાધકના જીવનમાં કરાવવા સંત પ્રેરાયા કરતો હોય છે તેનો દુરુપયોગ થતો જોઈને પણ તે હાથપગ વાળી બેસી રહેશે નહિ. ભલે ને સાધકનું માનસ ગમે તેવું હોય તોપણ તેની તેવી શક્તિ કોઈને કોઈ પ્રકારે સાધકને અસર કરશે જ. વેપારીતો ભાવના ઊછાળાનો લાભ લેવા જેટલું સાહસ તેનામાં ન હોય તો એ વધારે મળવાનો લાભ જ માત્ર ગુમાવે છે, તે પોતાની મૂડીમાંથી કશું ઓછું થતું નથી, પણ સાધકને તો વિશેષ ગેરલાભ સંતના સંપર્કનો લાભ ન લેવાથી થાય છે. પોતાના ઘડાવાની ક્રિયામાં સાધક જો અનુકૂળ માનસ ન રાખ્યાં કરે અને એ રીતે ગુરુનો સૂક્ષ્મ વિરોધ કર્યાં કરે તો તેને વેપારીના કરતાં ઘણા વધારે ખત્તા ખાવાના આવે. આવા પ્રસંગોએ એ તૂટી પણ પડે. આવી નિરાશા કોઈ કોઈ સાધક સહન કરી શકતો નથી. ને પેલા સંતપુરુષને જે ભોગવવાનું થાય તે તો, સાધકની સાથે પોતાનું કર્મ પ્રારબ્ધ જે રીતે સંકળાયેલું હોય તે રીતે જીવન કલ્યાણના હેતુ અર્થે, તે ભોગવી લેતો હોય છે; તે તે રીતે સાધકના સ્વભાવનું ચિત્તનું, મનનું, સંસ્કારોનું વગેરેનું રૂપાંતર કરવાને માટે જ તે અનેક રીતે મિથ્યા કરતો હોય છે, એટલે એ, એ બધાથી નિર્લેપ પણ રહે છે. તેથી સંત પુરુષ સાથે એકવાર સાધકનું જીવન સંકળાયું તો તે પછી તેના પ્રતિ જેટલે અંશે સાનુકૂળ, શરણભાવવાળો, અને સર્વ પ્રકારનું સમર્પણ કર્યાં કરનારો, ભાવનાવાળો, હૃદયના ઉમળકાથી ગતિ કર્યાં કરનારો, સાધક, રહ્યા કરશે તેટલે અંશે તેના જીવનનો સાત્વિક વિકાસ ઝપાટાભેર થયાં કરશે. સાધકના સંત સાથેના અનુષ્ઠાનની આવી અનેરી મહત્તા છે.

કોઈને કદાચ એવો પ્રશ્ન ઊઠે કે જો કોઈ જીવાત્માનું રૂપાંતર આવા કોઈ પુણ્ય પુરુષના સંસર્ગથી પણ ન થાય, તો શું એને માટે આવો સંત-સમાગમ એળે જ જવાનો ? પણ એમ છેક જ એળે સંત-સમાગમ કદી જતો નથી. જેમ જીવનના બીજા સંસ્કારો-સરકારના વ્યવહારક્ષેત્રમાં થયેલાં કર્મોના સંસ્કારો-દરેકના ચિત્તમાં પડ્યાં જ કરે છે તેમ સંત પુરુષ સાથેના સંપર્કના સંસ્કારો પણ તેના ચિત્તમાં જરૂર પડવાના જ. એવા સંસ્કારોનો ઉદય કોઈક વેળા તો જરૂર થવાનો જ. પરંતુ પેલા જીવાત્માના હાલના જીવનના તબક્કે

એના કર્મ–પ્રારબ્ધના સંસ્કારોનું જોર ઘણું હોય છે, ને પોતે એમાં અજ્ઞાનપણે દોરવાયાં કરે છે, એટલે સંત પુરુષના જીવન સાથેના પડેલા સંસ્કારો એમને એમ એના ચિત્તમાં પડી રહે છે. જેવી રીતે ભગવાનનો ભાવ સચરાચરમાં સર્વત્ર પડી રહેલો હોય છે પણ તેની અસર આપણને લાગતી નથી, તેમ સંત સમાગમના સંસ્કારો એમ ને એમ પડી રહે છે. પણ આપણે જો જીવંત પુરુષાર્થ કરવા લાગીએ–અને તે પણ જાગૃતિપૂર્વક અને જ્ઞાનપૂર્વક કરીએ–તો પેલા સંતના પડી રહેલા સંસ્કારો આપણને જરૂર પ્રેરક તત્ત્વરૂપે મદદ કર્યા કરશે. કર્મ પ્રારબ્ધના વહેણમાં ગમે તેટલો તણાઇ જતો માણસ પણ સંત સમાગમથી જરૂર કૈંક ને કૈંક તો પામવાનો છે જ. તેની સમજણશક્તિ આ જીવનમાં પણ ઊંચી જરૂર થશે. અને માનવીની ઉચ્ચનીચ કોટિનો ભેદ–વિવેક–તેની બુદ્ધિમાં તો પ્રગટ થવાનોજ. એ પ્રમાણે તે વર્તન કરી શકે તો પણ બીજા જન્મમાં, ચિત્તમાં પડી રહેલા આવા સંસ્કારોનો ઉદય થવાની સરળતા તેને સાંપડયા કરશે. આમ સંત પુરુષના સમાગમની અસર કોઈ ને કોઈ રીતે ન્યાબદાયી થવાની જ. તે અસરનો લાભ કેવી રીતે અને ક્યારે લેવો તે આપણા પોતાના હાથની વાત છે.

બીજો પ્રશ્ન એવો સંભવે છે કે આ ચાલુ જીવનમાં કર્મ આરબ્ધને કારણે એવો જીવાત્મા તો ઘસડાયાં કરતો હોય છે. એટલે નવાને નવા સંસ્કારો તેનામાં દૃઢ થયાં કરવાના અને એવા સંસારી સંસ્કારોનું જોર વધ્યાં જ કરે. તો પછી સંત સમાગમ એને કેવી રીતે ફળી શકે ? આ પ્રશ્ન પરત્વે વધારે ઊંડા ઊતરતાં માલમ પડે છે કે એવો જીવાત્મા પણ કોઈ સાચા સંતના સમાગમમાં આવ્યો હોય તો તે પણ તેના યોગાનુયોગ કર્મનું જ પરિણામ છે. એટલે એણે કોઇ ગૂઢ રીતે પણ એ સમાગમની થોડી ઘણી લાયકાત તો મેળવી જ છે. આમ પૂર્વના અનુકૂળ સંસ્કારોને પરિણામે એને સંતના સમાગમનું ફળ મળ્યું તો એ સમાગમ એને વિશેષ ફળદાયી જરૂર થાય. એવો માણસ ભલેને દેખીતી રીતે જૂની ગરેડમાં જ ચાલ્યાં કરતો દેખાય તો પણ તેના મનના ઊંડા થરોમાં, આછી આછી પણ, થોડી ઘણી પણ, હિલચાલ આવા સંપર્કને લીધે થયાં જ કરશે. વળી ગમે તેવો નીચલા થરનો જીવ હોય તો પણ તે તેના ચાલુ જીવનમાં કંઇ પણ પુરુષાર્થ કરતો જ નથી કે વિકાસ

કરતો જ નથી એમ માનવું એ પણ અયોગ્ય છે. તે ઉપરાંત જો તે કેવળ કર્મ પ્રારબ્ધના સંયોગે કરીને સંસ્કારોને વશ પૂરેપૂરી રીતે રહીને જીવન વીતાવતો હોય તો પણ એ જ રીતે .આ નવા ઉર્ધ્વગામી સંસ્કારોને વશ રહીને પણ તે ઓછેવત્તે અંશે વર્તશે જ. અને જો અનુષ્ઠાનને કારણે સંતથી એનામાં વિશેષ રહેવાનું બને તો એવા સંસ્કાર વધારે ને વધારે પડવાના જ. જેમ કોઈ પણ જાતના સંસ્કારો તેનામાં પડ્યા વિના રહેતા નથી તેમ જ આ જાતના પડશે, અને તે પેલા સંસ્કારોની જેમ જ, નકામા જવાના નથી. આમ પરસ્પર વિરોધી બે જાતના સંસ્કારો એના ઉપર પડે છે. પણ સંસારી માનવીના ચિત્તમાં પડેલા કે પડતા બીજી જાતના સંસ્કારો ભલેને ગમે તેટલા બળવાન હોય તો પણ એ સંસ્કારોના ભય કરતાં સંત પુરુષથી પડેલા સંસ્કારો વધારે બળવાન હોય જ છે, આ કંઈ કલ્પના સૃષ્ટિમાંથી ઉપજાવેલી મનોહારી પણ અવાસ્તવિક કથા નથી. એ તો સત્ય ઘટના છે, અને એ ઘટનાને બુદ્ધિના પ્રમાણનો પણ ટેકો મળી શકે છે, સંસારી સંસ્કારો રાગદ્વેષ યુક્ત, કામક્રોધાદિથી ભરેલા હોય છે, એટલે તેમાં આસક્તિ હોય છે. પણ ગમે તેવી આસક્તિથી ભરેલો સંસારી માનવી ગમે તેવા આસક્તિના પ્રયોજને પેલા સંત તરફ આકર્ષાય તો પણ સંત જાતે આસક્તિરહિત હોવાથી, સંતથી એનામાં પડતા સંસ્કારો આસક્તિ વગરના જ હોય છે. સંતનું પોતાનું જીવન એટલું તો મહાન, પ્રખર, તેજસ્વિતા ને ઓજસથી ભરેલું, ભગવાનની શક્તિથી ભરેલું હોય છે કે સંસારી માનવીનું તેના પ્રતિ આકર્ષણ થતાં પેલો સંત તેની આસક્તિનું જોર પણ ખેંચી લેશે, અને સમય આવતાં પોતાના સંસ્કારોનો ઉદય તેનામાં કરાવશે.

આમ અનુષ્ઠાનની ગાથા જે કેવળ અનુભવથી પ્રીછી શકાય તેને વાણીમાં " ઉતારવી " એ એને ઊતારી પાડ્યા બરાબર જ છે: એટલી તે " અવર્ણનીય " છે.

# શંકરાચાર્યનો જ્ઞાનયોગ
## અને
# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

(ગતાંકથી ચાલુ)

લેખક :–સ્વા. શ્રી. માધવતીર્થજી

(૧૫)

## જગતની સ્થિતિ



અરવિંદશિષ્ય :–જે વસ્તુ પહેલા જે કાળે જે જગ્યાએ દેખાય તે ફરીથી ત્યાં ન દેખાય તો તે વસ્તુ મિથ્યા કહી શકાય. જગત તો પાછું હમેશાં તે જગ્યાએ દેખાય છે.

શંકરશિષ્ય :–દેખાય છે એ તો હું પણ કબુલ કરૂં છું; પણ જે દેખાય છે તે બરાબર તેવું જ છે એમ કહી શકાતું નથી. બીજો પ્રમાતા કે પ્રમાણુ આવે ત્યારે પ્રમેય ફરી જાય છે તેથી બ્રહ્મમાં જગત નથી. બ્રહ્મ જ ભૂલથી જગતરૂપે પ્રતીત થાય છે. સ્વપ્નમાં ઘણું દેખાય છે પણ જેવું દેખાય છે તેવું એ નહિ.

અરવિંદશિષ્ય :–જે દ્રવ્યમાં ગુણ ન હોય એવું દ્રવ્ય નથી. તેથી બ્રહ્મને નિર્ગુણ કહી શકાય નહિ જ્યારે ગુલાબ દેખાય છે ત્યારે તેનામાં કોઈ રૂપ અને રંગ રહેલો હોય છે, તેને અડીએ તો તે નરમ લાગે છે, તેનામાં સુગંધ છે, જેનામાં ગુણ ન હોય એવી કોઈ વસ્તુ જણાતી નથી. પ્રકાશ પણ દ્રવ્ય વગર ઉત્પન્ન થતો નથી.

શંકરશિષ્ય :–જે ગુણ આવે અને જાય એવા હોય તે બ્રહ્મમાં માનવાથી બ્રહ્મનો નાશ થઈ જશે.

અરવિંદશિષ્ય :–દેવદત્ત જાડો છે એમ કહેવામાં દેવદત્ત શબ્દ જીવને લાગુ પડે છે અને જાડાપણું શરીરને લાગુ પડે છે.

શંકરશિષ્ય :—એ જાડાપણું દેવદત્તમાં રહે તેવું હોય તો તે દેવદત્તનો ગુણ લેવામાં હરકત નથી.

અરવિંદશિષ્ય :—એ તો દૃષ્ટાંત છે. બ્રહ્મમાં અનંત ગુણ છે. સગુણ સ્વરૂપ અનંત શક્તિવાળુ છે.

શંકરશિષ્ય :—સાપેક્ષભાવે બ્રહ્મમાં અનંત શક્તિ જરૂર માલમ પડશે એટલે કે જીવ અમુક ભાવ ધારણ કરીને બ્રહ્મમાં શક્તિ જોવા જશે તો તેવી શક્તિ તેમાં જણાશે. જીવ ગરીબ હોય અને તેની ગરીબાઇ ભગવાન દૂર કરી આપે તો ઠીક એવી ઇચ્છા થતાં ગરીબાઇ દૂર થાય ત્યારે તે ભગવાનને ગરીબ પરવર અથવા અનાથનો નાથ કહે છે. આવી રીતે જીવની અનેક જાતની નિર્બળતા બ્રહ્મની સત્તાથી દૂર થઇ શકે છે. તેથી બ્રહ્મમાં અનંત શક્તિ છે. પણ આત્મજ્ઞાનથી જ્યારે અદ્વૈતભાવ ઉત્પન્ન થાય ત્યારે બ્રહ્મની શક્તિનો ઉપયોગ રહેતો નથી. તે વખતે જ્ઞાન અને આનંદ રહે છે. જો વાઇસરૉયના દિકરા ને બાપમાં વાઇસરૉયની શક્તિનું ભાન રહે તો તે બાપનો સહજ પ્રેમ ત્યાંથી જોઇ શકે નહિ તેથી પ્રેમ અને આનંદ માટે શક્તિનો વિચાર છોડવો જોઇએ. જ્યારે જીવ અને બ્રહ્મની એકતા થાય છે ત્યારે નિરપેક્ષ દશા ઉત્પન્ન થાય છે. તે વખતે સત્, ચિત્ અને આનંદ સિવાય બીજો અનુભવ મળશે નહિ. જીવમાં બ્રહ્મભાવ રહેલો જ છે પણ જ્યારે જીવના પોતામાં શ્રદ્ધા હોતી નથી ત્યારે બહાર સુખ શોધ્યા કરે છે. એવી શોધમાં જીવ પોતાનું સ્વરૂપ ભૂલે છે તે કારણથી દરેકને કલ્પિત જગત દેખાય છે. જ્યાં દસ અજ્ઞાની હોય ત્યાં દસ જાતનાં જગત દેખાય છે, છતાં સૌ માને છે કે અમે એક વસ્તુ જોઇએ છીએ. આવી ભૂલની નિવૃત્તિ એ જ તત્ત્વજ્ઞાનનું પ્રયોજન છે. જેમ સાક્ષી વિષે સ્વપ્નદેહ અને જગતની પ્રતીતિ છે તેમ પરિપૂર્ણ ચેતન વિષે આપણી અને જગતની પ્રતીતિ છે.

અદ્વૈતનો અનુભવ નીચે પ્રમાણે ત્રણ રીતે થઇ શકે છે.

૧. જીવ પોતે બ્રહ્મરૂપ છે એમ શ્રવણ મનન દ્વારા ખાત્રીપૂર્વક શ્રદ્ધાથી માનીને રહેવાથી, અથવા

૨. બહાર જે કાંઇ દૃશ્ય પદાર્થ દેખાય છે મિથ્યા છે અને તેનુ અધિષ્ઠાન બ્રહ્મ સત્ય છે, અથવા

૩. દૃષ્ટા-દૃશ્ય અને તેનો સંબંધ મિથ્યા છે અને તેના ભેદથી અતીત જે બ્રહ્મનું સ્વરૂપ છે તે હું છું.

પહેલી રીતને બ્રહ્મભાવના કહે છે, બીજી રીતને પદાર્થ ભાવનાનો ત્યાગ કહે છે ત્રીજીને કેવલીભાવ કહે છે. પહેલી રીત વિષે વસિષ્ઠ કહે છે કે જે માણસ જેવી ભાવના કરે છે તેવો થાય છે. તેનામાં ભાવનાને અનુકૂળ શક્તિ આવે છે. બીજી રીતે તે પૂર્ણ થાય છે, અનન્ત, અખિલ થાય છે, કારણ કે કલ્પિત જગત મિથ્યા થવાથી કલ્પિતમાં મન જઈ શકતું નથી. બ્રહ્મમાંથી વિરૂદ્ધ ધર્મવાળું જગત ઉત્પન્ન થઇ શકે જ નહિ એવી ખાત્રી થતા મનનો બાધ થાય છે અને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે. જગતના દેખાવનો આધાર અહંકાર ઉપર છે. જગત મિથ્યા થતાં અહંકારનો પણ લય થાય છે અને આત્મા બ્રહ્મરૂપ થાય છે. નિષેધ એ પોતાની શક્તિથી બ્રહ્મ સિવાય બીજાનો લય કરે છે. શ્રી અરવિંદ ભેદનો નિષેધ કરે છે છતા એકમાં અનેકને ગણે છે. જ્યાં સુધી અનેક દેખાય છે ત્યાં સુધી મનનો લય બરાબર થતો નથી. શ્રી અરવિંદ સ્વગત ભેદ ગણે છે અને સજાતીય અને વિજાતીય ભેદનો નિષેધ કરે છે. કેવલી ભાવમાં ત્રિપુટીનો લય થાય છે, અને પ્રાણ શાંત થાય છે. શુદ્ધ બ્રહ્મને વિષય કરવાવાળી વૃત્તિ ઉપાધિની નિવૃત્તિ કરી પોતે પણ નિવૃત્ત થાય છે. વિષમતા ઉપાધિમા છે. ભ્રાંતિ વખતે પણ બાધની પહેલાં જે પ્રમાતૃ છે તે પણ સત્‌રૂપને લઈને છે કારણ કે વાસ્તવમાં સત્તા એકની છે. એ દશામાં સ્વગત ભેદ પણ દૂર થાય છે.

અરવિંદશિષ્ય :—જગતનો આવિર્ભાવ (manifestation) ભગવાનનો મહિમા વધારે છે અને ભગવાનની પૂર્ણતાનો ખ્યાલ આપે છે.

શંકરશિષ્ય :—એમ હોય તો પ્રલય અવસ્થામાં જ્યારે જગત ન હોય ત્યારે ભગવાન અપૂર્ણ હોવા જોઈએ.

અરવિંદશિષ્ય :—ત્યારે જગત શી રીતે થાય છે ?

શંકરશિષ્ય :—સો ટચના સોનામાંથી ઘાટ થાય નહિ. તે બહુ પાતળું હોય છે. તેવી રીતે શુદ્ધ બ્રહ્મમાંથી જગત થાય નહિ. બીજો વિચાર કરીએ ત્યારે જગત જેવું દેખાય. છતાં યોગીઓ ઉત્પત્તિ માનીને સાથે બ્રહ્મ લે, ભક્તો જગતની સ્થિતિની સાથે બ્રહ્મને લે છે અને જ્ઞાની જગતનો બાધ

આ પ્રમાણે તમારા માર્ગવાળા જીવ અનાદિ કહે છે અમે જીવ એ બ્રહ્મનો વિવર્ત માનીએ છીએ જીવ એવો બની જતો નથી જો જીવ એવો બની જતો હોય તો વારંવાર બધા જીવ બંધનમાં પડે

અરવિંદ શિષ્ય —ત્યારે જીવ અને જગત શા માટે દેખાય છે ?

શંકર શિષ્ય —તમે જુઓ છો તેથી જીવ જગત તમારી કલ્પનામાં છે ભગવાન પાસે અથવા બ્રહ્મ પાસે બ્રહ્મ જ છે શા માટે, ક્યાંથી, ક્યારે, એ શબ્દો અને દેશ કાળ, અને કારણનો વિચાર એ બધું પણ શું જગતનો એક ભાગ નથી ? જગત કોણે બનાવ્યું, શા માટે બનાવ્યું અને ક્યારે બનાવ્યું એ પૂછવાનું જે વખતે તમે શરૂ કરો છો તે જ વખતે એક બાજુએ જગતનો અને બીજી બાજુએ 'ક્યારે" નો વિચાર ખડો થાય છે ત્યાં તમે જગતને પહેલાથી ઉભું કરી રાખો છો પ્રશ્ન વડે તમે જે વખતે જગતની પેલે પાર કુદી જવા ઇચ્છો છો તે જ વખતે તમે જગતને મુકી રાખો છો સ્વામી રામતીર્થના લેખોમાં એક જગ્યાએ લખેલ છે કે એક પરીક્ષકે છોકરાઓને એક આગીવાગો પ્રશ્ન પૂછ્યો કે જો જગત પડે તો કેટલા વખતમાં પડે ? બધા છોકરા આ પ્રશ્નથી ગુંચવાયા અને એક ચાલાક છોકરે જવાબ આપ્યો કે 'પહેલાં મને બતાવો કે જગત ક્યાં પડશે ?" જગત શાથી ક્યાંથી અને શા માટે એ પ્રશ્નો પણ ઉપરના પ્રશ્ન જેવો જ આંટીવાળો પ્રશ્ન બને છે એ આગીવાગા પ્રશ્નમાં મુખ્ય વાત કાળની હતી પણ જગ્યા વગર કાળ રહેતો નથી એમ હાલના સાપેક્ષવાદના સિદ્ધાંતથી નક્કી થયેલ છે તેથી વિદ્યાર્થીએ પોતાના ઉત્તરમાં જગ્યાનો પ્રશ્ન ઉપાડીને કાળનો પ્રશ્ન ઉડાવી દીધો તેથી બ્રહ્મની જગ્યા પહેલાં નક્કી કરવાની જરૂર છે તમે બ્રહ્મ માટે પૂરી જગ્યા લેતા નથી તેથી જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયના વિચારોમાં ગુંચવાઈ જાઓ છો અને બીજાને ગુંચવણમાં નાખો છો.

અપૂર્ણ

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો,
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.





તંત્રી

સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ

જ્ઞાનસાધન આશ્રમ

આ પ્રમાણે તમારા માર્ગવાળા જીવ બનાવી દે છે. અમે જીવ એ બ્રહ્મનો વિવર્ત માનીએ છીએ. જીવ એવો બની જતો નથી, જો જીવ એવો બની જતો હોય તો વાસ્તવમાં બધા જીવ બંધમાં પડે.

અરવિંદ દાસ —ત્યારે જીવ અને જગત શા માટે દેખાય છે?

શંકર શિષ્ય —તમે જુઓ છો તેથી જીવ જગત તમારી કલ્પનામાં છે. ભગવાન પાસે અથવા બ્રહ્મ પાસે બ્રહ્મ જ છે. શા માટે, ક્યાંથી, ક્યારે, એ શબ્દો અને દેશ, કાળ, અને કારણનો વિચાર એ બધું પણ શું જગતનો એક ભાગ નથી? જગત કોણે બનાવ્યું, શા માટે બનાવ્યું અને ક્યારે બનાવ્યું એ પૂછવાનું જે વખતે તમે શરૂ કરો છો તે જ વખતે એક બાજુએ જગતનો અને બીજી બાજુએ "ક્યારે"નો વિચાર ખડો થાય છે. ત્યાં તમે જગતને પહેલાથી ઉભું કરી રાખો છો. પ્રશ્ન વડે તમે જે વખતે જગતની પેલે પાર કૂદી જવા ઇચ્છો છો તે જ વખતે તમે જગતને ભૂલી ગયા છો. સ્વામી રામતીર્થના લેખોમાં એક જગ્યાએ લખેલ છે કે એક પરીક્ષકે છોકરાઓને એક આંટીવાળો પ્રશ્ન પૂછ્યો કે જો જગત પડે તો કેટલા વખતમાં પડે? બધા છોકરા આ પ્રશ્નથી ગુંચવાયા. અંતે એક ચાલાક છોકરે જવાબ આપ્યો કે "પહેલાં મને બતાવો કે જગત ક્યાં પડશે?" જગત શાથી, ક્યાંથી અને શા માટે એ પ્રશ્નો પણ ઉપરના પ્રશ્ન જેવો જ આંટીવાળો પ્રશ્ન બને છે. એ આંટીવાળા પ્રશ્નમાં મુખ્ય વાત કાળની હતી પણ જગ્યા વગર કાળ રહેતો નથી એમ હાલના સાપેક્ષવાદના સિદ્ધાંતથી નક્કી થયેલ છે. તેથી વિદ્યાર્થીએ પોતાના ઉત્તરમાં જગ્યાનો પ્રશ્ન ઉપાડીને કાળનો પ્રશ્ન ઉડાવી દીધો. તેથી બ્રહ્મની જગ્યા પહેલાં નક્કી કરવાની જરૂર છે. તમે બ્રહ્મ માટે પૂરી જગ્યા લેતા નથી તેથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના વિચારોમાં ગુંચવાઈ જાઓ છો અને બીજાને ગુંચવણમાં નાખો છો.

અપૂર્ણ

जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધે મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.




તંત્રી:
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ

જ્ઞાનસાધન આશ્રમ

(૩) ભેટ પુસ્તક ત્રીજા ચોથા વર્ષના ગ્રાહક માટે છપાય છે. જેમનું લવાજમ મ. ઓ. થી નહિ આવે તેમને વી. પી. થી રવાના થશે. ચોથા વર્ષથી ગ્રાહક ન રહેવું હોય તેઓ ૦-૮-૦ આઠ આના ભેટ પુસ્તકના મોકલી આપશે એટલે ભેટ પુસ્તક ઉપર હક્ક રહેશે

(૪) ભવિષ્યમાં કાગળો સારા વપરાશે. સેપ વ્યવસ્થા પણ સારી થશે અને પાનાં પણ વધારી શકાશે એવું અત્યારે તો લાગે છે, પછી તો શ્રી હરીચ્છા

(૫) ગ્રાહક સખ્યા આવતા વર્ષે વધવા સંભવ છે. લવાજમ કેટલાં આવે છે અને ગ્રાહક તરીકે નામ ચાલુ રખાવી ભેટ પુસ્તક વી. પી. થી મંગાવવાની જેટલી આશા આવશે એ પ્રમાણે ભેટ પુસ્તકની સખ્યા છપાશે.

(૬) અમારી તો શ્રદ્ધા છે કે જૂના ગ્રાહકો ચાલુ રહેશે ને નવા ગ્રાહકો મેળવવાની એમની સહકારવૃત્તિ વધશે. ઉત્થાન ગ્રાહકોનું જ છે અને એમણે જ એમને નિભાવ્યુ છે ને ભવિષ્યમાં નિભાવશે.

(૭) એકસો લાયબ્રેરીઓ સુયોગ્ય સાધુ સંન્યાસીઓ તથા મઠમન્દિરોને અર્ધા લવાજમે રૂા. ૨-૦-૦ રૂપીઆ એમાં ઉત્થાન મળશે, પણ મ. ઓ. થી લવાજમ આવશે તો જ; વી. પી. નહિ કરાય.

સૌ જલ્દી લવાજમ મોકલી હમેશની પેઠે સગવડ વધારી આપશે એવી શ્રદ્ધા છે.

તા. ૧૦-૫-૪૪
છોટાઉદેપુર

શુભેચ્છક
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
ના નારાયણ સ્મરણ

ॐ

नमो नारायणाय ।

# उत्थान

વર્ષ ત્રીજું ] મે ૧૯૪૪-વૈશાખ ૨૦૦૦ [ અંક અગીઆરમો

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

ઈશ, સદ્ગુરુ ને આત્મા મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમ શા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

શ્રી સદ્ગુરુની કૃપા અને પ્રેરણાથી 'ઉત્થાન' પ્રકટ કરવાનું સાહસ કર્યું અને એમના જ આશીર્વાદથી ત્રીજા વર્ષનો અગીઆરમો અંક પ્રકટ થાય છે. એ જ નિભાવે છે અને એ જ નિભાવશે એવી પ્રાર્થના છે !

યથાશક્તિ અમે આગળ ચાલવા જઈએ છીએ—આપના આજસુધીના સહકાર બદલ અને ભવિષ્યમાં એ સહકાર વધતો જશે એવી શ્રદ્ધાના ઉત્સાહે परस्परं भावयन्तः એ ન્યાયે આપણે શ્રેયસ્ પ્રાપ્ત કરીએ એ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનો આપણને શ્રીમદ્ ભગવદ્ગીતામાં મળેલો કલ્યાણમંત્ર.

* * *

# પરમપુરુષાર્થ

( ગયા અંકથી ચાલુ )

લેખક :—સ્વા. શ્રી અદ્વૈતાનંદજી



શમ અને દમ સિદ્ધ થવા માટે એટલે ઉપસમ અથવા ઉપરતિ આપો-આપજ આવવા માંડે છે શમથી મનોવૃત્તિઓ વશમાં આવે છે અને દમથી શરીર વ્યાપાર ઉપર કાબુ આવે છે, એટલે નિષ્પ્રયોજન, અનર્થ પ્રવૃત્તિમાં સાધકને રુચી થતી નથી શ્રી શંકર ભગવાન ઉપરતિની વ્યાખ્યા આપતા જણાવે છે કે વૃત્તિને બાહ્ય આલંબન ન રહે એ સર્વોત્તમ ઉપરતિ છે. પોતાના લક્ષ્ય ઉપર ચિત્તવૃત્તિનું સતત સ્થાપન કરવું, ઇન્દ્રિયજન્ય અથવા સંકલ્પજન્ય વ્યવહારનો વિચાર ન કરવો "અમુક વસ્તુ જોઈ છે, અમુક વસ્તુ જોવાની બાકી છે, અમુક સાંભળ્યું છે, અમુક સાંભળવાનું બાકી છે, અમુક પદાર્થોનો સ્વાદ લીધો છે, અમુક પદાર્થોનું આસ્વાદન લેવું બાકી છે, અમુક સ્થળ અતિ સુંદર છે, ત્યાં રહેવાથી ચિત્ત પ્રસન્ન રહેશે" આ સર્વ વ્યવહાર વિક્ષેપ કરનાર છે આવી વાતો કરવામાં અને તત્સંબંધી વિચાર કરવામાં આપણો ઘણો સમય વ્યતીત થાય છે આ, નિષ્કારણ કર્મનો પરિત્યાગ કરી અભેદાનુભવ કરવામાં જ ચિત્તને પરોવવું જ્યારે બાહ્ય ઇંદ્રિયો વિક્ષેપ ન પમાડે અને બાહ્ય અવલંબન સ્થાન આશ્રય રહે નહી ત્યારે ચિત્તને કેવળ અંતર્મુખ થવામાં જ આનંદ આવે એ સ્વાભાવિક છે આત્માનું સ્વરૂપ સચ્ચિદાનંદ રૂપ છે આત્મા પરિપૂર્ણ છે, આપ્તકામ છે આનંદાનુભવ માટે તેને અન્ય વસ્તુની અપેક્ષા નથી આનંદને

માટે ચિત્તની વૃત્તિઓ આમતેમ ભટકે એ તો અજ્ઞાનનું પરિણામ છે. વૃત્તિઓ શાંત થાય, ત્યારે જ આત્માનો વાસ્તવિક આનંદ પ્રાપ્ત થાય, લોકૈષણા, પુત્રૈષણા, વિત્તૈષણા, શાસ્ત્રૈષણા, ઈત્યાદિ અનેક પ્રકારની અભિલાષાઓ મનુષ્યના મનને કલુષિત કરે છે. તેમાંથી શમ, દમથી સુરક્ષિત મન સ્વયં પાછું હટી જાય છે. તેમાં તેને રસ રહેલો નથી. વિક્ષેપો બાહ્ય અને માનસિક બન્ને પ્રકારના છે. જગતમાં અનેક પંથો, સંપ્રદાયો, મતમતાંતરો, વિધિઓ, પ્રક્રિયાઓ છે. આ સર્વને જાણવાની ઇચ્છા ને તે વિષે ચર્ચા કરવાના આડંબરમાં જ ગ્રસ્ત રહેવાની ઇચ્છાનો પણ ત્યાગ કરવો જોઈએ. આપણને જે માર્ગ અનુકૂળ આવે તેનો અભ્યાસ કરીને વિચારપૂર્વક નિશ્ચય કરી લેવો. પછી તેનો જ આશ્રય લેવો. શ્રવણ, મનનનો ઉદ્દેશ એ છે કે મનુષ્ય પોતાના વિચારો દૃઢ કરી શકે અને પોતાને કઇ સાધન પદ્ધતિ માફક આવે છે, તેનો પણ નિર્ણય કરી શકે. જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તેને અમલમાં ન મૂકવામાં આવે તો તેની કશી કિંમત નથી. ગર્દભ ઉપર ભરેલા ચંદનની સુગંધી તેને આવતી નથી. તેને મન તો પથ્થર, ઈંટ, ચૂનો ને ચંદન અથવા સોનામહોરો, બધુંય સરખું છે. ઘણા બુદ્ધિ વિલાસોથી બુદ્ધિ અનેક કુશંકાઓમાં ઉતરી પડે છે, અને એકાગ્રતાને બદલે વિક્ષેપને સિદ્ધ કરી આપે છે. માટે સાધકે અતિ શાસ્ત્રાધ્યયનને જ વૃત્તિનું આલંબન ન બનાવવું. અભ્યાસથી તત્ત્વ કાઢી, સાધન પદ્ધતિ નક્કી કરી વૃત્તિને તેમાં જ સ્થિર કરવી.

વૃત્તિની ખરી અંતર્મુખતા તો એ છે કે જ્યારે વૃત્તિનું ઉત્થાન થાય અને બાહ્ય પદાર્થાકાર વૃત્તિ થાય અને ઈદંતાએ કરીને જ્ઞાન થાય તેજ કાળે સ્પષ્ટ વિવેકનો ઉદય થાય અને એકાકાર સમત્વમાં આનંદ લેવાય પણ વૃત્તિ આ પ્રમાણે પોતાનું સ્વરૂપ સમજી લઇને અભેદનો અનુભવ કરાવે એ તો ઘણા કાળના અભ્યાસનું પરિણામ છે. જ્યાં સુધી આ સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સાધકે પોતાના ચિત્તને નિરોધતા રહેવું જોઇએ જેમ જેમ અભ્યાસ દૃઢ થાય છે તેમ તેમ પ્રતિક્ષણે આવો વિવેક કરવાની શક્તિ આવતી જાય છે. આવા આત્મ નિરીક્ષણથી સાધક પોતાનો અધિકાર પણ સમજી શકે છે, પોતાનામાં કઈ કઇ ખામીઓ છે તે જાણી શકે છે ને કઈ કઈ

વૃત્તિઓનો ત્યાગ કરવામાં પોતે વધારે પ્રયત્ન કરવો તેનો નિશ્ચય કરી શકે છે. આત્મનિરીક્ષણ કરી પ્રકૃતિ ઉપર વશીકારનું સામ્રાજ્ય સ્થાપવાનો સતત પ્રયત્ન કરવો જોઇએ. શમ દમાદિથી આંતર તેમ બાહ્ય વૃત્તિઓનો વિરોધ સિદ્ધ થાય, ઉપરતિનો માનસિક વિક્ષેપ અટકતા માંડે. એટલે તિતિક્ષા સહજે સિદ્ધ થવા માંડે છે. ગમે તેવું દુઃખ આવી પડે, ગમે તેવાં સંકટો કે મહાન આપત્તિઓના ભોગ થઈ પડીએ તોપણ ચિત્તમાં વિક્ષેપ થવા ન દેવો તેમ તેનાથી દૂર નાસવાનો પણ પ્રયત્ન ન કરવો એનું નામ તિતિક્ષા. આવા મનુષ્યનું મન રાગ દ્વેષમાંથી મુક્ત થઇ પરમ શાંતિમાં વિરામ પામે છે. તિતિક્ષા એટલે ક્ષમા ને સહનશીલતા. કોઈ પણ મનુષ્ય આપણું ગમે તેટલું ભૂરૂ કરે તથાપિ તેના પ્રત્યે જરા પણ ક્રોધ ન કરવો એ ક્ષમા વૃત્તિનો પ્રકાર છે. બહારથી પ્રતિકાર ન કરવામાં જ તિતિક્ષાની પરાકાષ્ઠા નથી પણ મનમા પણ ક્રોધ કે તિરસ્કારની લાગણીની ઉત્પત્તિ ના થવી જોઈએ. વિષયોના સુખથી ઉલ્લાસ થવો ન જોઇએ તેમ દુઃખોથી ઉદ્વેગ પણ ન થવો જોઈએ. મનની આવી સમતાની સ્થિતિ વિચારથી પ્રાપ્ત કરવી જોઇએ. જેમ જેમ સ્વસ્વરૂપના ચિંતનથી ' હું દેહ નથી પણ આત્મા છું " એ ભાવના દૃઢ થતી જાય છે તેમ તેમ મન ઉપર કાબુ આવતો જાય છે અને સર્વ પ્રકારનાં દુઃખો સહન કરવાની શક્તિ આવતી જાય છે જાણી જોઇને શરીરને કષ્ટ આપીને, દુઃખ ઉપજાવીને સહન કરવામાં તિતિક્ષા નથી ઘણાંક એમ સમજે છે કે ઇન્દ્રિયોને કષ્ટ થાય તેવાં વ્રતોપવાસાદિનું ગ્રહણ કરવામાં જ કલ્યાણ છે. ઘણાક હાથ ઊંચો રાખી ઉભા રહે છે, કોઈ જટા નખ વધારે છે, કોઇ ધુણીઓ તાપવાનું શીત, આતપ, વર્ષા આદિ માથે સેવાનું વ્રત કરે છે. કોઇ ઉપવાસ મૌન એક ભોજન આદિ વ્રતોમાં સાર્થક થયેલું માને છે. આવું કરવાથી તિતિક્ષા સિદ્ધ થાય છે અથવા આવી ક્રિયાઓની તિતિક્ષા પ્રાપ્ત કરવા માટે આવશ્યકતા છે એવું કાંઈ નથી. આ તો એક પ્રકારનો આડંબર લોકોમાં પૂજા પ્રતિષ્ઠા વિ. પામવાના ઉદ્દેશથી આવું ગ્રહણ કરવામાં આવે છે. ખરું બળ માનસિક છે, અને મનને સંકલ્પથી વિચારથી કે નામસ્મરણથી સુદૃઢ કરવામાં આવે કે શારીર દુઃખો સહન કરવાની શક્તિ પણ આપોઆપ જ આવી પડે છે. દુઃખ નિવારણની ચિંતા

ન કરવી એનો એવો અર્થ પણ નથી કે આપણા ઉપર જે આપત્તિ આવે તેને દૂર કરવાનો પ્રયત્ન જ ન કરવો. પ્રારબ્ધને આધીન થઈને બેસી રહેવું એ તો કાયર મનુષ્યનું કામ છે. સર્વ પ્રકારનાં દુઃખોને ટાળવા માટે આવા પ્રયત્નો કર્યા કરવાના જ છે. પણ આમ કરવા છતાં પણ આપણે આપણા કાર્યમાં ફત્તેહમંદ ન થઇએ તો મનમાં ગ્લાનિ થવા દેવી જોઇએ નહીં તેમ દુઃખ આવે ત્યારે ગભરાવું જોઇએ નહીં. દુઃખ વિપત્તિ આદિ ન આવે તેવો પ્રયત્ન કરવો. તે છતાં પણ આવે તો ચિંતા વિલાપાદિ ન કરતાં તેને ટાળવાનો ઉપચાર કર્યા કરવો. સર્વ અવસ્થામાં ચિત્તને શાંત ને પ્રસન્ન રાખવું, ચિંતાથી અંતઃસ્થ ઓજસનો ક્ષય ન કરવો એ જ તિતિક્ષાનો સાર છે.

તિતિક્ષા પછી શ્રદ્ધા અને સમાધાન, એ બે સાધન ષટ્ સંપત્તિના અંગો છે. શ્રદ્ધા એટલે અમુક વસ્તુ સત્ય છે એવી લાગણી, એવી દ્રઢ માન્યતા. આ શ્રદ્ધા બે પ્રકારની હોય છે. જે મનુષ્યોમાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ હોતી નથી તેઓમાં જડ શ્રદ્ધા હોય છે. આને અંધ શ્રદ્ધા પણ કહી શકાય. અમુક માણસ કહે છે માટે માની લેવું. અમુક પુસ્તકમાં લખેલું છે માટે માની લેવું, આવા પ્રકારની શ્રદ્ધા તે જડ શ્રદ્ધા. વિચાર કરીને સંપૂર્ણપણે અવલોકન કરીને, સ્વતંત્રતાથી નિર્ણય કરીને પછી આપણા બુદ્ધિના નિશ્ચયમાં શ્રદ્ધા રાખવી તેજ સત્યશ્રદ્ધા કહી શકાય. શ્રદ્ધા વિના કાંઈ પણ કાર્ય થઇ શકતું નથી એ કથન યથાર્થ છે. વિચાર અથવા ભાવના અને કાર્યસિદ્ધિનું અનુસંધાન કરનારી સાંકળ તે શ્રદ્ધા છે. શ્રદ્ધા જ પ્રયત્નને વેગ આપે છે અને દ્રઢતા આપે છે, માગથી અમુક વાત સિદ્ધ થશે જ. સારામાં અમુક પ્રકારની શક્તિ છે. આવા નિશ્ચય વિનાની પારકા ઉપરની શ્રદ્ધા તે કાંઈ કામની નથી. સ્વસામર્થ્ય ઉપર પ્રથમ શ્રદ્ધા જોઇએ. કેવળ કૃપા કે પ્રસાદથી મોક્ષ મળતો નથી. ગુરુની કૃપા થાય. ગુરુ માથે હાથ મૂકી દે કે કાનમાં મંત્ર ફૂંકે કે અમુક મંત્રની કે યોગની મૂદ્રિત સમજાવી દે એટલે કાર્ય સિદ્ધ થઇ જશે એ માત્ર ભ્રમણા જ છે. આવા નિર્વીર્ય મનુષ્યો પુરુષાર્થથી ર ને દૂર જ રહે છે અને પોતાના ઉદ્ધાર માટે બીજા ઉપર આધાર રાખતાં રીખે છે. ઘણા પંથ સંપ્રદાયાદિના અનુયાયીઓમાં અંધશ્રદ્ધા તો ઘણી

જોવામાં આવે છે પણ તેમનાં હૃદયમાંથી સંકોચ, ભય, શંકા, ધર્માંધતા, અપેક્ષા હોતા નથી. એનું કારણ એટલું જ હોય છે કે આવી શ્રદ્ધા સમજણ પૂર્વકની હોતી નથી. જેને આપણે અંધ શ્રદ્ધા કહીએ છીએ તે પણ ઘણી વાર ઉપયોગી થઈ પડે છે. અંધશ્રદ્ધામાં બુદ્ધિનો વ્યાપાર હોતો નથી. એમાં હૃદયની ભાવનાને જ સ્થાન હોય છે. શ્રદ્ધા શાના ઉપર થાય છે તેનો વિચાર બુદ્ધિથી કર્યા વિના શ્રદ્ધા પાળવી એમાં જોખમ તો છે જ, કારણ કે શ્રદ્ધા કરનારને જેના ઉપર શ્રદ્ધા થાય તેનો રંગ લાગ્યા વિના રહેતો નથી. પણ એટલું બધું કરવાનો અવકાશ ન હોય, તેમ બુદ્ધિ એટલી સૂક્ષ્મ પણ ન હોય તો સર્વમાન્ય શાસ્ત્રના ગ્રંથો ઉપર તથા પરંપરાગત પૂજ્યો ઉપર શ્રદ્ધા થાય—અંધશ્રદ્ધા થાય તે પણ સારું છે. આવી શ્રદ્ધાથી વૃત્તિ એકાકાર પ્રવાહમાં વહેવા માંડે છે અને જેમજેમ પ્રયત્નથી ચિત્તમાંથી મલિનતા નીકળતી જાય છે તેમ તેમ આપોઆપ અંદરથી જ્ઞાનોદય થવા માંડે છે. ગમે તે પ્રકારે સાધકે શ્રદ્ધાવાન થવું, જેઓમાં સ્વતંત્ર તર્ક કરવાની શક્તિ ન હોય તેમણે અંધશ્રદ્ધાનો આશ્રય લેવો ને જેઓ વિચાર કરી શકે તેમ હોય તેમણે પોતાના આંતરિક અવાજને અનુસરવું (Conscience). બન્નેમાં તર્કજન્ય કે હૃદયજન્ય શ્રદ્ધામાં પુરુષાર્થ તો અવશ્ય જોઈએ.

શ્રદ્ધા પછી સમાધાન આવે છે. બુદ્ધિને સર્વદા શુદ્ધ એવા બ્રહ્મને વિષે સ્થાપન કરવી તે સમાધાન છે. સમાધાન તે ચિંતનું લાલન નથી. 'લાલન' એટલે અંતઃકરણની વૃત્તિઓને વિષયાકાર ધારણ કરવા દઈને તેમાં જ રમવા દેવી તે. આવી વૃત્તિઓ કેવળ કલ્પના જ હોય કે પ્રત્યક્ષ વિષયોને ગ્રહણ કરનારી હોય 'આપણને સર્વ પ્રકારનું જ્ઞાન વૃત્તિથી જ થાય છે. સર્વ વૃત્તિઓનો અવભાસક સાક્ષી આત્મવૃત્તિની પર છે. ચિત્તની વૃત્તિઓ સાક્ષીને વિષય કરી શકે નહી. આત્મસાક્ષાત્કાર વૃત્તિ જ્ઞાન નથી પણ સ્વરૂપજ્ઞાન છે હાથમાં પકડી રાખેલા ચીપિયાથી બીજી વસ્તુઓ પકડી શકાય-પણ હાથ પકડાય નહીં. જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો અને મન વગેરે અંતરીન્દ્રિયોનો જે વિષય થાય તે આત્માથી અન્ય હોય છે. જડ હોય છે, વિષય કદી ચેતન બની શકે નહિ આત્માના અસ્તિત્વથી જ મન સર્વ પ્રવૃત્તિઓ કરી શકે છે. સ્થૂળ ભૂતોથી માંડી પ્રકૃતિ પર્યન્તના સર્વ પદાર્થોનો સમાવેશ વિહિત અને

અવિદિત એટલે ઇન્દ્રિયોથી પકડાયેલા અને ન પકડાયેલા આ બે વિભાગોમાં થઈ શકે. આત્મા આ સર્વથી સૂક્ષ્મતમ છે અને ભિન્ન છે. આત્માની સત્તા દેહમાત્રમાં મર્યાદિત થયેલી નથી, પણ ચરાચરમા વ્યાપી છે. આત્માનું વર્ણન વાણીથી થઈ શકે તેમ નથી. "જેને આંખ વડે કોઈ નથી જોતુ, જેના વડે આંખો બધાને જુવે છે" તે જ બ્રહ્મ છે; નહિ કે આ જેને લોકો આંખનો વિષય જાણે છે. જેને કાન વડે કોઇ સાભળતું નથી પણ જેના વડે આ કાનો સાભળે છે" જે પ્રાણ નથી પણ જેના વડે પ્રાણ સર્વક્રિયાઓ કરે છે, " તે જ આત્મા છે. શ્રી શંકર ભગવાને પણ જ્ઞાનરૂપ સમાધિનું સ્વરૂપ કહેતા અપરોક્ષાનુભૂતિમાં જણાવ્યું છે કે વૃત્તિનુ વિસ્મરણ એ જ સમ્યકજ્ઞાનની નિશાની છે. વૃત્તિને પ્રથમ બ્રહ્માકાર કરવી જોઈએ. વિષયોમાથી હઠાવી લેવી. ને જ્યારે વૃત્તિના આ સ્વરૂપમા નિષ્ઠા બંધાય એટલે છેવટે આનો પણ ત્યાગ કરી સ્વ સ્વરૂપમા સ્થિત થવુ. વિષયોના વિચારોમા જ ચિત્તને સતત્ વ્યાપાર કરવા દેવોને તેમા જ આનંદ માનવો એ જ ચિત્તનું લાલન. લાલનમા વૃત્તિ વિષયને જ ફળરૂપ માને છે, તેમાં જ આનંદ લે છે ત્યારે સમાધાનમાં વૃત્તિ પોતાના આત્મરૂપ સાક્ષીને અનુભવે છે. અતિશય લાડથી જેમ બાળક બગડે છે તેવી રીતે અમર્યાદ લાલ નથી ચિત્ત પણ સર્વદા બહિર્મુખ જ રહે છે, અને છેવટે નિર્બળ બની અતિકષ્ટ આપે છે. આનો અર્થ એ નથી કે સર્વ વ્યવહારનો ત્યાગ કરવાને ચિત્તને હમેશ બ્રહ્મમાં જોડી રાખવું. પણ સર્વ વૃત્તિઓનો સાથી હું છું એવી ભાવના દૃઢ કરી પ્રત્યેક કાર્યમાં રાગ, દ્વેષ, અભિમાન ને વાસનાનો ત્યાગ કરવો. કાર્યમાત્રનો થવા સુધી સબંધ રાખવો. કરતી વખતે તેમાં તન્મય થઈ જવું, તેના ફળમાં આસક્તિ રાખવી નહીં. જેમ જેમ આ અવસ્થામાં દૃઢતા આવતી જાય છે તેમ તેમ સમત્વ પ્રાપ્ત થતું જાય છે. રાગદ્વેષ, સુખદુઃખ આદિ દ્વંદ્વમાં સમ સાચવવાનું નામ સમાધાન છે, બ્રહ્મનું એકરસપણું વૃત્તિમાં ઉતારવું. આ સમાધાન અનેક માર્ગે પ્રાપ્ત થઇ શકે છે. કર્મમાત્ર ફળની સંધિ રહિત થઇને કરવાથી ને એકાગ્રતાથી કરવાથી કર્મજન્ય રાગદ્વેષનો ચિત્તમાં ઉદય થતો નથી અને અંતઃસ્થ ઓજસનો અપવ્યય થતો નથી. જ્ઞાનયોગમા શ્રવણ મનન નિદિધ્યાસનથી ચિત્ત વૃત્તિમા

સમત્વ આવે છે. ભક્તિયોગમાં સાકાર ઉપાસનાથી શ્રવણ, કીર્તન, નામ-સ્મરણથી વૃત્તિ તદાકાર થતાં સમત્વ પ્રાપ્ત થાય છે. હૃદયમાં અભેદ ભાવનાનો અતુલ વેગ લાગવો જોઈએ. સામાન્ય રીતે મનુષ્યોને ક્ષોભક વિચારો, સાંકડી બુદ્ધિ, કૃપણતા પ્રકૃતિમાં પ્રેરે છે. જગતમાં જે ઘણામાં ઘણા દુઃખી માણસો છે, તથા શુભ પાડવા છતાં તેમાંથી મુક્ત થવાનો ઉપાય ન કરનાર માણસો આ કોટિના હોય છે. સંસારમાં દુર્ભાગ્યે આવાઓની સંખ્યા ઘણી છે. સ્વાર્થને સંકુચિત પશુવત જીવનમાં જ સર્વ સમય આવા પ્રાણીઓનો વ્યતીત થાય છે. ધનાઢ્યોમાં આવા દરિદ્રીઓની સંખ્યા વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. વિષયોની વિપુલતા હોવાથી તેમના મનમાંથી આસક્તિ સહેલાઈથી છૂટી શકતી નથી ને સમસ્ત જીવિત, ભયમાં, ચિંતામાં વધારે ચીજો મેળવવાની ક્ષુદ્ર વાસનાઓમાં જ ગાળવામાં સાર્થક માને છે, અને ક્લેશપરંપરાની જાળ વધારતા જાય છે.

સાધન ચતુષ્ટયમાંનું છેલ્લું અંગ મુમુક્ષુત્વ એટલે મુક્તિની તીવ્ર ઇચ્છા. અહંકારથી આરંભી દેહ પર્યંતના જે જે અજ્ઞાન કલ્પિત બંધનો છે તેને સ્વસ્વરૂપના બોધે કરીને મૂકી દેવાની જે ઇચ્છાને મુમુક્ષુતા વિવેકથી આત્માનું સ્વરૂપ જાણવામાં આવે, વિરાગથી નામ રૂપાત્મક પદાર્થમાં આસક્તિનો ત્યાગ થાય, શમ, ધ્યાનાદિથી અંતઃકરણ સ્થિર અને શુદ્ધ થાય, તો પણ આવરણ ભંગને માટે મુમુક્ષુત્વની જરૂર છે, "હું" એવા પ્રતીતિનો આપણને કર્મમાત્રમાં અનુભવ થાય છે. પ્રત્યેક વૃત્તિસ્થાનમાં અંતઃકરણમાં ક્ષોભ ઉત્પન્ન થઈ વિચારનો સામાન્ય પ્રવાહ શરૂ થાય, તે પછી અંતઃકરણ વિષયનો આકાર ધારણ કરે અને તે સાથે જ તે વૃત્તિનો જાણનાર હું છું. એવું જ્ઞાન થાય છે, એવી વૃત્તિ બંધાય છે. આ ચારે ય ક્રમને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એવા નામ આપવામાં આવે છે. તેમાં અહંકાર એ ચારેનું જીવન સચિવ એટલે આત્મભૂત તત્વનું બાહ્યત્વ પામવું, અંદરથી બહાર નીકળવું, જે નિયમ સમષ્ટિને લાગુ પડે છે તે જ નિયમ વ્યષ્ટિને પણ લાગુ પડે છે. મનુષ્ય માત્રને પોતપોતાનું 'જગત' એ જ પ્રકારે ઉત્પન્ન થાય છે અને અનુભવાય છે. અહંકાર [illegible] હોય, [illegible] સ્વીય અને [illegible]ય. "હું દેહ છું, બીજો [illegible] ને અજ્ઞાન

જન્ય હોવાથી અશાસ્ત્રીય છે. હું નિરાકાર, નિર્વિકાર, સચ્ચિદાનંદ સ્વરૂપ, વ્યાપક આત્મા છું; આવો અહંકાર તે શાસ્ત્રીય અહંકાર. જેમ તળાવ, કમળ અને જળનો સંબંધ એક બીજાની અપેક્ષા વગરનો છે. જેમ માર્ગ અને માર્ગમાં ચાલવાવાળાનો સંયોગ હર્ષ આપવાવાળો નથી અને વિયોગ શોક આપવાવાળો નથી તેમ આત્માને શરીરનો સંયોગ, વિયોગ દ્વંદ્વ ઉત્પન્ન કરવાવાળો નથી. પંચ મહાભૂતનાં શરીરો ઉત્પન્ન થવાથી અને નષ્ટ થવાથી હર્ષ અને શોક જેઓ કહે છે તેઓ અજ્ઞાનના અંધકારમાં જ ડૂબેલા હોય છે એમ જાણવું. જેમ જળના તરંગો જૂદે જૂદે સ્થળે થયેલાં ઘાસને એકઠું કરે છે, જેમ વર્ષાઋતુમાં પૂર આવે ત્યારે સરિતાના પ્રચંડ પ્રવાહમાં લાકડાનાં કડકાઓ ભિન્ન ભિન્ન સ્થળેથી તણાઇ આવે છે, ઘડીમાં એકઠા થાય છે અને ઘડીમાં જુદા પડે છે, તેવી જ રીતે પરમેશ્વર પ્રાણીઓને જ્યાં ત્યાંથી ભેગાં કરે છે અને જુદાં પાડે છે. દેહાદિથી પોતાને જુદો જાણવા વાળો આત્મા જ દેહાતીત થાય છે, મુક્ત થાય છે અને સૂર્યની કાંતિની પેઠે પરમ પ્રકાશ સ્વરૂપ થાય છે. નશાબાજને જ્યારે નશો ઊતરી જાય છે ત્યારે તે પોતાના સ્વરૂપને જાણે છે અને પોતાની મૂર્ખતા માટે હસે છે તેવી રીતે અજ્ઞાનાવૃત્ત જીવ, અવિદ્યા નિવૃત્ત થાય ત્યારે પોતાના વાસ્તવિક સ્વરૂપને ઓળખે છે અને પોતાની પૂર્વાવસ્થા માટે હાસ્ય કરે છે. આ આત્માનો અનુભવ કરવાની તથા અશાસ્ત્રીય અજ્ઞાનજન્ય અહંકારનો ત્યાગ કરવાની તીવ્ર ઉત્કંઠા તે મુમુક્ષુત્વ.

આ સાધન ચતુષ્ટય જેનામાં યથાસ્થિત સિદ્ધ હોય તે અપરોક્ષાનુભૂતિનો અધિકારી થાય છે. તેનામાં જ્ઞાનોદય સ્વભાવિક રીતે થતો જ જાય છે.

જીવિત શાને અર્થે છે એનો વિચાર કોઈ વાર શાંત ચિત્તથી કરવામાં આવે તો તરત સમજાય છે કે વૃદ્ધિ ઉન્નતિ, વિકાસને અર્થે જીવન છે. સ્થૂળ વૃધ્ધિ ક્ષણિક છે, અલ્પજીવી છે. પણ વિશ્વમાં સદંતર વિનાશ એવી કોઇ વસ્તુ નથી. તેથી સ્થૂલમાંથી પણ અધિક ઉચ્ચ અધિકારવાળાં સૂક્ષ્મ તત્ત્વો ઊપજી આવે તો વિશ્વક્રમ સચવાઈ રહે છે. પ્રતિદિવસ જીવનને ઉત્તરોત્તર ઉત્તમ બનાવવું એ જ આપણું પ્રથમ કર્તવ્ય છે. સમષ્ટિના સર્વ નિયમોનો એ જ ઉદ્દેશ છે કે

ક્રમેક્રમે જીવનમા ભવ્યતા, ઉત્તમતા, મહત્તા વધતી જાય એની અંતિમ અવસ્થાને શ્રી ગીતાજીમા સમત્વ એ નામથી ઓળખાવી છે. પહેલા પુરુષ પ્રયત્નથી માનસિક સમત્વ પ્રાપ્ત કરી છેવટે આત્મસાક્ષાત્કાર કરી આધ્યાત્મિક સમત્વ મેળવવુ ને તેમ કરવાથી મનની સમતા સહજ થઈ જાય છે સ્થિતપ્રજ્ઞના જે લક્ષણો શ્રી ગીતાજીમા આપેલા છે, તે પ્રથમ સ્વપ્રયત્નથી મેળવવાના છે પછી અનુભવ થતા પછી તે સ્થિતિ સ્વાભાવિક થઈ જાય છે આત્મા મનની પર છે તેમા નિષ્ઠા બંધાયા પછી મન ઉપર આધિપત્ય એની મેળે જ આવે છે આ લક્ષ્યની સિદ્ધિ માટે સ્વધર્માનુસાર કર્તવ્ય એ જ માર્ગ છે અમુક કર્તવ્ય સારૂ, અમુક કર્તવ્ય ખોટુ, એવી શંકાઓથી કર્તવ્યભ્રષ્ટતા ન કેળવવી જોઈએ પ્રત્યેક વ્યક્તિએ, પોતપોતાને તે તે ભાગે પ્રાપ્ત થતા કર્તવ્યને કરવુ જોઇએ, અભેદ દૃષ્ટિ રાખી કર્મ કરતા કરતા વાસનાઓ છૂટે છે, ચિત્ત શુદ્ધ થવા માંડે છે અધિકાર વિસ્તાર પામે છે, સંકોચ અને ભયને સ્થાને વિશાળતા, નિર્ભયતા હૃદયમા ઉભરાતી જાય છે અને જીવન પરમોપયોગી સર્વમય, સમય આત્મમય બનતું જાય છે, અને છેવટે આત્મસાક્ષાત્કારનુ અપરોક્ષ જ્ઞાન ઊપજે છે, અને સમત્વનો યોગ સિદ્ધ થાય છે જ્યા જ્યા દૃષ્ટિપાત થાય ત્યા ત્યા આત્મા જ અનુભવાય છે કર્તવ્ય કર્મમા ઉંચા, નીચા કર્તવ્યના પ્રકારનો ભેદ નથી સર્વ કર્મ પવિત્ર છે જો એકાગ્ર ચિત્તથી કરવામા આવે, નિષ્કામ ભાવના હોય અને ફળમા આસક્તિ ન હોય ને સાક્ષીભાવ ને અભેદભાવ કાયમ રાખ્યો હોય તો ગમે તેવુ કર્મ હોય તો પણ તે ચિત્તને વિશુદ્ધ કરવામા સહાયક થઈ પડે છે વ્યષ્ટિમાત્ર પોતપોતાનુ કર્તવ્ય સમજે, આચારમાં અનુભવે, ફળનો વિચાર ત્યજીને કર્તવ્યને એક યજ્ઞરૂપ માને અર્પણ થઈ જાય તેમાથી કોઈ કાળે કશી પણ આશા રખાતી જ નથી પોતાનુ કશુ છે જ નહી. પરાર્થે જ અર્પવુ એ પ્રેમનુ સાચુ સ્વરૂપ છે આત્મભાવ દૃઢ કરીને સમષ્ટિભાવના અનુભવનારમાં પ્રત્યેક કર્મમાં એ પ્રેમની અર્પણ બુદ્ધિ સ્પષ્ટ તરી આવે છે 'બ્રહ્મ છે' એમ કહેવામાં "સ્વ" એવુ જે કાંઇ હોય તે રહે જ નહી, તેનુ અર્પણ થઈ જાય છે અને સ્વત્વજન્ય સંકોચ, ભય શંકા, આદિ કર્તવ્યભ્રષ્ટતા ઉત્પાદક બીજો પણ નિર્મૂળ થઇ જાય છે

અપૂર્ણપૂર્વક કર્તવ્યની ભાવનામાં જ સમષ્ટિનો અને બ્રહ્મનો અપરોક્ષ સાક્ષાત્કાર અનુભવવાના માર્ગમાં વિચરતાં જીવન એક સંગીતરૂપ બની રહે છે. એકે સ્વર કે આલાપ તેમાં નકામો કે વધનો ઓછો નથી. સર્વ પ્રકારના અનુભવોને જીવનને ઉચ્ચતમ બનાવવામાં સરખુ સ્થાન છે. વેદાન્ત આવી કર્તવ્યભાવનામાં જ પરમાર્થ બોધે છે. આધુનિક વિચારકોએ ઉપજાવેલો કર્મસન્યાસરૂપ નિશ્ચેષ્ટત્વનો માર્ગ વેદાન્તનો નથી. (કર્મસન્યાસનો વિરોધ કરવામાં સન્યાસ આશ્રમનો વિરોધ નથી એ ધ્યાનમાં રાખવું. અમુક વયે આશ્રમ પરિવર્તન કર્તવ્ય પરાયણતાની પરિપૂર્ણતા માટે આવશ્યક છે) સંકટ અને વિગ્રહ પરસ્પર વૈમનસ્ય રાગ દ્વેષ, ઇર્ષા, વિ. કલેશોમાં ઉતારનાર કલિયુગમાં અભેદ જ્ઞાનજન્ય કર્તવ્યભાવના જ સર્વ પ્રકારે સર્વનો ઉદ્ધાર કરવા સમર્થ છે. આ સિવાય શુદ્ધ અદ્વૈતની બીજી કસોટી જડવી અતિ કઠિન છે.

આનો અર્થ એ કરવાનો નથી કે ધ્યાનમાં, ઉપાસનામાં, નિદિધ્યાસનમાં, જપયજ્ઞમાં, વિગેરે નિવૃત્ત અભ્યાસની ક્રિયાઓમાં બિલકુલ સમય ન ગાળવો. એથી ઊલટું, કર્મમાં કૌશલ્ય પ્રાપ્ત કરવા માટે, અભેદભાવના દૃઢ કરવા માટે, ચિત્તમાં સ્થિરતા મેળવવા માટે, આવા અભ્યાસની દરરોજ, અમુક સમય માટે અનિવાર્ય આવશ્યકતા છે. ઓછામાં ઓછો રોજ બે વાર તો આવો અભ્યાસ થવો જ જોઇએ. રાત્રિનું અવસાન થઇને દિવસના પ્રકાશની શરૂઆત થતી હોય તે વખતે અને દિવસ પૂરો થતાં રાત્રિનો પડદો સંસાર ઉપર પડતો હોય તે વખતે અથવા સૂતાં પહેલાં આવો અભ્યાસ થવો જોઇએ. આ બન્ને વખતે પડેલા સંસ્કારો બળવાન હોય છે. બનતાં સુધી એક અલગ ઓરડો, મકાનમાં આ ક્રિયાઓ માટે રાખવો જોઇએ તેમાં સાધન, ભજન, વિ. સિવાય અન્ય કાંઇ પણ પ્રવૃત્તિ થવા ન દેવી જોઇએ જેથી તેનું વાતાવરણ પવિત્ર રહે. અવતારી પુરુષોનાં, દેવોનાં, સંતપુરુષોનાં, ચિત્રો ભીંતો ઉપર રાખવાં. સુબોધક સૂત્રો, શ્લોકો, પણ ટાંગી રાખવા. તાજાં સુવાસિત પુષ્પો ઓરડામાં રાખવાં. ધૂપ દીપથી તેને પવિત્ર રાખવો તે ઓરડામાં અશુભ વિચાર આવવા દેવો નહીં. પછી તેમાં સ્વસ્થ ચિત્તે બેસી મનને શાંત કરી સમસ્ત જગતમાં સર્વત્ર શાંતિ અને

આનંદ, પ્રવર્તી રહો એવી દૃઢ ભાવના કરવી. સર્વના સુખની ભાવના કરવાથી આપણા પોતાના શરીરમાં અને મનમા પણ આનંદ ને નની વૃદ્ધિ થાય છે. ત્યાર પછી નિરાકારની અહંગુરૂ અથવા સાકારની પ્રતીક ઉપાસનામાં બે કલાક ગાળવા પ્રતીકમાં બ્રહ્મભાવના કરવી. અહંગુરૂ ઉપાસનામાં "હું સચ્ચિદાનંદ સ્વરૂપ છુ, સર્વવ્યાપક છુ, અજર, અમર, નિરાકાર, નિર્વિકાર, સર્વશક્તિમાન છુ" એવી ભાવના કરવી. શરીર ને મનથી આપણે પર છીએ, એ આપણા કારણો છે એ વિચારને સ્થિર કરવો આ ઉપરાંત થોડો સમય શ્રી ગીતાજી જેવા સર્વોત્તમ ગ્રંથના અભ્યાસમાં પણ ગાળવો ને તેનુ મનન કરવુ આમ કરતાં કરતા, જેમ જેમ ચિત્તમાંથી મલિનતા નષ્ટ થતી જાય છે તેમ તેમ ધ્યેય તરફ આગળ વધતા જવાય છે. પ્રગતિનો આધાર આપણા મનોબળ ઉપર જ છે એ હમેશ યાદ રાખવુ. અધ્યયનથી અને સત્સંગથી પ્રેરણા મળી શકે પણ તેને જીવનમા ઉતારવાને પુરુષાર્થની અવશ્ય જરૂર છે.

( સંપૂર્ણ )



આત્મા પરમાનંદ પૂર્ણ તથા અદ્વિતીય છે, ધર્મ કે અધર્મ, સુખ કે દુખ જન્મ કે મરણ એ સઘળાને મિથ્યાબુધ્ધિથી જે તજે છે, તે મહાત્યાગી કહેવાય છે, જેણે સઘળી શંકાઓ, સઘળી ઇચ્છાઓ, કાયિક, વાચિક તથા માનસિક ચેષ્ટાઓ અને સર્વ નિશ્ચયો મિથ્યાબુધ્ધિથી તજ્યા હોય છે, તે મહાત્યાગી કહેવાય છે દેહ, મન અને ઇંદ્રિયોની સત્તા તથા તેનાં દુખો, મિથ્યાબુદ્ધિથી જેણે તજ્યાં છે, તે મહાત્યાગી કહેવાય છે, 'મને દેહ નથી, જન્મ નથી, વિહિત અને નિષિદ્ધ કર્મ નથી', એવા મનની અંદરના નિશ્ચયવાળો, મહાત્યાગી કહેવાય છે, કાયિક, વાચિક તથા માનસિક, ધર્મ અને અધર્મ સઘળા જેણે મિથ્યાબુદ્ધિથી તજ્યાં હોય તેને મહાત્યાગી જાણવો. જે આ દૃશ્ય કલ્પના છે તે સઘળી બાહ્ય દૃષ્ટિથી જેણે ત્યજી હોય, તે મહાત્યાગી કહેવાય છે,

યોગવાસિષ્ઠ મહારામાયણ

# બ્રહ્મસૂત્ર

ચતુઃસૂત્રી પર્યન્ત ભાવાનુવાદ

પ્રયોજક :—શ્રી રમણીક એ. મહેતા

( ગતાંકથી ચાલુ )



जन्माद्यस्य यतः ॥ २ ॥

जन्म, आदि, अस्य, अत ( अतः )=તેથી–તે કારણને લીધે ( अस्य )=એનો–આ પરિદૃશ્યમાન જગતનો; ( जन्मादि )=જન્મ, સ્થિતિ અને લય છે ( તે બ્રહ્મ ).

ગુરૂ—વત્સ, આપણે પહેલા સૂત્રમાં શું સિદ્ધ કરી ગયા ?

શિષ્ય—પહેલા સૂત્રમાં આપણે એમ સિદ્ધ કરી ગયા કે શાસ્ત્રનો આરંભ અવશ્ય કરવો જોઈએ. મુમુક્ષુએ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે વેદાંતનો વિચાર કરવો જોઈએ. એમ જ ને ગુરૂદેવ ?

ગુરૂ—હા, બરાબર છે. હવે આપણે બીજા સૂત્રનો વિચાર કરીએ. એ પણ અધિકરણ છે. અધિકરણ કોને કહે છે, એ તો તું જાણે છે. એની વ્યાખ્યા આપણે આગળ કરી ગયા છીએ.

શિષ્ય—હા, જી. વિષય, સંશય, પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ અને નિર્ણય અથવા ફળ એ પાંચ અંગો જેમાં હોય, તે સૂત્રને અધિકરણ કહે છે. ગુરૂદેવ, એ પાંચે અંગો આ સૂત્રમાં છે ખરાં ?

ગુરૂ—અવશ્ય, તે ન હોય તો અધિકરણ શી રીતે કહેવાય?

શિષ્ય—ગુરૂદેવ, આ સૂત્રમાં એ પાંચ અંગો કયાં છે ?

ગુરૂ—' यतो वा इमानि भूतानि जायन्ते '—આ શ્રુતિવાક્ય ' વિ[illegible] ' છે એ બ્રહ્મનું લક્ષણ છે કે નહીં ? એ ' સંશય ' છે. બ્રહ્મનું

લક્ષણ એવી રીતે સિદ્ધ થતુ ન હોવાથી બ્રહ્મ સ્વરૂપ પણ સિદ્ધ થતુ નથી ? બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવવો, એનો સભવ નથી એ 'પૂર્વ પક્ષ' છે એ શ્રુતિ વાક્યથી બ્રહ્મનું લક્ષણ સિદ્ધ થાય છે એ 'ઉત્તરપક્ષ' છે. જો બ્રહ્મનુ લક્ષણ સિદ્ધ થાય તો પછી બ્રહ્મજ્ઞાનથી મોક્ષ-પ્રાપ્તિ થા છે એ 'નિર્ણય' છે આ ઉપરાંત એક બીજી વાતનો પણ ઉલ્લેખ કરી ગયો છુ તે યાદ છે ને?

શિષ્ય—આપ કયી વાતનું કહો છો?

ગુરુ—દરેક અધ્યાયની અને અધ્યાય સાથે, પાદની પાદ સાથે, અધિકરણની અધિકરણ સાથે, સૂત્રોની સૂત્રો સાથે સગતિ છે. પહેલામા બ્રહ્મ વિચાર કહ્યો, બીજામા બ્રહ્મનુ લક્ષણ કહે છે, એટલે બન્ને સૂત્રો બ્રહ્મવિચારાત્મક હોવાથી સગતિ છે. બીજા કેટલાક આક્ષેપ સગતિ માને છે.

શિષ્ય—એ આક્ષેપ સંગતિ શી છે?

ગુરુ—પ્રારંભમા જ ભાષ્યકાર પોતે પૂર્વપક્ષ તરફથી ( opponent ) એક શકા ઊભી કરે છે તેઓ કહે છે કે બ્રહ્મવિચાર કરવો એ તો ઠીક પણ કિં લક્ષણ ક' એ બ્રહ્મનુ કઈ લક્ષણ છે કે? 'કિં લક્ષણ કં'' નો બીજો અર્થ એમ પણ થાય છે કે કંઈ લક્ષણ થતું જ નથી આના જવાબમાં શ્રી ભાષ્યકાર સૂત્રકારે પ્રત્યે પૂજ્યભાવ દેખાડતા કહે છે કે એના જવાબમાં આ સૂત્ર છે

શિષ્ય—પણ, ગુરુદેવ, લક્ષણ શા માટે થઈ શકતુ નથી?

ગુરુ—કેવલાકનું કહેવું એવુ છે કે, જે જે વસ્તુનો અનુભવ આપણને થયેલ છે અને થાય છે. તે સર્વ પરિમિત, અવિશુદ્ધ, અશુદ્ધ અને નાશવત છે આ જગત પણ પરિમિત, અનિત્ય, જડ અને દુખરાય છે. તેનાથી વિરુદ્ધ, શુદ્ધ, બુદ્ધ, મુક્ત બ્રહ્મનું સ્વરૂપ જાણવું શક્ય નથી. એનો જવાબ આ સૂત્રમા છે અર્થાત્ કે આક્ષેપનો ઉત્તર હોવાથી, પહેલાંના સૂત્ર અને આ સૂત્ર વચ્ચે આક્ષેપ સંગતિ સિદ્ધ થાય છે

શિષ્ય—શંકા તો બ્રહ્મના લક્ષણ વિષે છે. અને જવાબમાં બ્રહ્મનું લક્ષણ કહી બતાવ્યું છે. એટલે પણ બન્ને સૂત્રો એક વિચારાત્મક છે જ.

ગુરુ—યથાર્થ છે જગત એ કાર્ય છે.અને કારણ વગર કાર્ય કદાપિ

શક્ય નથી: માટે અનેક પ્રકારના, અનંત નામનાં, અનંત પદાર્થોથી પરિપૂર્ણ જગત્ સર્વજ્ઞ, સર્વશક્તિમાન, પરમ કારણમાંથી ઉત્પન્ન થયું છે, એમ અનુલક્ષીને, જેમાંથી આ ભૂત માત્ર જન્મે છે, જન્મ્યા પછી જીવે છે અને જેમાં પ્રવેશ પામી વિલીન થાય છે, તે બ્રહ્મ.

શિષ્ય—જો હું એમ કહું કે આપોઆપ પોતાની મેળે ઉત્પન્ન થાય છે તો ?

ગુરુ—એ શી રીતે બને ? આ ઘડો, આ ખુરશી એની મેળે બન્યા ? એમ કેમ કહી શકાશે ? આ પાયા અઢેલવાનું, હાથા એની મેળે થયા ?

શિષ્ય—પણ, આ ઝાડ, પર્વત એની મેળે ઉત્પન્ન થાય છે ને ? ચૂનો કાથો મળે તો લાલ રંગ આપોઆપ ઉત્પન્ન થાય છે ને ?

ગુરુ—એની મેળે કંઈ જ બનતું નથી. ઝાડને પણ બી પ્રેરનાર જોઈએ છે, અનુકૂળ હવાપાણી જોઈએ છે. એની ઉત્પત્તિ અમુક નિયમને આધારે થાય છે. ચૂનો અને કાથો એ બન્ને મેળવનાર કોઈ ચેતન પદાર્થ છે, અને તે તેનું જ્ઞાન ધરાવે છે. તેથી જ એ બે પદાર્થોના સંયોગથી લાલ રંગ ઉત્પન્ન કરે છે. ચૂનાને બદલે બીજો પદાર્થ કેમ મેળવતો નથી ? જો આપોઆપ બધું બનતું હોત તો આંબાને ઝાડે લીંબોળિયો અને લીમડાને ઝાડે કેરીઓ કેમ ના થાય ? ઘોડીને પેટે ઊંટ અને ઊંટડીને પેટે ઘોડો જન્મવો જોઈએ, પણ એમ થતું નથી. જેમ ઘટ ઘડારૂપી કાર્યના કર્તા કુંભાર છે તેમ જગત્ રૂપી કાર્યનો કર્તા પણ કર્તા સંભવે છે.

શિષ્ય—ત્યારે આમ 'જન્માદ્યસ્ય યતઃ' આ સૂત્રમાં અનુમાનનો આશ્રય લીધો છે, એમ જ ને ગુરુદેવ ?

ગુરુ—ના, વત્સ ! બ્રહ્મસૂત્રમા કેવળ યુક્તિ કે અનુમાન દ્વારા સિદ્ધાંત સ્થિર થઈ શકતો નથી. વેદાંત વા ઉપનિષદ્ વાક્યોનો સમન્વય કરી તાત્પર્ય નિર્ણય કરે છે. જેમ કોઈ પુષ્પમાળાના બનાવનાર જુદાંજુદાં પુષ્પોને લઈ માળા ગુંથે છે તેમ ભગવાન સૂત્રકાર શ્રુતિ વાક્યો રૂપી સુમનોને ગુંથી બ્રહ્મસૂત્રરૂપી માળા બનાવી નિર્ણય કરે છે. અહીં 'યતો વા ઈમાનિ ભૂતાનિ જાયન્તે' ( તૈ. ૧–૩ ) આ શ્રુતિ વાક્ય સિદ્ધાંતનું પ્રમાણ છે.

શિષ્ય—જો, એમ જ છે તો અનુમાન પ્રમાણ નિરર્થક નહીં ઠરે, ગુરુદેવ !

ગુરુ—ના, એમ નથી. અનુમાન શ્રુતિનું અનુગ્રાહક છે–ઉપકારક છે. શ્રુતિની સાથે વિરોધ ન હોય એવી યુક્તિનો આશ્રય લેવામાં આવે તો તે ગ્રાહ્ય છે કારણ કે એવી યુક્તિથી વેદાંત વાક્યનું તાત્પર્ય સમજવા સહાય મળે છે અહીં શંકા એ થાય છે કે ઉત્પત્તિ, સ્થિતિ અને લય, જગતના ધર્મ હોય તો આ ધર્મ બ્રહ્મનાં લક્ષણ થઈ શકે નહીં. જો બ ઉપાદાન કારણ છે તો તે નિમિત્ત કારણ કર્તા પણ છે તે બની શકે નહીં.

શિષ્ય—પણ, ગુરુદેવ, આપ ઉપાદાન કારણ કૃપા કરી સમજાવો.

ગુરુ—જ્યાં કોઇ પણ કાર્ય જોવામાં આવે છે, ત્યાં બે કારણો હો છે. એ બે કારણો ન હોય તો કાર્ય ઉત્પન્ન થાય નહીં. દાખલા તરી ઘડો અને ટેબલ લ્યો. અહીં ઘડો બનવાના બે કારણો છે. ૧, માટી કુંભાર તે જ પ્રમાણે ટેબલ રૂપી કાર્યનાં પણ બે કારણો છે ૧ લાકડું અને ૨, સુતાર, માટી અને લાકડું એને ઉપાદાન કારણ કહે છે. એ ઈંગ્રેજીમાં material cause કહે છે. કુંભાર અને સુતાર એ નિમિ કારણ છે એને ઈંગ્રેજીમાં efficient cause કહે છે. વેદાંતિઓ ઉપાદા કારણને સમવાયી કારણ કહે છે. એની વ્યાખ્યા એવી છે કે ઉત્પત્તિ સ્થિતિ અને નાશ એ ત્રણે કાળમાં જે કારણ કાર્યને છોડ નથી ને તેમાં જ વ્યાપ્ત રહે છે તે નિમિત્ત કારણ અનેક હોય કર્તારૂપ–ચેતન અને જડ પણ હોય છે. ઘડાને બનાવનાર કુંભાર અ દાગીનાને બનાવનાર સોની એ નિમિત્ત કારણ છે જ. જડ કારણો છે કર્તાની ક્રિયાને આધીન હોય છે. જેમકે ચાક, દંડ, હથોડા એરણ વગેરે.

શિષ્ય—જો બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ માનશો તો તે નિમિ કારણ નહીં થઈ શકે. કુંભાર, એકી વખતે બ્રહ્મમાં ઉપાદાન કારણત્વ અ કર્તાપણું શક્ય નથી માટી એ ઘડાનું ઉપાદાન કારણ છે. તો તે નિમિ કારણ થઇ શકશે નહીં, વારુ જો બ્રહ્મને નિમિત્ત કારણ–કર્તા માનીશું તો ઉપાદાન કારણથી ભિન્ન ઠરશે આથી બ્રહ્મ વસ્તુત. પરિચ્છિન્ન ગણાશે; પ

આપે આગળ ઉપર કહ્યું હતુ–સિદ્ધ કર્યું હતું કે બ્રહ્મ તો ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત છે, આથી આ અનુમાનની વિરૂદ્ધ જાય છે,

ગુરૂ—પાછું અનુમાન આવ્યું, વારૂ, ત્યારે આપણે પહેલાં અનુમાન વિષે વિચાર કરીએ, આપણે કેટલી ઇંદ્રિયો છે ?

શિષ્ય—પાંચ.

"ગુરૂ—આ પાંચ ઇંદ્રિયોથી જગતમાં જે જે પદાર્થો છે તેનું જ્ઞાન આપણને થાય છે. એ કદાચ એક ઇંદ્રિય વધારે હોત તો પાંચ ઇંદ્રિયોથી ગ્રાહ્ય પદાર્થોથી અતિરિક્ત પદાર્થનું જ્ઞાન કદાચ થાત.

શિષ્ય—ઇંદ્રિયોથી અતિરિક્ત કોઈ પદાર્થ ! એ શું કહો છો ગુરૂદેવ ?

ગુરૂ—ઇંદ્રિયોથી અતિરિક્ત પદાર્થ નથી, એમ શી રીતે કહી શકાશે ?

શિષ્ય—પણ, ગુરૂદેવ ! આપણને જ્ઞાન તો ઇંદ્રિયો વડે જ થાય છે. આંખો ન હોય તો આપણે કોઇ પદાર્થ જોઇ શકીએ નહીં. પછી તેનું જ્ઞાન શી રીતે સંભવે ?

ગુરૂ—કોઇ અંધ પુરૂષને દરિયો દેખાતો નથી, માટે દરિયો છે જ નહી એમ કહી શકાશે ખરૂં કે ?

શિષ્ય—પણ બીજાઓતો તેમના ચક્ષુથી જોઈ શકે છે ને ?

ગુરૂ—ત્યારે એમ સિદ્ધ થશે કે તે બીજાના કથનને માને છે. શબ્દ-પ્રમાણનો સ્વીકાર કરે છે. વારૂ, ઘણા પદાર્થો આંખે જોયા નથી, છતાં આપણે તેને વ્યવહારમાં સત્ય માનીએ છીએ. આ ન્હાના પ્યાલામાં ખાંડ આંખે દેખાતી નથી, પણ ચાખવાથી તે જણાય છે. એ તો ઠીક, પણ તું એમ માને છે કે નહીં કે ઇંગ્લાંડ અને જર્મની નામે કોઇ દેશ છે ?

શિષ્ય—હા, હું એ માનું છું.

ગુરૂ—જો કે તેં તે પ્રત્યક્ષ જોયા નથી છતાં તેમનું અસ્તિત્વ માને છે.

શિષ્ય—હા. ગુરૂદેવ, મેં જોયા નથી છતાં તે દેશોનું અસ્તિત્વ સ્વીકારૂં છું.

ગુરૂ—શા માટે સ્વીકારે છે ?

શિષ્ય—જેમણે જોયા છે તેમના કહેવા પરથી. તેમના કહેવા પર મને

વિશ્વાસ છે.

ગુરૂ—બરાબર છે, જ્યાં સુધી કોલંબસે અમેરીકા ખંડ શોધી કાઢ્યો ન હતો ત્યાં સુધી અમેરીકા ખંડ ન હતો એમ તો નહીં કહેવાય. અંધ મનુષ્યને રૂપનું જ્ઞાન નથી માટે રૂપવાન પદાર્થ જ નથી એમ પણ નહીં જ કહેવાય. વધુ લાંબી ચર્ચામાં નહીં ઉતરતાં એટલું કહેવું પુરતું છે કે ઇંદ્રિયાતીત કોઇ વસ્તુ નથી જ એમ પણ નહીં જ કહેવાય. વળી એ પણ સ્પષ્ટ છે કે એવી વસ્તુના જ્ઞાન માટે કેવળ ઇંદ્રિયો પર આધાર નહીં રાખી શકાય. મારૂં કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે ઇંદ્રિયોથી અગોચર જે બ્રહ્મ તેને માટે કેવળ અનુમાન પર આધાર રાખી શકાશે નહીં. બ્રહ્મ એ વાણીનો વિષય નથી. વાણી અને મનથી તે અગોચર છે, તેને માટે શ્રુતિવાક્ય અને તેને પોષક અનુમાન જ ફળદાયક છે. વારૂ, આ તો ઠીક, પણ જે કોઇ યાગયજ્ઞાદિ કરે છે, તે શા માટે ? તેના ફળની પ્રાપ્તિ માટે. સ્વર્ગસુખ કહો કે પુત્રપ્રાપ્તિ કહો, આવી કોઇ કામના માટે તે શ્રુતિ પર જ આધાર રાખે છે. અમુક યજ્ઞ કરવાથી અમુક ફળ મળે છે તેને માટે વેદવાક્ય સિવાય બીજું પ્રમાણ નથી.

આ ઉપરાંત બીજું એમ પણ છે કે જે વસ્તુ ચિરંતન છે, તે આપણી ઇચ્છાને આધીન નથી; તે ઉત્પન્ન કરી શકાતી નથી. તે વસ્તુ સંબંધી જ્ઞાન હોય કે ન હોય પણ તે વસ્તુ તો રહેવાની જ. વળી એ વસ્તુનું યથાર્થ જ્ઞાન આપણી ઇચ્છા પર નિર્ભર નથી. અગ્નિ ઉષ્ણ છે. આપણે ઇચ્છા કરીએ તો તે શીતળ થશે નહીં. આથી એમ સિદ્ધ થાય છે કે વસ્તુનું યથાર્થ જ્ઞાન ને, તે વસ્તુના પર આધાર રાખે છે. આ પત્થર છે, તેને પત્થર લેખવો એ યથાર્થ જ્ઞાન છે; પણ, તેને ઝાડ લેખવું એ ભ્રમ છે. સમજ પડી ને, વસ્તુનું યથાર્થ જ્ઞાન આપણને આધીન નથી. એક વૃક્ષને આપણી ઇચ્છાથી મનુષ્ય નહીં કરી શકીએ; માટે બ્રહ્મ જે ચિરસ્થાયી છે, અનાદિ છે, તેનું યથાર્થ જ્ઞાન બ્રહ્મસ્વરૂપને જ આધીન છે આપણી ઇચ્છાધીન નથી માટે કેવળ અનુમાન પર અતીતેન્દ્રિય વિષય પરત્વે આધાર રાખી શકાશે નહીં. આ તો અનુમાન વિષે આટલી ચર્ચા કરી. પણ, પ્રત્યક્ષમાં પણ આપણે શું થાય

આતા નથી ? સૂર્ય તને પ્રત્યક્ષ કેવડો જણાય છે ?

શિષ્ય—ઘણો નાનો.

ગુરૂ—નહિ તું એને પૃથ્વીથી ન્હાનો કે મ્હોટો માને છે ?

શિષ્ય—પૃથ્વીથી મ્હોટો છે, ગુરૂદેવ !

ગુરૂ—પણ પ્રત્યક્ષ તો ન્હાનો દેખાય છે. વારૂ, જ્યારે પ્રત્યક્ષના સંબંધમાં આમ છે તો પછી જે અતીન્દ્રિય છે તેના સંબંધમાં કેવળ અનુમાન વ્યર્થ છે 'यतो वा इमानि भूतानि जायन्ते' એ શ્રુતિવાક્ય આ અધિકરણનું વિષયવાક્ય છે. અને 'जन्माद्यस्य यतः' આ વાક્યથી મહર્ષિ સૂત્રધારે બ્રહ્મનું લક્ષણ જણાવ્યું છે તે તટસ્થ લક્ષણ છે.

ગુરૂ—લક્ષણ બે પ્રકારનાં છે. ૧, તટસ્થ લક્ષણ અને ૨, સ્વરૂપ લક્ષણ; પણ લક્ષણ એટલે શું તે તું જાણે છે ?

શિષ્ય—લક્ષણ એટલે ચિન્હ, વ્યાખ્યા—પણ આપ જ તે સમજાવો ને.

ગુરૂ—લક્ષણ એટલે કોઈપણ વસ્તુમાં રહેલ અસાધારણ ધર્મ, જે તેને સજાતીય—તેના જેવાં—અને વિજાતીય—તેનાથી ભિન્ન—પદાર્થથી અલગ કરી બતાવે તે. 'ગાય' કોને કહે છે ? અહીં આપણે ગાયનું લક્ષણ કહેવાનું છે. જેનું લક્ષણ કહેવાનું હોય તેને 'લક્ષ્ય' કહે છે. અહીં ગાય એ લક્ષ્ય છે. લક્ષણ હમેશાં ત્રણ પ્રકારના દોષથી રહિત હોવું જોઇએ. ૧, અવ્યાપ્તિ ૨, અતિ વ્યાપ્તિ; અને ૩, અસંભવ. કોઇ એમ કહે કે કપિલા રંગની હોય તે ગાય. હવે બધી ગાયો કપિલા રંગની હોતી નથી. કોઈ લાલ રંગની હોય, કોઇ કાળી હોય, કોઇ કાબરી હોય. આથી જે લક્ષણ લક્ષ્યના કોઇ ભાગમાં હોય અને કોઈ ભાગમાં ન હોય તે લક્ષણ અવ્યાપ્તિ દોષવાળું છે. જે લક્ષણ લક્ષ્યમાં વર્તે—રહે અને તે જ પ્રમાણે લક્ષ્યથી ભિન્ન બીજા પદાર્થોમાં રહે તે લક્ષણ અતિ વ્યાપ્તિ દોષવાળું કહેવાય. જેમ કોઈ કહે કે 'શિંગડાં હોય તે ગાય.' અહીં ગાયનું લક્ષણ શિંગડા તે ગાય સિવાય, હરણ, બકરી, ભેંસ વગેરેમાં હોય છે. આથી જેનું લક્ષણ કહેવાનું છે તે લક્ષ એટલે ગાયને શિંગડા હોવા ઉપરાંત બીજા પ્રાણીઓમાં પણ તે છે. માટે "શિંગડા હોય તે ગાય" એ લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું છે. જે

લક્ષણ લક્ષ્યમાં મુદ્દલ ન હોય તે અસંભવ દોષવાળું કહેવાય. કોઈ એમ કહે કે આખું ખારી હોય તે ગાય તો તે લક્ષણ ગાયમાં છે જ નહીં, કારણ કે ગાયને ખારીમાં કાટ કે ચીર હોય છે માટે આ લક્ષણ અસંભવ દોષવાળું છે. ગાયનો અસાધારણ ધર્મ તો તેના ગળા નીચેની ઝૂલ છે જે તેને ભિન્ન પ્રાણીઓથી અલગ કરી બતાવે છે.

શિષ્ય—આપે લક્ષણની વાત કરી પણ તટસ્થ લક્ષણ કોને કહે છે ?

ગુરુ—હું કહેવા જતો હતો પણ તું જરા અધીરો બન્યો. એમ સમજ કે તું તારા સ્નેહી ડાક્તર ચંદુલાલને ત્યાં જાય છે. ડાક્તરના બંગલાની તને ખબર નથી. કોઈએ કહ્યું છે કે વાલકેશ્વર જતી બસ જ્યાં આખરી મુકામ કરે છે ત્યાં. આવી તેં જોયું તો તને ત્રણ બંગલા જણાયા. તને બંગલો ઓળખવો મુશ્કેલ થઈ પડ્યો. તે ત્યાં ઊભેલા એક માણસને પૂછ્યું કે, 'ડૉ. ચંદુલાલનો બંગલો કયો ?' તેણે જવાબ આપ્યો કે, જે બંગલા પર પેલો કાગડો બેઠો છે તે.' તેં બંગલો ઓળખ્યો અને ડૉ. ચંદુલાલને મળ્યો. હવે ડૉ. ચંદુલાલના બંગલા પર હમેશ કાગડો બેઠેલો હોતો નથી; પરંતુ તે વખતે બેઠેલો હતો અને એ લક્ષણથી તું બંગલો ઓળખી શક્યો માટે કોઈ વખત હોય અને કોઈ વખત ન પણ હોય તેવું લક્ષણ તટસ્થ લક્ષણ કહેવાય છે. મને લક્ષણ શિખવતી વખતે બીજું દૃષ્ટાંત કહ્યું હતું તે તને કહી સંભળાવું છું. એક ગામડાનો ખેડૂત હતો તેની એક ગાય ખોવાઈ. તપાસ કરતાં જણાયું કે રખડતા ઢોરોને પકડી લઈ જનાર સિપાઈ તેને લઈ ગયો છે અને ડબ્બામાં પૂરી છે. તે ગામડિયો ઢોર પકડી જનાર અધિકારી પાસે ગયો અને ફરિયાદ કરી કે, 'સાહેબ, મારી ગાય પકડી લાવીને તમારા સિપાઈએ અહીં પૂરી છે. તે મને પાછી આપવા મહેરબાની કરો.' તે અધિકારીએ કહ્યું કે, 'અહીં તો પચીસ ત્રીસ ગાયો છે એમાં તારી ગાય હું શી રીતે ઓળખી કાઢું ?' તે ગામડિયાએ કહ્યું કે, 'સાહેબ, મારી ગાયને કપાળે ત્રણ કોડીઓ દોરેથી બાંધેલી છે.' તે અધિકારીએ તે ગાયને ગામડિયાને આપી. હવે કોડીઓ કોઈ વખત ગાયને બાંધેલી હોય કોઈ વખત ન પણ હોય માટે કવચિત વ્યાવર્તક હોય તે તટસ્થ લક્ષણ.'

શિષ્ય—' ગુરુદેવ, સ્વરૂપ લક્ષણ કોને કહે છે તે પણ સમજાવોને ?

ગુરૂ—જે લક્ષણ પોતાના લક્ષ્યનું સ્વરૂપ હોઈ તેને અન્ય પદાર્થથી અલગ કરી બતાવે તે એમ કે પૃથ્વીનું પૃથ્વીત્વ એ સ્વરૂપ લક્ષણ છે.'

શિષ્ય—ત્યારે બ્રહ્મનાં પણ બે લક્ષણો થઈ શકશે.

ગુરૂ—હા, 'જન્માદ્યસ્ય યતઃ' આ સૂત્રમાં જન્માદિ, અસ્ય અને યતઃ એમ ત્રણ પદો છે. એમાં પહેલું પદ એ તદ્દગુણ સંવિજ્ઞાન બહુવ્રીહી સમાસ છે. બહુવ્રીહી સમાસ તો તું જાણે છે પિતાંબર એટલે પીળું વસ્ત્ર નહીં પણ પીળું અંબર ધારણ કરેલ છે એવા શ્રીકૃષ્ણ. આ બહુવ્રીહી સમાસના બે ભેદ છે, તેમાના એકને તદ્દગુણ સંવિજ્ઞાન બહુવ્રીહી કહે છે એ તો તું જાણે છે કે આપણે વ્યાકરણની ઉંડી ચર્ચામાં જતા નથી. જન્મ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એનું કારણત્વ તે બ્રહ્મ એમ તટસ્થ લક્ષણ કર્યું. હવે જો આપણે એકલું એમ કહ્યું હોત કે 'જગતની ઉત્પત્તિનું કારણ તે બ્રહ્મ' તો તે યોગ્ય નહી કહેવાત: કારણ કે, આથી જગતની સ્થિતિનું કારણ અને લયનું કારણ ભિન્ન ઠરત એટલે કારણ જે બ્રહ્મ તે વસ્તુ પરિછિન્ન થાત પણ બ્રહ્મ તો ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત છે એ આગળ ઉપર સિદ્ધ કરી ગયા છીએ. ઉત્પત્તિ સ્થિતિ અને લય, એમાં 'જન્મ' થી ઉત્પત્તિનો નિર્દેશ પહેલો કર્યો છે. એટલા માટે કે, જન્મથી જે વસ્તુને અસ્તિત્વ પ્રાપ્ત થયેલ છે, તેને જ સ્થિતિ અને લય સંભવે છે. 'અસ્ય' થી જે દગ્ગોચાર સન્નિધ હોય તેનો નિર્દેશ છે. ટૂંકમાં પ્રત્યક્ષાદિ પ્રમાણથી દષ્ટિ અને મનને જણાતા ધર્મી જગતના નિર્દેશ છે. જગતનું કારત્વ જણાવ્યા 'યતઃ' પદ છે. આ પદથી બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ 'સત્યં, જ્ઞાન મનંત બ્રહ્મ એ જણાવ્યું છે. શ્રીમદ્ ભાગવતમા પણ કહ્યું છે કે—

यस्मिन्निदं यतश्चेदं यिष्ठत्यप्ये ति जायते ।
मृन्मयेष्विव मृज्जातिस्तस्मै ते ब्रह्मणे, नमः ॥
(८।३८।२२)

તાત્પર્ય—જે પ્રમાણે મૃતિકાથી એના સર્વ વિકાર ઉત્પન્ન થાય છે, અને એમાં જ સ્થિત થઈ, એમાં જ લયને પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે

જેનાથી આ દશ્યમાન સર્વ પ્રપંચ ઉત્પન્ન થાય છે, જેમાં સ્થિત થાય છે અને જેમાં લયને પ્રાપ્ત થાય છે તે બ્રહ્મ પ્રતિ મારા નમસ્કાર અસ્તુ.

શિષ્ય—ગુરુદેવ, જે પદાર્થો અભિન્ન હોય, એક બીજાથી ભિન્ન ન હોય તેનો લક્ષ્ય લક્ષણ ભાવ હોઈ શકતો નથી. પરંતુ ભિન્ન પદાર્થોનો હોય છે

ગુરુ—જો કે બ્રહ્મ એક, અખંડ રસ છે છતાં સત્યાદિ ધર્મ કલ્પિત ભેદથી સ્વીકાર્યાં છે

શિષ્ય—સત્ય, જ્ઞાન આનંદ આદિ ધર્મ બ્રહ્મરૂપ છે તો પછી ભિન્ન માનવાનું કારણ ?

ગુરુ—ઉપાધિથી એમ ભાસે છે. આ સમજવા માટે વેદાંતીઓ જેને અવચ્છેદ વાદ કહે છે. તે સમજવો પડશે; પણ અત્યારે તેની જરૂર નથી આ પ્રકાર સોનુ અને તેના જુદા જુદા આકારના જેવો છે, વીંટી, વેઢ, કડું, બંગડી આ બધા સોનાના દાગિના છે ને ?

શિષ્ય—હા, જી. સોનાના દાગિના છે. એ કંઈ ના કહેવાય ખરું !

ગુરુ—વીંટી, વેઢ, કડુ અને બંગડી એ નામ સોનાના જુદા જુદા રૂપ અને નામથી પડ્યાં હવે જો આપણે વીંટી, વેઢ કડુ અને બંગડી, એ નામ લઈ લઈએ અને તેનો આકાર લઈ લઈએ તો સોનુ જ રહે છે. નામ અને રૂપની મિથ્યા–ખોટી ઉપાધિથી વેઢ, વીંટી ભાસે છે. આ ભેદ કાલ્પનિક છે આ સિવાય બીજા પણ કારણો છે.

શિષ્ય—બીજાં કયા કારણો છે, ગુરુદેવ !

ગુરુ—જો 'સત્ય' એટલું જ બ્રહ્મનું લક્ષણ કહીએ તો નૈયાયિકો સત્તા જાતિને નિત્ય માને છે. નિત્ય=સત્ય=ત્રણે કાળમાં હોય તે આથી આ લક્ષણની તેમાં અતિવ્યાપ્તિ થાત, આ દોષ દૂર કરવા 'જ્ઞાન' પદ ઉમેર્યું હવે તો 'સત્યં જ્ઞાનં બ્રહ્મ' એમ જો લક્ષણ કરીએ તો નૈયાયિકો આત્માનો જ્ઞાનગુણ માને છે. એમાં અતિ વ્યાપ્તિ થાય અને બ્રહ્મને અનિત્યત્વ અને અપુરુષાર્થત્વ પ્રાપ્ત થાય આ દોષ નિવારણ કરવા માટે 'આનંદ' પદ ઉમેર્યું. હવે જો 'આનંદો બ્રહ્મ' એટલું જ જો લક્ષણ સ્વરૂપ કહીએ તો

વિષયજન્ય આનંદમાં અતિવ્યાપ્તિ થાય છે અને લક્ષ્ય જે બ્રહ્મ તે જડ ઠરે વિષય સુખમાં જ્ઞાનનો અભાવ છે વળી તે અનિત્ય છે. ચિરકાળ ટકે તેવું નથી. આ ટાળવા માટે ' નિત્ય ' પદ છે. જ્યારે બ્રહ્મમાં અનિત્યત્વ નથી આ સાથે એક બીજું પદ પણ ઉમેરે છે. ' અનંતં ' આથી બ્રહ્મ આગળ કહેલા ત્રણે પ્રકારના પરિચ્છેદ રહિત સિદ્ધ થાય છે. આ કારણવાદ બ્રહ્મસૂત્રના પહેલા અધ્યાયના ચોથા પાદમાં છેલ્લા અધિકરણ ૨૩ સૂત્રમાં ' प्रकृतिश्च प्रतिज्ञा दृष्टान्तानु परोधात ' વિસ્તારથી સમજીશું.

શિષ્ય—ગુરૂદેવ, જો બ્રહ્મ એક, શુદ્ધ, બુદ્ધિ, મૂકત, નિષ્કલ, નિષ્ક્રિય, અસંગ છે તો તે જગત્‌નું નિમિત્ત અને ઉપાદાન કારણ એકી વખતે શી રીતે થઇ શકશે. વળી કાર્ય કારણોનો સંબંધ પણ સ્વીકારવો પડશે. જગતને બ્રહ્મનું કાર્ય માનીશું તો પ્રશ્ન એ ઉભો થશે કે એ બ્રહ્મથી ભિન્ન છે ? અભિન્ન છે ? કે ભિન્નાભિન્ન ?

ગુરૂ—વત્સ, સારૂં થયું કે તેં આ શંકા ઉભી કરી. બ્રહ્મસૂત્રમાં આગળ ઉપર એનો વિચાર આવે છે, પણ આપણે તે સંબંધી અત્રે થોડો વિચાર કરીએ કરોળીઓ જાળાં બાંધે છે. એ તો તેં જોયું છે ને ?

શિષ્ય—હા. ગુરૂદેવ, તે તો જોયું છે.

ગુરૂ—કરોળીઓ જાળાં શાનાં બનાવે છે ?

શિષ્ય—તંતુના બનાવે છે. એ તો સર્વ કોઇ જાણે છે.

ગુરૂ—તે તંતુ કયાંથી લાવે છે ?

શિષ્ય—પોતાના શરીરમાંથી કાઢે છે.

ગુરૂ—ત્યારે પક્ષીઓ માળા બાંધવા માટે સળીઓ, પાંદડા, ડાંખળાં, બહારથી વીણી લાવે છે તેમ તો નહી ને.

શિષ્ય—ના ગુરૂદેવ તંતુ પોતાના શરીરમાંથી મોમાંથી કાઢે છે.

ગુરૂ—ત્યારે તંતુ એ જાળાનું ઉપાદાન કારણ ખરૂં ને ?

શિષ્ય—એ ઉપાદાન કારણ ખરૂં જ ના કેમ કહેવાય.

ગુરૂ—ઠીક, જાળાનું નિમિત્ત કારણ કોણ છે ?

શિષ્ય—તે પણ કરોળીઓ જ ઠરે.

ગુરૂ—કરોળીઓ જેમ જાળાંનું નિમિત્ત અને ઉપાદાન કારણ બન્ને છે

(છા. મં. ૮) આ પ્રમાણે સંપૂર્ણ દૃશ્યનો નિષેધ કરી, નિષેધનો વિષય નથી તે બ્રહ્મ, એમ કહે છે. સાક્ષાત્ આમ છે એમ નથી કહેતી, કારણ સહિત જગત્ મિથ્યા અને જડ છે. આથી વિલક્ષણતા બ્રહ્મમાં છે. મિથ્યાથી વિલક્ષણતા માટે 'સત્', જડથી વિલક્ષણતા જણાવવા માટે 'ચિત', દુઃખથી વિલક્ષણતા દર્શાવવા માટે 'આનંદ' છે. આ બધું આગળ ઉપર વેદાંત-સૂત્રમાં આવશે જ, વારૂ ત્યારે બીજા સૂત્રમાં કયું શ્રુતિ વાક્ય વિવક્ષિત છે

શિષ્ય—જેનાથી ભૂતો ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી જેના યોગે જીવંત રહે છે, અને પ્રલયકાળે જેમાં લીન થાય છે તે બ્રહ્મ.

ગુરૂ—આ બ્રહ્મનું કેવું લક્ષણ છે ?

શિષ્ય—તટસ્થ લક્ષણ.

ગુરૂ—સ્વરૂપ લક્ષણ શું છે.

શિષ્ય—શુદ્ધ, બુદ્ધ, મુક્ત, નિર્વિકારી, નિષ્કલંક નિષ્ક્રિય અને ઉપાધિથી સત્, ચિત અને આનંદ.

ગુરૂ—પહેલા સૂત્રમાં 'બ્રહ્મ જિજ્ઞાસા' કરવી જોઇએ એમ કહ્યું, પણ બ્રહ્મનું લક્ષણ વગર જીજ્ઞાસા થઇ શકે નહી માટે બીજા સૂત્રમા બ્રહ્મનુ લક્ષણ જણાવ્યું. હવે આપણે ત્રીજું સૂત્ર લઇશુ.

અપૂર્ણ

卐

# वस्ताजीनी अप्रसिद्ध वाणी

( ગતાંકથી ચાલુ )

સંશોધક : શ્રી. લીલાધર મૂળશંકર ભટ્ટ

卐

( ૪ )

અંગ-માયા કા

માયા ચંચળ ચાવથી જેમો સમુદપૂર,
જેમાં વિમલ બહોત હે ત્યાસે રહીએ દૂર. ૧

તેમાં ભાવ જે કો ધરે તાકું દેત ડૂબાય,
જ્ઞાની જ્ઞાન વિચાર કે ઉનથે ન્યારા થાય. ૨

વિમલ લહેરીબહોત હે કઈ ભાત ભાત અપાર
જ્ઞાની એસા દેખકે મળો ગુરુ આધાર. ૩

કામ,ક્રોધ,લોભ, મોહ, મમતા એ સબ લહર તોરંગ
સમુદ્ર રૂપ સંસાર હે ભાત ભાત કે રંગ ૪

તેમાં એક વિમલ હે વાસનારૂપ વિપરીત,
ગુરુ જ્ઞાની જ્ઞાન વિચારકે તાકું લેતે જીત. ૫

સાત સમુદના બડા બડા સમુદર હોય,
તામા સબ જુગ ડૂબીયા કનક કામની સોય. ૬

યશ જાયે, પ્રતાપ જાયે, ઘટે હરિસું ધ્યાન,
કનક કામની જબ મળે તબ બહોત ચડે અભિમાન ૭

અભિમાનમેં હરિ દૂર ... ધરતી ઔર ...
કોટિ કલપ વહી ... મ.

એ દો રૂપ બડા કઠણ પણ માયા રૂપ અનંત
ગુરુગમ જ્ઞાન વિચાર કે જીત શકે કો સંત ૯
બડા બડા સબ જાત હે ગળા ગક ફકીર,
ગુરુગમ જ્ઞાન વિચારતે કોઇક ઉતરે તીર ૧૦

આગેસે લલચાયકે પીછે ડારે પાસ,
પ્રપંચ ઉન્કા દેખકે ગુરુજ્ઞાની માને ત્રાસ. ૧૧
આગેસે દાસી હોત હે, પીછે કરત હૈ દાસ
પ્રપંચ ઉન્કા દેખકે ગુરુજ્ઞાની રહેત ઉદાસ. ૧૨
જૈસે કોઇ ફાસીયા અપને ઘર લે જાય,
આગળ માન દે ઘણો પિછે વિષ ખવાય. ૧૩
મેવામાં મેલી રહે-ઉત્તમામાં ઉજળી થાય,
પ્રપંચ અનંત કરીને જ્યાં ત્યાં ઠગીને ખાય. ૧૪
હિન્દુક ખાઇ, હિન્દુક દેખી, હિન્દુક કીની બાત,
છાતી છરીયું બાહાત હે ગુપ્ત કરત હૈ ઘાત ૧૫

માયા જાળ અપાર હે કેસે નીકળે કાટ,
બડે બડે સબ બોળવે ઠેર ઠેરં હે હાર ૧૬
ચૌટે જે કો નીકળે તાકુ લેવે માર,
વીરલા કોઇક ઉગરે કોણ પુરૂષ કોણ નાર ૧૭
જ્ઞાની, મુની, પંડિતા, તપસી ઔર સન્યાસ,
ગુરૂ ગમસે કોઇ ઉગરે એસો માયાપાસ ૧૮
માયા મોટી મોહીની ચંચળ ચાળા બહુ,
હરિનામ કો પીંજરા લે ઇન્દુ ઓળખે સહુ, ૧૯
પરિબ્રહ્મકી હે મ્હેલેકી ક્યાં લગી ઇન્દુ કહું?
આદિ-અંત પાવે નહી બુદ્ધિ માને એટલી લહું. ૨૦
જોગી કે ઘર ભઇ જોગની, સંસારીકી વહુ,

ધનવંતકે ઘર બાઈ લોભણી, કંગાલકે ઘર મદ્દ. ૨૧

ચૌદ લોક ચપેટી લીધા કમાં કર્યાં નાશી જાઉં ?
ચરણ કમલ ગુરૂદેવકે તા શરણે સુખ પાઉં. ૨૨

માયા મહા મેવાસણી એ ધડ લીધા ન જાય,
ઘણી ચપળતા બહુ કળા છે વાત કરતાં વહાય. ૨૩

જ્ઞાની મુની પંડિતા તહાં નેવી થાય,
અહંકાર રૂપે આવી મળે ઉન્હા ચિત્ત લેજાય. ૨૪

શિવ વિરચી નારદ સરખા તે રહે ભોળવાય,
ઇશ્વર માયા અપાર હે કયું કર જીતી જાય. ૨૫

ષટ દર્શન ખટપટ કરે દરણા માહી દળાય,
વેરણ વિષમ એ જીતવી ગુરૂ ગમસે જીતાય. ૨૬

માયા જુગમે સાપણી નિશ્ચય જાણો ભાય,
મોહ લહેરો આવે ઘણી બડા બડા પડ જાય. ૨૭

કેતાનુ તનમન હર્યું કેતા રહ્યા લોભાય,
કેતા નર્કે પહોચીયા કેતા પાછળ જાય. ૨૮

પાર ગતકી પહોચસે વીરલા ઉતર્યાં પાર,
સદગુરૂ સાચા ભેટતાં માયા રહી જખમાર. ૨૯

માયા ડાકિની જ્યાં મળે તહાં લેવે ઉતાર,
એતો ચારે ખાણુમાં ધરાવે અવતાર. ૩૦

ડાકિની રીઝે બળ-બાકળે માયા લેવે પ્રાણ,
વિષમ એસી જાણકે જીતે સંત સુજાણ. ૩૧

આગેસે ચિત્તકુ હરે પીછે તનકુ ખાય,
વિષમ એસી જાણુ કે કોઇ સંત ન્યારા થાય. ૩૨

નેત્ર બાંધી ફેરવે જ્યું તેલીકા બેલ,
ઉપરથી ગોદા કે ઘણા ઉન્ડા એસા ખેલ. ૩૩

વાસનાએ વીંટીને ફેરવે દિન — રાત,
છોડાયા છૂટે નહીં એસી ઉનકી જાત ૩૪

રાજા રાણા છત્રપતિ ગરીબ ગરબા કંગાલ,
એ કોઈકુ છોડે નહી ચતરા એકુ દલાલ ૩૫

ધરતી અસમાન બિચ ડાદયમે સબહી ગાદ ચવાય,
સદગુરૂ ચરણે જે ગયા સો આવ્યા ના જાય. ૩૬

અમ ભરૂમો રાખકે ધીરજ ધરી મનમાહ્ય,
સદ્ગુરૂ શબ્દે ચાનીયા તાકુ માયા નાહી. ૩૭

હમકુ આપ દેખા દઇ ઇતને નીકસે ભાગ્ય,
શબ્દ વિવેકી ગુરૂ મળ્યા દેખા અગોચર જાગ્ય. ૩૮

અગમ અગોચર ગામ નહીં વહા દીયા પહોંચાય
અવિનાશી આપે રહ્યા માયા કીન્કુ ખાય ? ૩૯

માયા જાણી સૌ હરિ નીવડયા સબ ધોખા દીયા બહાર
અસશય આપે રહ્યા સદગુરૂ હુવા સહાય, ૪૦

સબ ઘટ રામ દેખાઇયા આયા દીયા સમાય
અદ્વૈત એક વિચારતા રામે રામ રમાય ૪૧

બ્રહ્મમે ઇશ્વર પ્રકાશીયા ઇશ્વરે પ્રકાશ્યા જીવ,
જીવે માયા ઉત્પન્ન કરી જીવ હો ગયા શિવ ૪૨

એસા અનુભવ આવતાં ભાગ્યા સબહી ભરમ,
વહતા વિશ્વભર મળી ગયા કીનકુ લાગે કરમ ૪૩

अग मायाको सपूर्ण

卐

# શ્રી શંકરાચાર્યનો જ્ઞાનયોગ
## અને
# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

(ગતાંકથી ચાલુ)

લેખક :–સ્વા. શ્રી. માધવતીર્થજી



અરવિંદ શિષ્ય :–જો કે કારણરૂપ અવિદ્યા કોઈપણ વિકલ્પને સર્જન કરી શકતી નથી તો પણ સુષુપ્તિમાં સ્વયંજ્યોતિરૂપ આત્મા પોતે પોતાનું સ્વરૂપ પ્રકાશતો નથી અને સુષુપ્તિની દશા બીજી રીતે બનતી નથી તેથી તે કારણથી ત્યાં અવિદ્યાનો સ્વીકાર કરવો પડશે સુષુપ્તિમાંથી ઉઠીને માણસ કહે છે કે મને મારો આત્મા ભાસતો નહોતો, એવું લોક વ્યવહારથી જણાય છે. એવો અબોધ મિથ્યા જ્ઞાન રૂપ નથી કારણ કે તે દશામાં તેનો અભાવ છે.

શંકરશિષ્ય :–મારે આત્મા નથી એવો વ્યવહાર કદાપિ બનતો નથી. 'હું નથી' એવો પ્રત્યય કોઈને થતો નથી. જે કહે છે કે મારો આત્મા પ્રકાશતો નથી, એવો અનુભવ દેહરૂપે ગ્રહણ કરેલ આત્મામાં થાય છે, તે ભૂપનો વ્યવહાર છે અને વ્યવહાર જાગ્યા પછી થાય છે. સુષુપ્તિ વખતે તે વ્યવહાર બનતો નથી તેથી સુષુપ્તિમાં અજ્ઞાન કેમ સિદ્ધ થશે ? વ્યવહારનો અર્થ, વસ્તુનું જ્ઞાન, વિધિમાં વ્યવહાર શબ્દ બોલાય છે. એવો વ્યવહાર જાગ્રતમાં અને સ્વપ્નમાં છે એવો અથવા એના જેવો વ્યવહાર સુષુપ્તિમાં નથી. તેથી તે દૃષ્ટાંતથી સુષુપ્તિમાં અજ્ઞાન સિદ્ધ થતું નથી.

અરવિંદશિષ્ય :—તમે જાગ્રતના મિથ્યા જ્ઞાનથી જગતને મિથ્યા માનો છો, તે તેવા મિથ્યાજ્ઞાનનો કલ્પક કોણ ?

શંકરશિષ્ય :—એક વખત હું મારા ગુરુ સાથે પુનામાં ગામ બહાર દૂર ફરવા ગયો હતો. ત્યાં સત્સંગ મંડળી ભેગી થઈ હતી. ત્યાં એક માણસે એવો જ પ્રશ્ન કર્યો હતો કે જો જગત અવિદ્યાથી કલ્પિત છે અથવા મિથ્યાજ્ઞાનથી કલ્પિત છે તો તે અવિદ્યાનો કલ્પક કોણ છે ? તેના જવાબમાં ગુરુજીએ કહ્યું કે કલ્પિત પ્રમાણ અને કલ્પિત પ્રમેયની સાથે જ કલ્પિત પ્રમાતા રહે છે. એ ત્રણે જુદા પાડી શકાતા નથી. શુદ્ધ બ્રહ્મમાં અવિદ્યા નથી અને મિથ્યાજ્ઞાન પણ નથી તેથી બ્રહ્મ કોઇનો કલ્પક નહિ. જ્યારે અવિદ્યા અથવા મિથ્યાજ્ઞાન સ્વીકારીએ ત્યારે કલ્પક અને કલ્પિતનો વ્યવહાર બને છે. તે વખતે જાગ્રત દશા પણ સ્વપ્નની જેવી થઈ જાય છે અને તે દશામાં ભૂલ પકડવી મુશ્કેલ પડે છે. જે ભૂલ પકડવાની ઇચ્છા રાખે છે તે પ્રમાતા પોતે જ તે વખતે ભૂલમાં છે. તેથી જ સંસારી માણસો માટે ગુરુની જરૂર છે અથવા સત્સંગની જરૂર છે. વળી સત્સંગમાં જે જ્ઞાન મળ્યું હોય તે પ્રમાણે જીવન ફેરવવાની પણ જરૂર છે જો જ્ઞાન પ્રમાણે જીવન નહિ થાય તો જીવન પ્રમાણે જ્ઞાન થઈ જશે, આ કારણને લઇને જ ઋષીમુનીઓ આશ્રમની પદ્ધતિ રાખેલ છે કે જેથી માણસ બ્રહ્મચર્ય આશ્રમથી શરૂ કરી સંન્યાસ આશ્રમ સુધી પહોંચી શકે.'

અરવિંદશિષ્ય :—લોકો જાગીને કહે છે કે મારો આત્મા સુષુપ્તિમાં પ્રકાશતો નહોતો. એ વ્યવહાર ક્યા પ્રમાતાનો છે ?

શંકરશિષ્ય :—સુષુપ્તિમાં પ્રમાતા જ નથી. જાગ્રતના પ્રમાતા પાસે જાગ્રતનું પ્રમાણ છે; તે પ્રમાણથી બીજી દશાનો અનુભવ સમજી શકાય નહિ. એક અનુભવના અનુભવથી બીજી અવસ્થામાં તેનું સ્મરણ માનવું એ યોગ્ય નથી. અનુભવ હોય તેનું જ સ્મરણ થાય એ ન્યાય નથી એ વાત મેં આગળ બતાવી આપેલ છે. જાગ્રતમાં જે પ્રમાત છે તે જાગ્રતના પ્રમેય સાથે રહેલો છે. જાગ્રતનું પ્રમેય સુષુપ્તિમાં અદૃશ્ય થાય છે તે પોતાના પ્રમાતાને પણ અદૃશ્ય કરે છે. છતાં પ્રમાતા પ્રમાણ અને પ્રમેયનો લય

સુષુપ્તિમાં જોનાર સાક્ષી છે, પણ જાગ્રતના પ્રમાણમાં અહંભાવ હોવાથી અને તે સુષુપ્તિમાં ન જાગવાથી માણસ કહે છે કે ત્યાં કાંઇ નહોતું છતાં "કાંઇ નહોતું" અને જાણવાવાળો સાક્ષી ત્યાં હતો. સુષુપ્તિમાં જાગ્રતના જેવું જ્ઞાન નથી તેથી કેટલાક અજ્ઞાનની કલ્પના કરે છે.

અરવિંદશિષ્ય :-જાગ્રતમાં અહંભાવ કેવી રીતે આવી જાય છે ?

શંકરશિષ્ય :-જગત સાચું માન્યું છે તેથી અહંકારને જે પોતાથી જુદું લાગે છે તેને જગત કહે છે. તે જગત અને તે અહંકાર સાથે જ રહે છે. સામાન્ય માણસ જેટલો જગતનો વિચાર કરે છે તેટલો પોતાનો વિચાર કરતો નથી. We must learn to think aright જીવ, જગત અને ઈશ્વર એ ત્રણ વસ્તુ નથી પણ એક જ તત્ત્વ છે. અનુભવ લેવા માટે પહેલાં અંતર્મુખ વૃત્તિ કરવી જોઇએ અને ત્યાં જે પ્રત્યક્-આત્માનો અનુભવ મળે તે અનુભવ લઇને પછી જગત પોતાથી અભિન્ન લાગશે. એટલે કે બધું બ્રહ્મરૂપ લાગશે. એ દશા થોડી મિનીટ સુધી રહે તોએ તેની કિંમત ઘણી છે. છાંદોગ્ય ઉપનિષદમાં કહેલ છે કે यो वै भूमा तत्सुखम् જે પરિપૂર્ણતા છે તેમાં જ સુખ છે. સ્વપ્નમાં જેમ માણસ પોતાના મનથી નવો કાળ, નવો દેશ, નવી જગ્યા અને નવા પદાર્થો રચે છે અને જાગ્રત થતાં તે જતા રહે છે તેવી જ રીતે જાગ્રતમાં પણ માણસ પોતાના મનથી નવો કાળ નવો દેશ નવી જગ્યા અને નવા પદાર્થો કલ્પે છે અને બ્રહ્મજ્ઞાનમાં તેનો નાશ થાય છે. જ્યારે એવો અલ્પભાવ દૂર થાય છે ત્યારે ભૂમા અથવા પરિપૂર્ણતા પ્રગટે છે અને આપણને નાથ સાથે એક બનાવી ખરા આનંદની ઝરતી અનુભવમાં આવે છે. આવી રીતે બ્રહ્મના સુખના સંસ્કાર પડી જાય તો મુક્તિ જરૂર જરૂર મળે છે.

અરવિંદશિષ્ય :-શ્રી અરવિંદ અપરોક્ષ જ્ઞાન માગે છે અને તે સ્વાભાવિક રીતે ટકે તેવું માગે છે.

શંકરશિષ્ય :-અપરોક્ષ બ્રહ્મજ્ઞાન બે પ્રકારનું છે. ૧ અદૃઢ અપરોક્ષ અને ૨ દૃઢ અપરોક્ષ જ્ઞાન. અદૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાનમાં અસંભાવના અને વિપરીત ભાવના રહી જાય છે અને દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાનમાં તેવી ભાવના દૂર થાય છે.

અરવિંદશિષ્ય :–દૃઢ અપરોક્ષ જ્ઞાન શી રીતે થાય ?

શંકરશિષ્ય :–તેમાં ૪ કૃપા જોઈએ. ૧. આત્મકૃપા, ૨. ઇશ્વરકૃપા, ૩ ગુરૂકૃપા અને ૪ શાસ્ત્રકૃપા. એ ૪ કૃપા થાય તો આત્માનો અનુભવ સહજ મળ્યા કરે છે. આત્મા પોતે આનંદરૂપ છે પણ જ્યારે તેને તે સ્વભાવની ખબર હોતી નથી ત્યારે બીજામાં સુખ શોધે છે. સ્ત્રી, પુત્ર, ધન, કીર્તિ, વિગેરેમાં જે સુખ મળે છે તે સોપાધિક છે પરંતુ આત્મામાં પ્રેમ કરવાથી જે સુખ મળે છે તે સુખ અન્યાર્થ ન હોવાથી નિરૂપાધિક સુખ છે. તૈતરિય ઉપનિષદમાં એક સાર્વભૌમ રાજાના આનંદથી લઇને હિરણ્યગર્ભના આનંદપર્યંત જે વિષયાનંદની વાત આવે છે તે ઉત્કર્ષ અપકર્ષ સહિત અતિશયવાળો છે પણ તેથી અધિક છતાં બ્રહ્માનંદ એકરૂપ છે. તે ઉત્કર્ષ અને અપકર્ષથી રહિત છે. વાસ્તવમાં એક જ આનંદ વૃત્તિરૂપ ઉપાધિના ધર્મ પ્રમાણે અપકર્ષ અને ઉત્કર્ષ રૂપે જણાય છે. સંસાર દશામાં મિથ્યાજ્ઞાનથી અને તેના સંસ્કારરૂપ વિક્ષેપથી ભાસમાન આનંદ અસ્પષ્ટ જણાય છે. મોક્ષકાળે વિક્ષેપના અભાવથી આનંદ સ્પષ્ટ ભાસે છે. નિરતિશય આનંદની અપરોક્ષતા સ્વપ્રકાશ ચેતનરૂપ છે. તે વૃત્તિરૂપ નથી અપરોક્ષ ધર્મ ચેતનનો છે, વૃત્તિનો નથી. જ્ઞાનગત અપરોક્ષતામાં જ્ઞાનપદ ચેતન પર છે, વૃત્તિ પર નથી.



## અધ્યાસ અને અધ્યસ્ત

(૧૬)

અરવિંદ શિષ્ય–જગતનું મિથ્યાત્વ માનવામાં વ્યવહારમાં બહુ અગવડ આવે છે તેથી જગતને સત્ય માની શ્રી અરવિંદ તેને સુધારવા માગે છે.

શંકર શિષ્ય–પ્રજ્ઞતાની સોપાધિક અને નિરૂપાધિક એમ બે પ્રકારના હોય છે. સંપ્રજ્ઞાત સમાધિવાળા સર્વ પ્રાણીમાત્રને ઉપાદાન બુદ્ધિથી બ્રહ્મરૂપે જુવે છે. અસંપ્રજ્ઞાત સમાધિવાળા બધા પ્રાણીમાત્રને રજ્જુમાં સર્પ, દંડ, ધારા, માળાની માફક અધ્યસ્તરૂપે જુએ છે. રજ્જુ–સર્પની બીકથી વ્યાકુળ થયેલ માણસ સર્પથી પર રહેલ રજ્જુને જાણી શકતા નથી તેવીજ રીતે જેને જગતના નામ અને રૂપમાં મોહ છે, તે તેના અધિષ્ઠાનરૂપ

ભગવાનને બરાબર જાણી શકતા નથી ભગવાનને ઉપાધિના ધર્મનુ અભિમાન નથી તેથી તેની માયા તેને મોહિત કરતી નથી બીજાઓ જે ઉપાધિના ધર્મનુ અભિમાન લે છે તેને તે માયા મોહ કરે છે પ્રપંચમા બ્રહ્મ છે પણ બ્રહ્મમા પ્રપચ નથી, એટલે કે પ્રપચ વસ્તુમાં નથી. તેથી બ્રહ્મથી બીજુ કાઈ નથી સદા પોત પોતાને અખડ અદ્વિતીય આત્મા સમજીને રહેવુ એ જ્ઞાન સમાધિ છે જ્ઞાન સમાધિમા વ્યુત્થાન નથી કારણ કે આત્મા અપ્રચ્યુત છે આવી સમાધિ રામ અને કૃષ્ણને હતી આવી જ્ઞાન સમાધિને સહજાવસ્થા કહે છે તમને જગતને સુધારવાનો વિચાર આવ્યો નહતો જ્ઞાન દશા ઉપાધિનો નાશ કરે છે અજ્ઞાનદશા ઉપાધિને વધારે છે શ્રીમદ્‌ભાગવતમા કહેલ છે કે જ્યા સુધી ગુણ વૈષમ્ય રહે છે ત્યાં સુધી ભેદ રહે છે

અર-શિષ્ય—શ્રી અરવિંદ રામ અને કૃષ્ણથી આગળ જવા માગે છે શ્રી અરવિંદ કહે છે કે મનુષ્ય એ આ પૃથ્વી ઉપર છેલ્લો જીવ નથી કારણ કે મન એ છેવટનુ તત્ત્વ નથી મનુષ્ય આ પૃથ્વી ઉપર આવ્યો તે પહેલાના કાળમા પશુ જેમ છેવટનો જીવ નહોતો અને તે વખતે મનુષ્ય આવવાની આશા રાખી શકાય તેવુ હતુ તેવી જ રીતે મનની ઉપર વિજ્ઞાનમય તત્ત્વ હોવાથી મનુષ્યની જાતિ એ છેવટની જાતિ નથી જ્યારે વિજ્ઞાનમય કોશનુ અવતરણ મનુષ્યમા થશે ત્યારે આ પૃથ્વી ઉપર દેવજાતિ ઉત્પન્ન થશે જ્યારે આ પૃથ્વી ઉપર માત્ર પશુઓ જ હતા, ત્યારે મનુષ્ય જાતિ કેવી થશે એ કહેવાનુ સાહસ કોઈ પશુએ કર્યું હોત તો તે બરાબર કહી શકત નહિ. તેવી જ રીતે દેવજાતિ કેવી થશે તે કહેવાનુ સાહસ હાલના કોઈ માણસ કરી શકે તેવુ નથી કારણ કે તે જાતિના દિવ્ય પુરુષોને આપણા જેવુ મન અને આપણા જેવી બુદ્ધિ હશે નહિ તેનુ શરીર એક જગ્યાએ હોવા છતા તે સર્વત્ર જઈ શકશે બીજાના મન જાણી શકશે અને તેમાં ફેરફાર કરી શકશે વિજ્ઞાનમય પુરુષને ભૂત ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણ કાળ લાગશે નહિ બધી ક્રિયા એક ક્રિયારૂપે લાગશે તે પુરુષ પ્રકૃતિનો પિતા થશે શ્રી અરવિંદ કહે છે કે આગળ થઈ ગયેલાં બધા યોગીઓએ અને જ્ઞાનીઓએ આત્મા સાથે એકતા મેળવેલી છે પણ તેમાંથી કોઈ પ્રકૃતિને

બરાબર કબજે કરી શકયા નથી, એટલે કે શરીરને બરાબર કબજે ક શકયા નથી: તેમના દિવ્ય શરીર પણ હાલમાં દેખાતા નથી. રામ અથ કૃષ્ણ પણ જો પોતાના શરીરને વશ કરી શકયા હોત તો હાલ તેવી જાત બીજા શરીર પણ આપણે જોઈ શકયા હોત. જે શક્તિ એકવાર આ પૃ ઉપર આવે છે તે ફરીથી જતી રહેતી નથી. શ્રી અરવિંદના યોગમાં પ્રકૃતિ સંપૂર્ણ રીતે વશ કરવાની સાધના છે. તેને જ પૂર્ણ યોગ કહે છે.

શંકરશિષ્ય—એક દ્રષ્ટિએ જોતાં એ સિદ્ધાંત ઘણાને ગમે તેવો છે પ જેમ સ્વપ્નમાં બધી પ્રકૃતિને જીતવાની મહેનત કરીએ, ને પુરી જીતી શકા નહિ તે પહેલાં જાગી જઇએ તો સ્વપ્નાની બાકીની પ્રકૃતિને જીતવાનું કામ બાકી રહેતું નથી તેમ જગતની પ્રકૃતિમાં રહેનારને બ્રહ્મજ્ઞાન થઈ જાય તે પ્રકૃતિ જેવું બીજું દ્વૈત રહેતું નથી.

સામાન્ય માણસોને દોરવા માટે સિદ્ધિવાળા મહાત્માની જરૂર છે. એવી જરૂર જ્યારે સમાજને લાગે છે ત્યારે એવા મહાત્માઓ આવે છે, પણ આગળ વધવા માટે સિદ્ધિ કરતાં જ્ઞાન અને આનંદ વધારે ઉપયોગી છે. સિદ્ધિમાં દ્વૈતભાન ભૂલાતો નથી. વળી આપણી પૃથ્વી ઉપર હાલના માણસો આવ્યાં તે પહેલાં આંહી પશુઓ હતા એવું પશ્ચિમના માણસો માને છે. આપણો ઇતિહાસ, ગીતા અને ઉપનિષદ જેવાં ગ્રંથો એમ જણાવે છે કે હાલના માણસો કરતાં પહેલાંના માણસો વધારે બુદ્ધિશાળી હતા. તેથી ઉત્ક્રાન્તિવાદ ( Theory of evolution ) ભાંગી જાય છે.

અરવિંદ શિષ્ય—પણ હાલના કાળમાં જે અજ્ઞાન અને જડવાદ બધા દેશમાં વ્યાપી ગયેલ છે તેમાંથી નીકળવાનો રસ્તો તો મળવો જ જોઇએ. શ્રી અરવિંદ ચાલુ લડાઈની બાબતમાં એક શિષ્યને લખે છે કે:—It is a struggle for an ideal that has to establish itself in the life of humanity for a truth that has yet to realise itself fully and against a darkness and falsehood that are trying to overwhelm the earth and mankind in the immediate future. It is the forces behind the

battle that have to be seen and not this or that superficial circumstance. "*

શંકર શિષ્ય—It requires re-education of mankind in morality meditation and philosophy આમાગ મતવાળા માત્ર ભવિષ્યનો વિચાર કરતા નથી પણ નિત્ય સનાતન તત્ત્વનો વિચાર કરે છે. જ્યાં સુધી સાચી કેળવણી નહિ મળે ત્યાં સુધી સૌના હૃદયમાં રાગ દ્વેષ વધશે રાગદ્વેષ ઓછા કરવા માટે સાધુઓ જે સાચી વિદ્યા આપે છે તે સમાજમાં ફેલાવવી પડશે જેના હાથમાં સત્તા છે તેના હાથમાં ડહાપણ નથી અને જેના હાથમાં ડહાપણ છે તેના હાથમાં સત્તા નથી. જેનામાં ડહાપણ નથી અને બીજી રીતે સુધરી શકે તેમ નથી તેમને સુધારવા માટે લડાઈ જેવા ભયાનક સાધનની જરૂર પડે છે. દુઃખ આવ્યા વગર તેમને જ્ઞાન મળી શકે તેવુ નથી તેથી આપણી પૃથ્વી ઉપર એક સરખો સુધારો રહી શકતો નથી. કોઈવાર તમોગુણનું જોર વધે છે, કોઈ વાર રજોગુણનું જોર વધે છે અને કોઈવાર જ્યારે સત્ત્વગુણનું જોર વધે છે ત્યારે ઉત્તમ કોટીના પુરુષો આ પૃથ્વી ઉપર આવે છે. લગભગ ત્રણસો ચારસો વર્ષ પહેલાં જ્યારે સંચાઓની શોધ થઈ નહોતી ત્યારે નરસિંહ મહેતો, મીરાંબાઈ, જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ વગેરે સંત મહાત્માઓ આ દેશમાં હતા અને પશ્ચિમમાં પણ જેકબ બહમી, ટેરેસા, મોનીબક્ષ આવ્યા હતા. સંચાની શોધ પછી તમોગુણી માણસો વધવા લાગ્યા છે. જ્યારે એવી પ્રકૃતિવાળા બહુ જન્મે છે અને તેમને સાધુઓનો ઉપદેશ લાગતો નથી ત્યારે લડાઈની જરૂર પડે છે. લડાઈથી ઘણા વર્ષનું કામ થોડા વર્ષમાં થઈ શકે છે. તમોગુણી માણસોને જે જ્ઞાન મળતાં ઘણા વર્ષ લાગે તે જ્ઞાન તેમને લડાઈથી થોડા વર્ષમાં મળી શકે છે. તેથી માયાની રમતમાં લડાઈ એ એક જરૂરી સાધન છે. હાલના કાળમાં વેપારી રાજા થઈ ગયા છે અને રાજા વેપારી થઈ ગયા છે. તેમના સ્વાર્થ તેમને ખોટી દિશામાં ઘસડી જાય છે પણ તેની તેમને ખબર પડતી નથી તેથી લડાઈ તેમને જગાડે છે. છતાં જેમના હાથમાં સત્તા છે તે વખતસર નહિ સમજે તો વધારે અંધારામાં ઘસડાશે.

* Shri Aurobinds Mand-r 2nd Annual pages 41,

The collapse of a bad culture, selfish economic order and immoral social and political order is inevitable and a new world order will be born out of the old one. આ લડાઇ કેવલી ગોળીથી પૂરી થવાની નથી. લડાઈ અટકાવવા માટે નવી અને ઉચી કેળવણી દાખલ કરવી પડશે તે માટે, આપણા આર્યોના સંસ્કાર કે જે ઋષિ મુનીઓ ઘણા સારા ગ્રંથોમાં મુકી ગયેલ છે તે ઉપયોગી થશે પશ્ચિમના જે સંસ્કારથી કરોડો માણસો દુઃખી થાય છે તે લાખો વખત ટકશે નહિ. લડાઈ આળસુ અને અજ્ઞાની માણસોને તેમની ભૂલોમાંથી જગાડવા માટે ઉપયોગી છે. It unveils follies and shows up things as they are. સંસારના ભોગ વિલાસ અનિત્ય છે એવુ હવે ઘણા માણસોને જણાવા લાગશે. લડાઈથી થતા નાશમાંથી કાંઈક અધ્યાત્મ ચેતના જાગ્રત થવાનો સંભવ છે સદગત મણિલાલ નભુભાઈ કહે છે કેઃ—

સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે,
તડપ તે તૂટતાં અંદર, ખડી માશુક સાંઇ છે,
હજારો ઓલિયા મુર્શિદ, ગયા માશુકમાં ડુલી,
ન ડુલ્યા તે મૂવા, એવી કલામો સખ્ત ગાઇ છે,
સ્મૃતિ આવી તમારી ત્યાં, ન અશ્રધાર રે ઝાલી,
હૃદય રમતું ઉછાળા લૈ, જુવાની શું ફરી આવી.

એવી અધ્યાત્મ ચેતના કોઇ કહે છે કે શ્રી અરવિંદની યોગશક્તિથી આવશે, અથવા કોઇ કહે છે કે ભવિષ્યના વખતના લાભ લેનાર લોકોના પુણ્યથી ઉત્પન્ન થશે અથવા ઇશ્વરની કૃપાથી થશે. પ્રખ્યાત અમેરિકન લેખક 'વીલ્કી' પોતાના one worldના પુસ્તકમાં લખે છે કેઃ—*Peace* must be planned on a world basis. This war will make a revolution in men's thinking, in their way of living all over the world. This war is a war of

eration એ પુસ્તકની નકલો ૧૦ લાખ કરતાં વધારે ખપી ગયેલ છે ની ઘટનામાં કોઈ નવી શક્તિનો હાથ જરૂર રહેલ છે. માણસોની નિગ મા આશા છુપાઇ રહેલ હોય છે અને તે અનુકૂળ વખતે પ્રગટ થાય છે સારના સામાન્ય સુખ, પૈસો, સ્ત્રી, કીર્તિ વગેરેમા સમાઇ જાય છે પણ ક્ષણે માણસ પોતાના સ્વરૂપ તરફ વળીને સ્વરૂપનુ સુખ મેળવે છે તે ણુ તેના જીવનમા ઉત્તમમા ઉત્તમ છે

અરવિંદશિષ્ય —કાઇક ભૂલ કોઇ ઠેકાણે જરૂર ઉત્પન્ન થયેલ છે નહિતર તે ભૂલ ન હોય તો સૌને બ્રહ્મજ્ઞાન થઈ જાય

શકરશિષ્ય —તેને જ અધ્યાસ કહે છે અથવા મિથ્યાજ્ઞાન કહે છે અશોભન સ્ત્રી વગેરેમા શોભન બુદ્ધિ, અસત્ય પ્રપંચમા સત્યની બુદ્ધિ સત્ય આત્મામા અસત્યનો અધ્યાસ અનાત્મામા આત્માનો અધ્યાસ વગેરે વિપરીત ભાવનાથી સૃષ્ટિનુ યથાર્થ સ્વરૂપ પ્રતિબદ્ધ પામે છે એ ભૂલને શાસ્ત્રમાં ખોટુ પ્રમાણુ કહે છે

અરવિંદશિષ્ય —ઘણા પ્રમાતામાં રહેલું પ્રમાણુ શકાવાળુ અને વિવાદવાળું છે ત્યા પ્રમાનો અભાવ હોવાથી તે ભૂલ કાઢવા માટે બીજુ પ્રમાણુ જોઇએ કોર્ટમા એક વકીલનુ પ્રમાણ ખોટુ હોય તેને બીજો વકીલ પોતાના પ્રમાણથી તોડી નાખે છે એવી રીતે જો કોઇનુ પ્રમાણ ન રહે તો નિશ્ચયની વસ્તુ મળે નહિ

શકરશિષ્ય —શ્રી અરવિંદ એમ માને છે કે આ જગત ઉત્પન્ન થયા પછી માણસ આ પૃથ્વી ઉપર આવેલ છે એ એના મતમાં મોટામા મોટી ભૂલ છે જગત એ પ્રમેય છે તે તે વખતના પ્રમાણ અને પ્રમાતાની સાથે

પડેલો હોય છે તેથી સામાન્ય માણસ ભૂલનું સ્વરૂપ જાણી શકતા નથી તેથી ગુરૂ અને શાસ્ત્રની જરૂર પડે છે. તે દ્વારા જ્યારે સત્યની ખબર પડે છે ત્યારે એમ લાગે છે કે કોઈની ભૂલ થઈ નથી કારણ કે વસ્તુ એક છે. સત્તા એક છે અને તેમાં ભૂલ નથી તેથી દરેક પોતાના સ્વપ્નામાંથી જાગવાનું છે. મિથ્યાજ્ઞાન, સંશયજ્ઞાન અથવા જ્ઞાનનો અભાવ એ સાચાં પ્રમાણથી દૂર થાય છે. અનધિગત અર્થને જણાવે તેને સાચું પ્રમાણ કહે છે. શ્રી અરવિંદના યોગને ઘણા વર્ષ થયાં છતાં અબાધિત અર્થ બતાવતાં નથી. તેના યોગનું ફળ હમેશાં ભવિષ્યમાં રહે છે.

અરવિંદશિષ્ય :—તમે અબાધિત અર્થ કેને કહો છો ?

શંકરશિષ્ય :—બ્રહ્મ સ્વરૂપ એ અબાધિત અર્થ છે. તેનો બાધ કોઈ કાળે નથી. બાધાનું અસત્ છે, અસતનો ભાવ નથી એમ ગીતામાં કહેલ છે. સત્ય વસ્તુ અને મિથ્યા વસ્તુનો વાસ્તવ સંબંધ થતો નથી તેથી પ્રત્યગાત્મા કે જે બ્રહ્મ સ્વરૂપ છે તેનો પ્રમાતા સાથે સબંધ થતો નથી. ઉંઘમાં, સમાધિમાં, મોક્ષમાં, પ્રમાતા પ્રમાણ પ્રમેય નથી જાગ્રતમાં તો ત્રણે કલ્પિત છે. જન્મ્યાં પહેલાં કોઈ સાથે સંબંધ નહોતો, મર્યા પછી સંબંધ નથી તો વચમાં સાચો સંબંધ શી રીતે થાય ? અસંગ આત્મા પ્રમાતા થતો નથી અને પ્રમાતા વગર પ્રમાણની પ્રવૃતિ થતી નથી તેથી પ્રત્યક્ષ પ્રમાણ અને શાસ્રો અવિદ્યાના વિષય છે. લડાઈની વાત અને સમાધાનની વાત પણ એ દ્રષ્ટિએ થાય છે.

અરવિંદશિષ્ય :—જો અસંગ આત્મા પ્રમાતા થતો નથી તો કોણ પ્રમાતા થાય છે ? સુષુપ્તિમાં એ ત્રણે નથી તો જાગ્રત થતાં એ ક્યાંથી આવે છે ?

શંકરશિષ્ય :—જે વસ્તુ જેમાં કોઈ વખતે દેખાય અને કોઈ વખતે ન હોય તે ત્યાં અધ્યસ્ત છે. પ્રમાતા, પ્રમાણ, પ્રમેય આત્મામાં અધ્યસ્ત છે. નિંદ્રા, સમાધિ અને મોક્ષમાં તે મળતા નથી.

અરવિંદશિષ્ય :—ત્યારે ઉંઘ કેને આવે છે ?

શંકરશિષ્ય :—જે ખોટો પ્રમાતા જાગે છે તે જગતરૂપી ખોટા પ્રમેયની સાથે રહેલો હોય છે. જ્યારે જગત ઉંઘમાં અદશ્ય થાય છે ત્યારે તેને જોના-

વાળો પ્રમાતા પણ અદશ્ય થાય છે. જાગ્યા પછી જ્યારે જગત દેખાય છે તે જ વખતે પ્રમાતા અને પ્રમાણ પણ જાગે છે. બ્રહ્મજ્ઞાનીને ઉંઘમાંથી જાગતાં જગત દેખાતું નથી તેથી તેને માટે પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયનો વ્યવહાર નથી. ઉપર કહ્યું તેમ અનધિગત અબાધિત અર્થનો જે બોધ કરે તે સાચું પ્રમાણ છે. તે પ્રત્યક્ષ પ્રમાણ જડમાત્રનું બોધક હોવાથી પ્રમાણ નથી કિંતુ પ્રમાણાભાસ છે અજ્ઞાતને જણાવે તે પ્રમાણ કહેવાય. પ્રત્યક્ષ વિગેરે પ્રમાણના વિષય ઘટપટ વગેરે જો કે વ્યવહાર દશામાં અબાધિત છે તો પણ અજ્ઞાત નથી વેદાન્તના મહાવાક્ય અજ્ઞાત અબાધિત બ્રહ્મના બોધક હોવાથી સાચા પ્રમાણ છે. જે વસ્તુ ત્રણ કાળથી અબાધ્ય છે તે પ્રત્યક્ષ પ્રમાણનો વિષય થાય નહિ.

અરવિંદશિષ્ય :—જ્ઞાનની અપેક્ષા મુમુક્ષુને છે, મુક્તને નથી. આત્મા સદા સ્વયંપ્રકાશ છે, તેને પોતાના પ્રકાશ માટે બીજાની અપેક્ષાની જરૂર રહેતી નથી. આત્મા જ્ઞાન વગર પ્રકાશતો નથી એ તો અજ્ઞાનથી બોલાય. વસ્તુતા એ આત્મા પોતે પોતાને નથી જાણતો એવું નથી રજ્જુ જો આવૃત હોય તો અનિર્વચનીય સર્પ વગેરે સાથે સબંધ પામે. આત્મા સુષુપ્તિમાં અનાવૃત છે

શંકરશિષ્ય :—તો પછી સ્વપ્ન અને જાગ્રતમાં પણ તેવો જ છે એમ માની લ્યો તેમાં બીજું કારણ શોધવાની જરૂર નથી.

અરવિંદશિષ્ય :—છતાં કાંઇક ફેર જણાય છે. જાગ્રતમાં જ્ઞાનનું સાધન છે. સુષુપ્તિમાં "હૂં બોધ સ્વરૂપ આત્મા છું," એવા વિશેષ જ્ઞાનનો ઉદય નથી. તે માટે બીજું કારણ મળતું નથી તેથી તમારા મતવાળા મૂળ એક અજ્ઞાન માની લે છે.

શંકરશિષ્ય :—વિશેષ વિજ્ઞાન દ્વૈતના બંધનવાળું છે. સુષુપ્તિમાં દ્વૈતનો અભાવ છે. ત્યાં બધા વિશેષ અનુભવનો બાધ છે. છતાં ત્યાં નવી જાતનો કાંઇક અનુભવ છે. તે સ્થાન ધર્મવાળો છે એમ માંડુક્ય ઉપનિષદૂમાં સ્પષ્ટ કહેલ છે. જો ત્યાં સ્થાન ધર્મ જેવું કાંઇ ન હોય તો અને જીવના જીવભાવનું કાંઈ અનુસંધાન ન હોય તો શાંતિભાવ સુઈ જાય અને ઉઠે ત્યારે મુનીભાવ થઈને ઉઠે તેથી સુષુપ્તિ એ એક પ્રકારની બીજ અવસ્થા છે. તે વખતે પોતાનો

અનુભવ કોઈને જણાવી શકતો નથી કારણ કે ત્યાં બીજું નથી. જાગ્રત અવસ્થામાં જે કેટલાક પ્રશ્નો ઉકેલી શકાતા નથી તેના જવાબ ઉંઘ લીધા પછી સહેજ સ્ફૂરે છે. એવું નવી જાતનું જ્ઞાન સુષુપ્તિમાં હોવાથી તે અજ્ઞાનની દશા માની શકાતી નથી. જાગ્રતમાં ઉઠતાં જેને જગત દેખાય તેને તે વખતના અભ્યાસથી દેખાય છે.

અરવિંદશિષ્ય :—રજ્જુમાં સર્પ દેખાય ત્યારે સર્પ બીજી કોઈ જગ્યાએ સાચો હોય છે તેમ જો બ્રહ્મમાં જગત દેખાય તો જગત કોઈ જગ્યાએ સાચું હોવું જોઈએ.

શંકરશિષ્ય :—જે વસ્તુનો અભ્યાસ થાય તેનો પૂર્વ અનુભવ થયો હોય એ માની શકાય તેવું છે પણ તેથી તે પહેલા અનુભવની વસ્તુ સાચી જ હતી એમ માની શકાતું નથી. તેથી પહેલાં જોયેલું જગત પણ ભ્રાંતિથી જોયેલું હતું એમ માની શકાય છે. There is a great difference between experience and truth of experience. વળી સર્પ બીજી જગ્યાએ હોવો જોઈએ એ પ્રશ્ન ખોટો છે. જ્યાં રજ્જુ છે ત્યાં સર્પ છે કે નહિ ? અને નથી તો શા માટે દેખાય છે ? સ્વપ્નમાં દીઠેલ રજ્જુ સર્પમાં રજ્જુ અને સર્પ બન્ને મિથ્યા છે છતાં રજ્જુ સત્ય અને સર્પ મિથ્યા એ વિકલ્પનું આલંબન સ્વપ્ન વ્યવહાર માત્ર છે. ત્યાં વસ્તુતત્વનું આલંબન નથી. તેવી જ રીતે જાગ્રતમાં પણ સમજવું. મૂર્ખને ભ્રમ થાય છે. જ્ઞાનીને થતો નથી. આ બાબત ઉપર કેટલાક વર્ષ પહેલા મારે શ્રી અરવિંદ સાથે વાતચિત થઇ હતી.

અરવિંદશિષ્ય :—તેમણે શો જવાબ આપ્યો હતો ?

શંકરશિષ્ય :—તેમણે એમ કહ્યું હતું કે મનુષ્યનું મન એક વસ્તુ અને બીજી વસ્તુની ભેળસેળ કરે છે પણ જે વસ્તુ નથી તે વસ્તુને જે વસ્તુ છે તે બદલે માની લેતું નથી. દૃષ્ટાંતમાં આકાશ વાદળી રંગનું દેખાય છે. ત્યાં આકાશ અને વાદળી રંગ સત્ય છે, તે બંને વસ્તુની ભેળસેળ કરી ભાળયલનું ન રંગવાળું આકાશ કલ્પે છે. તેમ જગત પણ સાચી વસ્તુ છે.

અરવિંદશિષ્ય :—એ જવાબથી તમને શું લાગ્યું ?

શંકરશિષ્ય :—તે વખતે મને તેમની વાત સાચા જેવી લાગી પણ પાછ-

ળથી જ્યારે મેં સાપેક્ષવાદનો અભ્યાસ કર્યો અને એક સારા સ્વામી સાથે શાસ્ત્રાર્થ થયા અને અનુભવ થવા લાગ્યો ત્યારે એમ લાગ્યું કે આકાશ અને રંગ બન્ને કલ્પિત વસ્તુ છે. જે વસ્તુ કોઈ વખતે દેખાય અને કોઈ વખતે ન દેખાય તે કલ્પિત હોય છે. હાલના સાયન્સવાળા પણ કહે છે કે આકાશ ( space ) અને રંગ ( colour ) એ દષ્ટાની ભૂમિકા ઉપર સાપેક્ષ છે. કાળપણ સાપેક્ષ છે. દ્રષ્ટાનો સ્થાન ધર્મ ફરે એટલે આકાશ, રંગ, કાળ વગેરે ફરી જાય છે. ઉંઘમા જતા રહે છે, અને સ્વપ્નામાં નવા થાય છે. તેજ પ્રમાણે જાગ્રતનું જગત પણ સાચુ નથી. દરેક પોતાના કલ્પિત જગતમાં રહે છે. સ્વપ્નું દરેકનું ખાનગી છે તેમ જાગ્રત પણ દરેકનું ખાનગી છે. જાગ્રતનો પ્રમાતા જાગ્રત વખતે જ હોય છે, પ્રમાતા પ્રમાણ અને પ્રમેય કોઈ વખતે આત્મામાં દેખાય અને કોઈ વખતે ન દેખાય એવા છે તેથી એ ત્રણે કલ્પિત છે અથવા અધ્યસ્ત છે. વળી અધ્યાસ પણ બે પ્રકારના થઈ શકે છે ૧ પ્રસિદ્ધ અધ્યાસ અને ૨ અપ્રસિદ્ધ અધ્યાસ. રજ્જુમાં સર્પનો ભાસ એ પ્રસિદ્ધ અધ્યાસ છે. બ્રહ્મમાં જગતનો અધ્યાસ એ અપ્રસિદ્ધ અધ્યાસ છે. બ્રહ્મથી ભિન્ન કોઈ જુદુ સ્થાન નથી કે જ્યાં જગત રહે. સ્વપ્નમાં જાગ્રતનો અપ્રસિદ્ધ અધ્યાસ છે. જો કોઈ જીજ્ઞાસુ આત્માનું સ્વરૂપ અધ્યાસનું સ્વરૂપ અને અધ્યસ્તનું સ્વરૂપ બરાબર સમજી લે તો અમારો સિદ્ધાંત તરત સમજાય શકે તેવો છે. આત્માને ન સમજવાથી આત્મા જ અનાત્મા વિગેરે શબ્દથી વ્યવહાર ગોચર થાય છે.

અરવિંદશિષ્ય :—તેનું કારણુ શું ?

શંકરશિષ્ય :—એ મિથ્યા જ્ઞાનરૂપ અંતઃકરણની વૃત્તિનું પરિણામ છે. વૃત્તિ રેડીઓનાં વેવલેન્ગ્થ જેવું કામ કરે છે. જેમ રેડીઓમાં વેવલેન્ગ્થ મૂકી હોય ત્યારે સામાન્ય પ્રકાશ દેખાય છે અને ગાયન પણ સંભળાય છે પણ ગાયન સાંભળવાના રસમા સામાન્ય પ્રકાશ કે જે અધિષ્ઠાન રૂપે છે તે તરફ ઘણાનું લક્ષ રહેતું નથી જે તે વખતે રેડીઓમાંથી નીકળે છે તે સામાન્ય પ્રકાશ તો વિવર્ત છે. અથવા પાવર હાઉસની પાવર તો વિવર્ત છે. આત્મામાંથી જે નીકળે છે તે પણ તેવીજ રીતે આત્માનો જ વિવર્ત છે. તેથી અહં પદ મિથ્યા છે, બ્રહ્મ એ હું છું એ જ વાત સાચી છે.

અરવિંદશિષ્ય :—એકવાર હું ( પોંડીચેરી ) શ્રી અરવિંદના આશ્રમમાં ગયો ત્યારે મેં કહ્યું કે " અહં ઇદં ખોટું અને હું બ્રહ્મ એ સાચું " ત્યારે ત્યાં બધા શિષ્યો હસવા લાગ્યા.

શંકરશિષ્ય :—ઈશ્વરના નિશ્ચયથી તમે ઈશ્વર છો કારણ કે તેનાથી અન્ય કાંઈ નથી. મહાત્માઓનો પણ એવો અનુભવ છે. રાજાઓએ આપેલી નાની નાની પદવીઓ લોકો ખુશીથી સ્વીકારે છે તો ઈશ્વરની આપેલી પદવી તેઓ ખુશીથી શા માટે સ્વીકારતા નથી. વળી સ્વપ્નમાંથી જાગ્યા પછી પ્રત્યક્ષ અનુભવથી પણ ખાત્રી થાય છે કે સ્વપ્નામાં જે ભૂલથી " અહંઇદં " લાગતું હતુ તે જાગ્યા પછી માત્ર અહરૂપે રહે છે તો જાગ્રતનું અહંઇદં જ્ઞાન થયા પછી બ્રહ્મરૂપે કેમ ન રહે ? મૃગજળ જેમ ધીરે ધીરે સુકાતુ નથી પણ તેને જેવુ છે તેવું જાણવાથી સુકાઈ જાય તેમ માયાને જેવી છે તેવી જાણવાથી જતી રહે છે.

અરવિંદશિષ્ય :—શ્રુતિમાં તો ઘણા ભેદ જોવામાં આવે છે.

શંકરશિષ્ય :—અકલ્પિત બ્રહ્માત્માના બોધ માટે કલ્પિત પ્રકાર-ભેદ સ્વીકારવા પડે છે. તે ભેદ દોષવાળા નથી વિરુદ્ધ પ્રકારના ભેદનું પ્રદર્શન કરવામાં શ્રુતિનું તાત્પર્ય નથી પરંતુ જે રીતે સમજાવી શકાય તે રીતે સમજાવીને અદ્વિતીય બ્રહ્મબોધમાં તેનું તાત્પર્ય છે. જ્યારે અભ્યાસ વધે છે ત્યારે વ્યવહારિક સત્તા પણ પ્રાતિભાસિક લાગશે. પ્રાતિભાસિક સત્તા જ્ઞાન હોય ત્યારે જ અર્થ-ક્રિયાકારી થાય છે. અજ્ઞાત પ્રાતિભાસિક પદાર્થમાં કાંઈ સત્તા નથી. ઘુવડને પોતાને દેખાતા અંધારાની નિવૃત્તિ માટે અજવાળાની વૃત્તિ કરવાની જરૂર છે તો પણ અજવાળું પોતાથી સિદ્ધ છે અને માણસોને વૃત્તિ વગર અજવાળું દેખાય છે. તેવીજ રીતે બ્રહ્મ પોતાથી સિદ્ધ છે અને ત્યાં વૃત્તિની જરૂર નથી. જેને બીજી વૃત્તિથી બીજું દેખાય તે કલ્પિત આવરણ ઊભુ કરે છે તેની નિવૃત્તિ માટે બ્રહ્માકાર વૃત્તિની જરૂર રહે છે શાસ્ત્ર અવિદ્યા કલ્પિત ભેદની નિવૃત્તિ કરે છે.

અરવિંદશિષ્ય :—શ્રી અરવિંદ કહે છે કે * If it be true that

---

* The Life divine Vol. I pages 5-6.

spirit is involved in matter and apparent nature is secret God, then the manifestation of the divine in himself and the realisation of God within and without are the highest and most legitimate aims possible to man upon earth. એટલે અહંઇદં બધું બ્રહ્મરૂપ છે એવો અનુભવ લેવો એ જ માણસના જીવનનું સાર્થક છે.

શંકરશિષ્ય :—એ વાત સાચી છે પણ જો આત્મા માયામાં અથવા મેટરમાં જકડાઈ ગયો હશે તો તે કામ તરત થઈ શકશે નહિ. તે આત્માનું માયાથી અસંગપણું લઈને માયાને ઉડાવી દેતા નથી પણ આત્માને માયાનો માલેક બનાવે છે એટલે કે controller of nature બનાવે છે. તેમ કરવામાં માયાને સાચી માનવી પડે છે. તેમાં ભેદ–બુદ્ધિથી શરૂઆત કરવી પડે છે. અમે શરૂઆતથી જ ભેદને કલ્પિત માનીએ છીએ. જેની દૃષ્ટિમાં અવિદ્યા અને સંસાર છે તેની દૃષ્ટિમાં ઈશ્વર જગતનું કારણ છે અને જગત કાર્ય છે અને ઈશ્વર તેના નિયંતા છે. પરંતુ જેની દૃષ્ટિમાં કેવળ બ્રહ્મ સન્માત્ર છે તેને અવિદ્યા અને સંસારની ઉત્પત્તિ જણાતી નથી તો કાર્ય–કારણભાવ ક્યાં રહે છે ?

અરવિંદશિષ્ય :—તમે જગતનો નિષેધ કરો છો તો જગત હોય તો જ નિષેધ થાય.

શંકરશિષ્ય :—રજ્જુ સર્પમાં સર્પનો નિષેધ કરવામાં ત્યાં સર્પ સાચો થઈ જતો નથી. અપ્રાપ્તનો નિષેધ માણસના સમજવામાં તરત ન આવી શકે તેથી કલ્પિત પ્રાપ્તવત્ માનવું પડે છે. જેમ કોઈ પુરુષ બીજા પુરુષને આકાશ તત્ત્વનો બોધ કરે ત્યારે પહેલાં આકાશ નીલરંગનું છે એવી રીતે નીલરંગ વિગેરે વિશિષ્ટ આકાશનો બોધ કરે છે પછી નીલત્વનો નિષેધ કરી નિરૂપ વ્યાપક આકાશનો બોધ કરે છે, તેવી જ રીતે વેદાન્ત વાક્ય પણ " આ જગતનું કારણ બ્રહ્મ છે " એમ કહી ઉત્પત્તિ વિગેરેથી ( કલ્પિત સર્ગથી ) વિશિષ્ટ બ્રહ્મનો બોધ કરે છે, પછી नेह नानास्ति किञ्चन વગેરે નિષેધ વાક્યથી કલ્પિત સર્પનો બાધ કરી લેનો નિષેધદ્વારા નિર્વિશેષ બ્રહ્માત્માનો અભેદ બોધ કરે છે. સૃષ્ટિ વાક્યોમાં કલ્પિત દ્વૈતની પ્રાપ્તિ

સ્વીકારીને તેનો નિષેધ કરવાની રીત છે. એ રીતે નિષેધ વાકયોની સૃષ્ટિ વાક્ય સાથે એક વાકયતા છે. તેનું ફળ પણ નિષ્પ્રપંચ બોધ છે. પૂર્વ બોધ એ ઉત્તર બોધનું શેષ છે. સ્વતંત્ર ફળનો હેતુ નથી.

અરવિંદશિષ્ય :–જગત મિથ્યા છે એ સમજવું જેટલું સહેલું લાગે છે તેટલું ' હું મિથ્યા છું ' એ સમજવું સહેલું નથી.

શંકરશિષ્ય :–હુંના બે અર્થ થાય છે. સાચો હું બ્રહ્મરૂપ છે. તે હું તો લક્ષ્યાર્થ છે. બીજો હું કે જે દેહનું અભિમાન લઇને બેઠો છે તેને પ્રમાતા, જીવ, ચિદાભાસ, અંતઃકરણ ઉપહિત ચેતન, કહે છે. તે હુંનો વાચ્યાર્થ છે અને તે મિથ્યા છે કારણ કે કોઇ વખતે હોય અને કોઇ વખતે ન હોય. જ્ઞાનરૂપ ચેતનથી ભિન્ન સૃષ્ટિ નથી. જેમ શક્તિ–રજત વગેરે સાક્ષીભાસ્ય હોવાથી પ્રાતિભાસિક છે તેમ ધર્મસહિત અહંકાર પણ કેવળ સાક્ષીભાસ્ય છે. મિથ્યા પ્રપંચની સ્વસમાન સત્તાવાળા વ્યવહારની સિદ્ધિ સ્વપ્નની માફક સંભવે છે છતાં તેથી સાચું કર્મ બંધન થતું નથી. એક જગ્યાએ એક માણસને એવું, સ્વપ્નું આવ્યું હતું કે તેને એક સ્ત્રી દેખાણી, તેમાંથી થોડી વારમાં તે ગાય થઇ ગઇ, પછી તે થોડી વારમાં ધૂળ થઈ ગઇ. એ સ્થાન ધર્મનું પરિણામ હતું. તેમ જાગ્રતમાં આપણી વાતો સાથે ગાય ને સંબંધ નથી, ઘોડાને આપણું જગત જુદું લાગે છે, માટે અધ્યસ્તની નિવૃત્તિ કરવી જોઇએ. અધ્યસ્તની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ થાય છે.

卐

spirit is involved in matter and apparent nature is secret God, then the manifestation of the divine in himself and the realisation of God within and without are the highest and most legitimate aims possible to man upon earth એટને અદ્દઈદં બધું બ્રહ્મરૂપ છે એવો અનુભવ લેવો એ જ માણસના જીવનનું સાર્થક છે

શંકરશિષ્ય :—એ વાત સાચી છે પણ જો આત્મા માયામાં અથવા મેટરમાં જકડાઈ ગયો હશે તો તે કામ તરત થઈ શકશે નહિ. તે અત્માનું માયાથી અસંગપણું લઈને માયાને ઉડાવી દેતા નથી પણ આત્માને માયાનો માલેક બનાવે છે એટલે કે controller of nature બનાવે છે. તેમ કરવામાં માયાને સાચી માનવી પડે છે તેમાં ભેદ-બુદ્ધિથી શરૂઆત કરવી પડે છે અમે શરૂઆતથી જ ભેદને કલ્પિત માનીએ છીએ જેની દષ્ટિમાં અવિદ્યા અને સંસાર છે તેની દૃષ્ટિમાં ઇશ્વર જગતનું કારણ છે અને જગત કાર્ય છે અને ઇશ્વર તેના નિયંતા છે. પરંતુ જેની દષ્ટિમાં કેવળ બ્રહ્મ સન્માત્ર છે તેને અવિદ્યા અને સંસારની ઉત્પત્તિ જણાતી નથી તો કાર્ય-કારણભાવ ક્યાં રહે છે?

અરવિંદશિષ્ય :—તમે જગતનો નિષેધ કરો છો તો જગત હોય તો જ નિષેધ થાય

શંકરશિષ્ય :—રજ્જુ સર્પમાં સર્પનો નિષેધ કરવામાં ત્યાં સર્પ સાચો થઈ જતો નથી. અપ્રાપ્તનો નિષેધ માણસના સમજવામાં તરત ન આવી શકે તેથી કલ્પિત પ્રાપ્તવત્ માનવું પડે છે જેમ કોઇ પુરુષ બીજા પુરુષને આકાશ તત્ત્વનો બોધ કરે ત્યારે પહેલાં આકાશ નીલરંગનું છે એવી રીતે નીલરંગ વિગેરે વિશિષ્ટ આકાશનો બોધ કરે છે પછી નીલત્વનો નિષેધ કરી નિરૂપ વ્યાપક આકાશનો બોધ કરે છે, તેવી જ રીતે વેદાન્ત વાક્ય પણ "આ જગતનું કારણ બ્રહ્મ છે" એમ કહી ઉત્પત્તિ વિગેરેથી (કલ્પિત સર્ગથી) વિશિષ્ટ બ્રહ્મનો બોધ કરે છે, પછી नेह नानास्ति किंचन વગેરે નિષેધ વાક્યથી કલ્પિત સર્પનો બાધ કરી તેનો નિષેધદ્વારા નિર્વિશેષ બ્રહ્માત્માનો અભેદ બોધ કરે છે. સૃષ્ટિ વાક્યોમાં કલ્પિત દ્વૈતની પ્રાપ્તિ

સ્વીકારીને તેનો નિષેધ કરવાની રીત છે. એ રીતે નિષેધ વાક્યોની સૃષ્ટિ વાક્ય સાથે એક વાક્યતા છે. તેનું ફળ પણ નિષ્પ્રપંચ બોધ છે. પૂર્વ બોધ એ ઉત્તર બોધનું શેષ છે. સ્વતંત્ર ફળનો હેતુ નથી.

અરવિંદશિષ્ય :–જગત મિથ્યા છે એ સમજવું જેટલું સહેલું લાગે છે તેટલું ' હું મિથ્યા છું ' એ સમજવું સહેલું નથી.

શંકરશિષ્ય :–હુંના બે અર્થ થાય છે. સાચો હું બ્રહ્મરૂપ છે. તે હું તો લક્ષ્યાર્થ છે. ખોટો હું કે જે દેહનું અભિમાન લઇને બેઠો છે તેને પ્રમાતા, જીવ, ચિદાભાસ, અંતઃકરણ ઉપહિત ચેતન, કહે છે. તે હુંનો વાચ્યાર્થ છે. અને તે મિથ્યા છે કારણ કે કોઇ વખતે હોય અને કોઇ વખતે ન હોય. જ્ઞાનરૂપ ચેતનથી ભિન્ન સૃષ્ટિ નથી. જેમ શક્તિ–રજત વગેરે સાક્ષીભાસ્ય હોવાથી પ્રાતિભાસિક છે તેમ ધર્મસહિત અહંકાર પણ કેવળ સાક્ષીભાસ્ય છે. મિથ્યા પ્રપંચની સ્વસમાન સત્તાવાળા વ્યવહારની સિદ્ધિ સ્વપ્નની માફક મળવે છે છતાં તેથી સાચું કર્મ બંધન થતું નથી. એક જગ્યાએ એક માણસને એવું સ્વપ્નું આવ્યું હતું કે તેને એક સ્ત્રી દેખાણી, તેમાંથી થોડી વારમાં તે ગાય થઇ ગઇ, પછી તે થોડી વારમાં ઘૂળ થઈ ગઇ. એ સ્થાન ધર્મનું પરિણામ હતું. તેમ જાગ્રતમાં આપણી વાતો સાથે ગાય ને સંબંધ નથી, ઘોડાને આપણું જગત જુદું લાગે છે. માટે અધ્યસ્તની નિવૃત્તિ કરવી જોઇએ. અધ્યસ્તની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ થાય છે.

卐

# યોગીશ્વર સનત્કુમાર અને દેવર્ષિ નારદ

લેખક:—શ્રી. નાનાલાલ દેવશંકર વૈદ્ય

ॐ

એક દિવસ દેવર્ષિ નારદ યોગીશ્વર બ્રહ્મનિષ્ઠ સનત્કુમાર પાસે આવ્યા અને વિનીત શિષ્યભાવે તેમને દંડવત્ પ્રણામ કરીને એમની પાસે પ્રાર્થના કરી કે—"ભગવન્ મને બ્રહ્મવિદ્યા-આત્મજ્ઞાનનો ઉપદેશ આપવા કૃપા કરો"—સનત્કુમારે તેમને કહ્યું કે—" નારદ, આપ શું શું જાણો છો એ-પ્રથમ મને બતાવો, આપ કઈ કઈ વિદ્યામાં પ્રવીણ છો તે મને કહો એટલે તમારા જ્ઞાનથી આગળ જે સર્વોપરિ વિદ્યા છે તેનો ઉપદેશ આપીશ"

નારદે જવાબ આપ્યો—ભગવન્ ઋગ્વેદાદિ ચારે વેદ, ઇતિહાસ, પુરાણ, વ્યાકરણ, ગણિત, તર્કશાસ્ત્ર, કાલશાસ્ત્ર, નીતિશાસ્ત્ર નિરુક્ત, શિક્ષા, કલ્પ, છન્દઆદિ ધનુર્વિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્ર શિલ્પાદિ વિદ્યા, જ્યોતિષશાસ્ત્ર, સર્પદેવજનવિદ્યા, નૃત્ય ગીત વાદ્ય શિલ્પાદિ વિદ્યા ઇત્યાદિ વિવિધ વિદ્યાઓ હું સારી પેઠે જાણું છું.'

પરન્તુ ભગવન્ હું કેવલ એ વેદાદિ શાસ્ત્રોના શબ્દાર્થને જ જાણું છું આત્માનો વાસ્તવિક સાક્ષાત્કાર મને થયો નથી અને તે કારણે હું શોકથી સંતપ્ત રહું છું. આપ જેવા બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ પાસેથી મેં સાંભળ્યું છે કે "તરતિ શોકમાત્મવિત્" આત્મવેત્તા શોકરહિત થાય છે એ નિર્ભય બની પરમાનન્દ મગ્ન થાય છે હું માનસતાપથી વ્યાકુળ રહું છું. મને અકૃતાર્થ બુદ્ધિ રહ્યા કરે છે. કૃપા કરીને હે ભગવન્ આત્મજ્ઞાન નૌકા વડે મને શોક-તારીને પાર ઉતારો આપ જેવા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ આચાર્યના

–ઉપદેશ વિના બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થતી નથી. જેવી રીતે કૃષ્ણ ભગવાને પોતાના 'પ્રિય સખા ભક્ત અર્જુનને કપિલ ભગવાને પોતાની પૂજ્ય માતા દેવહૂતિને અને યાજ્ઞવલ્ક્ય મહર્ષિએ પોતાની પ્રિયપત્ની મૈત્રેયીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો તેવી રીતે મને પણ આપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી કૃતાર્થ કરો.''

નારદજીની આવી હાર્દિક નિષ્કપટ તીવ્ર બ્રહ્મ જિજ્ઞાસા જોઈને સનત્કુમાર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે મહર્ષિ નારદમાં વંશ વિદ્યા અને આત્મ સામર્થ્યનું અભિમાન નથી, તેના હૃદયમાંથી રાગદ્વેષ જેવા વિકારો ધોવાઈ ગયા છે અને આત્મજ્ઞાન માટે તેનામાં તીવ્ર ઉત્કંઠા જાગી છે શ્રદ્ધાભક્તિપૂર્વક શરણે આવેલા સત્ શિષ્યનો આત્મજ્ઞાન વડે ઉદ્ધાર કરવો એ આચાર્યનું કર્તવ્ય છે." આમ વિચાર કરી તેઓએ ઉપદેશ આપવો શરૂ કર્યો—મહર્ષિ, આપે જે કંઈ અધ્યયન કર્યું છે, જે કાંઈ તમે જાણો છો તે નામ સિવાય બીજું કાંઈ નથી. નામ એ વસ્તુની ઓળખાણ કરાવી દેનાર ચિહ્ન માત્ર છે. નામ માત્રનાં જ્ઞાનથી કંઈ વસ્તુ સિદ્ધ થતી નથી. નામ માત્ર જાણવાથી કંઈ ફળ નથી પણ જેનાં એ નામ છે એ નામ રૂપતાની જેના વડે સત્તા છે તે મૂળ વસ્તુનાં જ્ઞાનની ઉપયોગિતા છે. તો આ નામ રૂપાત્મક વિકાર જેની સત્તાથી સત્તાવાળા દેખાય છે તે પરમાત્માનું જ્ઞાન પામવા માટે આપ પ્રથમ નામ બ્રહ્મની ઉપાસના કરો નામમાં બ્રહ્મદૃષ્ટિ રાખવાનો અભ્યાસ કરો. શાલિગ્રામમાં વિષ્ણુબુદ્ધિ રાખવામાં આવે, છે તેમ—નામમાં બ્રહ્મબુદ્ધિ રાખો.

નારદજીએ પૂછ્યું–ભગવન્ નામથી અધિક કોઈ પદાર્થ છે ?

સનત્કુમાર–હા, આ નામથી તેના હેતુરૂપ વાણી શ્રેષ્ઠ છે તેમાં બ્રહ્મદૃષ્ટિનો અભ્યાસ કરો.

આ પછી વાણીથી મન, મનથી સંકલ્પ, સંકલ્પથી ચિત્ત, ચિત્તથી ધ્યાન, ધ્યાનથી વિજ્ઞાન, વિજ્ઞાનથી બ્રહ્મ શ્રેષ્ઠ છે એમ ક્રમે ક્રમે અન્ન, જલ, તેજ, આકાશ, સ્મૃતિ, આશા એક બીજાથી ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે અને તેમાં બ્રહ્મદૃષ્ટિ રાખવાનો ઉપદેશ આપી છેવટ સર્વથી અધિક પ્રાણ છે એમ સમજાવ્યું અને પ્રાણની સર્વથી મહત્તા વર્ણવી આથી નારદજીને આ પ્રાણને જ

# યોગીશ્વર સનત્કુમાર અને દેવર્ષિ નારદ

લેખક:—શ્રી નાનાલાલ દેવશંકર વૈદ્ય

ૐ

એક દિવસ દેવર્ષિ નારદ યોગીશ્વર બ્રહ્મનિષ્ઠ સનત્કુમાર પાસે આવ્યાં અને વિનીત શિષ્યભાવે તેમને દંડવત્ પ્રણામ કરીને એમની પાસે પ્રાર્થના કરી કે—"ભગવન્ મને બ્રહ્મવિદ્યા-આત્મજ્ઞાનનો ઉપદેશ આપવા કૃપા કરો"—સનત્કુમારે તેમને કહ્યું કે—"નારદ, આપ શું શું જાણો છો એ પ્રથમ મને બતાવો, આપ કઈ કઈ વિદ્યામાં પ્રવીણ છો તે મને કહો એટલે તમામ જ્ઞાનથી આગળ જે સર્વોપરિ વિદ્યા છે તેનો ઉપદેશ આપીશ"

નારદે જવાબ આપ્યો—ભગવન્ ઋગ્વેદાદિ ચારે વેદ, ઈતિહાસ, પુરાણ, વ્યાકરણ, ગણિત, તર્કશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, નીતિશાસ્ત્ર નિરૂક્ત, શિક્ષા, કલ્પ, છન્દઆદિ ધનુર્વિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્ર શિલ્પાદિ વિદ્યા, જ્યોતિષશાસ્ત્ર, સર્પદેવજનવિદ્યા, નૃત્ય ગીત વાદ્ય શિલ્પાદિ વિદ્યા ઇત્યાદિ વિવિધ વિદ્યાઓ હું સારી પેઠે જાણું છું.

પરન્તુ ભગવન્ હું કેવલ એ વેદાદિ શાસ્ત્રોના શબ્દાર્થને જ જાણું છું આત્માનો વાસ્તવિક સાક્ષાત્કાર મને થયો નથી અને તે કારણે હું શોકથી સંતપ્ત રહું છું. આપ જેવા બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ પાસેથી મેં સાંભળ્યું છે કે "તરતિ શોકમાત્મવિત્" આત્મવેત્તા શોકરહિત થાય છે એ નિર્ભય બની પરમાનન્દ મગ્ન થાય છે હું માનસતાપથી વ્યાકુળ રહું છું. મને અકૃતાર્થ બુદ્ધિ રહ્યા કરે છે. કૃપા કરીને હે ભગવન્ આત્મજ્ઞાન નૌકા વડે મને શોક-સમુદ્રથી તારીને પાર ઉતારો આપ જેવા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ આચાર્યના

ઉપદેશ વિના બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થતી નથી. જેવી રીતે કૃષ્ણ ભગવાને પોતાના પ્રિય સખા ભક્ત અર્જુનને કપિલ ભગવાને પોતાની પૂજ્ય માતા દેવહૂતિને અને યાજ્ઞવલ્ક્ય મહર્ષિએ પોતાની પ્રિયપત્ની મૈત્રેયીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો તેવી રીતે મને પણ આપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી કૃતાર્થ કરો. ''

નારદજીની આવી હાર્દિક નિષ્કપટ તીવ્ર બ્રહ્મ જિજ્ઞાસા જોઈને સનત્કુમાર પોતાના મનમા વિચાર કરવા લાગ્યા કે મહર્ષિ નારદમા વશ વિદ્યા અને આત્મ સામર્થ્યનું અભિમાન નથી, તેના હૃદયમાંથી રાગદ્વેષ જેવા વિકારો ધોવાઈ ગયા છે અને આત્મજ્ઞાન માટે તેનામા તીવ્ર ઉત્કંઠા જાગી છે શ્રદ્ધાભક્તિપૂર્વક શરણે આવેલા સત્ શિષ્યનો આત્મજ્ઞાન વડે ઉદ્ધાર કરવો એ આચાર્યનું કર્તવ્ય છે '' આમ વિચાર કરી તેઓએ ઉપદેશ આપવો શરૂ કર્યો—મહર્ષિ, આપે જે કંઈ અધ્યયન કર્યું છે, જે કાંઈ તમે જાણો છો તે નામ સિવાય બીજુ કાંઈ નથી નામ એ વસ્તુની ઓળખાણ કરાવી દેનાર ચિહ્ન માત્ર છે. નામ માત્રના જ્ઞાનથી કંઈ વસ્તુ સિદ્ધ થતી નથી. નામ માત્ર જાણવાથી કંઈ ફળ નથી પણ જેનાં એ નામ છે એ નામ રૂપતાની જેના વડે સત્તા છે તે મૂળ વસ્તુના જ્ઞાનની ઉપયોગિતા છે. તો આ નામ રૂપાત્મક વિકાર જેની સત્તાથી સત્તાવાળા દેખાય છે તે પરમાત્માનુ જ્ઞાન પામવા માટે આપ પ્રથમ નામ બ્રહ્મની ઉપાસના કરો નામમા બ્રહ્મદૃષ્ટિ રાખવાનો અભ્યાસ કરો શાલિગ્રામમા વિષ્ણુબુદ્ધિ રાખવામા આવે, છે તેમ—નામમા બ્રહ્મબુદ્ધિ રાખો

નારદજીએ પૂછ્યુ—ભગવન્ નામથી અધિક કોઈ પદાર્થ છે ?

સનત્કુમાર—હા, આ નામથી તેના હેતુરૂપ વાણી શ્રેષ્ઠ છે તેમા બ્રહ્મદૃષ્ટિનો અભ્યાસ કરો

આ પછી વાણીથી મન, મનથી સંકલ્પ, સંકલ્પથી ચિત્ત, ચિત્તથી ધ્યાન, ધ્યાનથી વિજ્ઞાન, વિજ્ઞાનથી બ્રહ્મ શ્રેષ્ઠ છે એમ ક્રમે ક્રમે અન્ન, જલ તેજ, આકાશ, સ્મૃતિ, આશા એક બીજાથી ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે અને તેમાં બ્રહ્મદૃષ્ટિ રાખવાનો ઉપદેશ આપી છેવટ સર્વથી અધિક પ્રાણ છે એમ સમજાવ્યું અને પ્રાણની સર્વથી મહત્તા વર્ણવી આથી નારદજીને આ પ્રાણને જ

પરમતત્ત્વ માની લીધુ અને પછી પહેલાના જેવા પ્રશ્ન પૂછ્યા નહિ એટલે સનત્કુમાર પોતે જ બોલ્યા, મહર્ષિ પ્રાણનું આ માહાત્મ્ય સાંભળી એમ માની લેશો નહિ કે પ્રાણથી અધિક કાંઈ નથી. પ્રાણથી અધિક છે પ્રાણ તો એક વિકારી અને પરિણામશીલ છે સર્વ વિકારથી અતીત અપરિણામી એક નિત્ય સત્યતત્ત્વ છે. તેને જે જાણે છે તે ખરો અતિવાદી છે. પ્રાણ સર્વાત્મક છે, સુષુપ્તિ અવસ્થામાં જ્યારે મન, બુદ્ધિ આદિ તમામ ઇન્દ્રિયોના વ્યાપાર શાન્ત હોય છે ત્યારે પ્રાણ જાગતો હોય છે. પ્રાણ ત્રણે અવસ્થામાં એક સરખો જાગતો રહે છે. તેને શોક મોહ હોતાં નથી, પિતા માતા-ભાઈ-બેન-ગુરૂ-બ્રાહ્મણ તરફ ક્રોધ વધારે પડતું બોલે તો લોકો તેની નિન્દા કરે છે પણ તે જ માતા પિતા વગેરે પ્રાણરહિત થાય છે ત્યારે તેમનાં મડદાંને માણસ વાંસડાથી ખોરીને બાળી નાખે તો પણ કોઈ તેની નિન્દા કરતું નથી એટલે માતા પિતા વિગેરે શબ્દોથી પ્રાણ જ સમજાય છે. આમ સર્વાત્મક હોઈ પ્રાણને આપ સર્વથી અધિક પરમાત્મા માની ઉપરામ પામી ગયા પણ ખરી વસ્તુસ્થિતિ એ નથી, હું તમને ખરા અતિવાદિ-સત્યતત્ત્વના જ્ઞાતા બનાવવા માગુ છું. આપ અતિવાદી બનો.

શ્રદ્ધાળુ, યોગ્ય શિષ્યનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી યોગીશ્વર સનત્કુમાર નારદમુનિએ પ્રશ્ન ન કર્યા છતાં પોતે જ ઉપર પ્રમાણે અધિક તત્ત્વ સમજાવવા માંડયું ત્યારે મહર્ષિ નારદ બોલ્યા કે "ભગવન્ હું અતિવાદી બનવા માગુ છુ આપ મને અતિવાદી બનાવવા કૃપા કરો."

સનત્કુમાર-પરમાર્થ વસ્તુનાં વિજ્ઞાનથી મનુષ્ય અતિવાદી બને છે.

નારદ-એ સત્ય પરમાર્થ વસ્તુનું વિજ્ઞાન શાથી થાય ?

સનત્કુમાર-મનનથી વિજ્ઞાન પ્રાપ્ત થાય છે. બ્રહ્મનિષ્ઠ આચાર્ય પાસેથી શ્રવણ કરેલ શાસ્ત્રીય તત્ત્વનું તર્ક અને યુક્તિઓ વડે એકાગ્રતાપૂર્વક વિચાર કરવો તેનું નામ મનન છે.

નારદ-ભગવન્ મનન કેમ સિદ્ધ થાય ?

સનત્કુમાર-શ્રદ્ધાથી મનનની સિદ્ધિ થાય છે.

નારદ-શ્રદ્ધાપ્રાપ્તિનું સાધન શું છે ?

સનત્કુમાર-શ્રદ્ધાનું સાધન નિષ્ઠા છે. બ્રહ્મચર્ય પાલન ગુરૂ સેવા, શાસ્ત્ર

આચાર્યના ઉપદેશનું નિત્ય આદરપૂર્વક શ્રવણ આદિ સાધનોથી શ્રદ્ધા પ્રાપ્ત થાય છે.

નારદ–નિષ્ઠા કેવી રીતે પ્રાપ્ત થાય ?

સનત્કુમાર–કૃતિથી નિષ્ઠાની પ્રાપ્તિ થાય. ઇન્દ્રિય સંયમ અને ચિત્તની એકાગ્રતાનું નામ કૃતિ છે. અર્થાત્ ઇન્દ્રિય સંયમપૂર્વક ચિત્તને એકાગ્ર કર્યા વગર કાંઇ બની શકતું નથી. નિષ્ઠા બંધાતી નથી.

નારદ–આ કૃતિ-ઇન્દ્રિય સંયમ ચિત્તની એકાગ્રતા સમદમનું સાધન શું છે ?

સનત્કુમાર–કૃતિનું સાધન અખંડ સુખ પ્રાપ્તિની તીવ્ર ઇચ્છા છે મનુષ્ય જે કાંઇ કરે છે તે સુખની ઇચ્છાથી કરે છે પ્રવૃત્તિ માત્રનું પ્રયોજન સુખની કામના છે એટલે સુખની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થાય તે માટે સુખનું વાસ્તવિક સ્વરૂપ શું છે એ સમજવું જોઇએ.

નારદ–હે ભગવન્ સુખનું સ્વરૂપ સમજાવવા કૃપા કરો.

સનત્કુમાર–હે નારદ, જે ભૂમા–વ્યાપક ચેતનતત્ત્વ છે તે જ સુખરૂપ છે. નિરતિશય, નિત્ય, દુઃખસંપર્ક શૂન્ય સુખરૂપતા પરિપૂર્ણ તત્ત્વમાં જ છે. અલ્પમાં સુખ નથી પરિમિત પદાર્થ નિરતિશય નિત્ય સુખ આપી શકતા નથી, જે પરિમિત છે તે મેળવવા તૃષ્ણા રાખી પ્રવૃત્તિ થાય તો ઉત્તરોત્તર તૃષ્ણા વધતી જાય છે અને એવા પરિમિત પદાર્થની પ્રાપ્તિથી સંતોષ થતો જ નથી. એ ભૂમા–અપરિમિત વ્યાપક ચેતનતત્ત્વ સર્વ ક્લેશ રહિત નિરતિશય સુખ સ્વરૂપ છે અને તેથી ભિન્ન બીજું બધું તુચ્છ છે. દુઃખરૂપ છે નાશવંત છે માટે આપ આ અલ્પ તુચ્છ–નાશવંત વસ્તુઓમાં સ્નેહનો પરિત્યાગ કરી ભૂમા-વ્યાપક વસ્તુમાં નિષ્ઠા સંપાદન કરવા પ્રયત્ન કરો.

નારદ–હે ભગવન્ ભૂમાનું સ્વરુપ સ્પષ્ટ સમજાવવાની કૃપા કરો.

યોગીશ્વર સનત્કુમારે સુખસ્વરુપ ભૂમાતત્ત્વનો ઉપદેશ આપવો શરૂ કર્યો–

સનત્કુમાર–મહાન્, નિરતિશય, બહુ એ ભૂમાના પર્યાય છે. જે ભૂમા-તત્ત્વમાં દ્રષ્ટાથી ભિન્ન કોઇ અન્ય દ્રષ્ટા કોઇ અન્ય દ્રષ્ટવ્ય વિષયને અન્ય ઇન્દ્રિય દ્વારા દેખાતો નથી, સંભળાતો નથી અર્થાત્ જ્યાં એ સર્વ વ્યાપક ચેતનસત્તાથી સ્વતંત્ર અને સ્વાધીન ભાવે અન્ય પદાર્થનું દર્શન શ્રવણ થતું નથી, વિજ્ઞાન થતું નથી. ઇન્દ્રિયો દ્વારા જે જે જોવાય–સંભળાય–જણાય તે

સર્વ એ સર્વ વ્યાપક ચેતનતત્ત્વથી પૃથક્રૂપે નથી, એ ચેતનતત્ત્વ સર્વ પરિચ્છેદથી રહિત છે તે અનન્ત અપરિમિત્ત પરિપૂર્ણતત્ત્વ ભૂમા—જ્યાં આ વ્યાપક ચેતનસત્તાથી પૃથક્ સ્વતંત્ર અને સ્વાધિન સત્તાધારકરૂપે દર્શન શ્રવણ–મનન–વિજ્ઞાનનું ભાન થાય છે તે અલ્પ જે ભૂમા વ્યાપક ચેતનતત્ત્વ તે જ અમૃત; જે અલ્પ છે, પરિમિત અપૂર્ણ પરિછિન્ન તે મર્ત્ય–વિકારી–પરિણામી નાશવંત–એ એક અદ્વૈત નિર્વિશેષ્ટ ભૂમાતત્ત્વમાં બ્રહ્મવેત્તા ન કોઈ અન્ય વસ્તુને દેખે છે, ન અન્ય વસ્તુને સાંભળે છે કે ન અન્ય વસ્તુને જાણે છે. આ ભૂમા વ્યાપક તત્ત્વ છે. તેમા દ્વૈત પ્રપંચનો અત્યંત અભાવ છે.

નારદ–આ ભૂમા કોનામા પ્રતિષ્ઠિત છે, અર્થાત્ તેનો આધાર કોણ છે ?

સનત્કુમાર–આ ભૂમા નિત્ય પોતાના મહિમામાં સ્થિત છે, અથવા વાસ્તવિક રીતે એ કોઈમા પણ સ્થિત નથી. મનુષ્યોનો મહિમા ધન–માલ ઐશ્વર્ય આદિ સંપત્તિ ઉપર આધાર રાખે છે પરન્તુ આ ભૂમાનો મહિમા અન્ય પદાર્થો ઉપર આધાર રાખતો નથી. તેનું મહત્ત્વ તેના પોતામાં જ પોતાના જ ઉપર નિત્ય રહ્યું છે. એ ભૂમા અનન્ત અપરિચ્છિન્ન–સર્વવ્યાપી છે. ઊંચે નીચે–પૂર્વે પશ્ચિમે ઉત્તરે દક્ષિણે સર્વત્ર સદાસર્વદા એ ભૂમા—એ બ્રહ્મ ચૈતન્ય એકરસ નિર્વિકારપણે એ તત્ત્વ વ્યાપી રહ્યું છે. એ સર્વત્ર છે. સર્વ રૂપ છે. "હું હું" રૂપે જે ચૈતન્ય પ્રાણીમાત્રમાં સ્ફુરે છે તે "હું" નું વાસ્તવિક સ્વરૂપ આ બ્રહ્મ ચૈતન્યથી જુદુ નથી. એ "હું" એ આત્મ ચૈતન્ય સર્વત્ર સદા સર્વદા વ્યાપી રહેલ છે. આ આત્મતત્ત્વ તે જ ભૂમા, તે જ બ્રહ્મ. આ ભૂમાની સત્તાથી ભિન્ન સ્વતંત્રરૂપે કોઈપણ વસ્તુ અસ્તિત્વ ધરાવતી નથી. જીવ એ પણ ભૂમાંથી સ્વતંત્ર અને સ્વાધીન સત્તા ધરાવતો કોઈ પદાર્થ નથી. આ દશ્યમાન થતુ વિશ્વ એ બ્રહ્મ ચૈતન્ય જ છે, એ બ્રહ્મ ચૈતન્યથી જુદા રૂપે નિરપેક્ષ ભાવે કોઈની પણ જુદી સ્વતંત્ર સત્તાએ નથી અને ક્રિયાએ નથી. આ નામ રૂપાત્મક જે જે કાંઈ જોવામા આવે છે તે સર્વ આત્મા જ છે. જેઓને પદાર્થ માત્રમાં આત્મસત્તાનું દર્શન થાય છે, આત્મસત્તાથી સ્વતંત્ર રૂપે જેઓ કાંઈ દેખતા સાંભળતા નથી તેઓને દઢ અપ્રતિબદ્ધ અપરોક્ષ આત્મસાક્ષાત્કાર થાય છે તેની વૃત્તિ આત્માકારવાળીજ હોય છે. તેઓની પ્રીતિ આત્મામાં જ હોય છે. સાધારણ અજ્ઞાની લોકોની વૃત્તિ, પ્રીતિ, કામિની અને કાંચન આદિ ભોગ્યપદાર્થોમાં ચોટી રહી હોય છે અને તેવા

બાહ્ય વિષય સુખો મેળવવામાં જ રચ્યાપચ્યા રહે છે–અને તેમાં ક્રિયા કરે છે, અને તેવા પદાર્થોના રમણમાં રહી દુઃખપૂર્ણ ક્ષણિક આનન્દ ભોગવે છે. તેમ જ્ઞાની પુરુષોને હોતું નથી તેઓની પ્રીતિનો વિષય–ક્રીડાનો વિષય–સુખનો વિષય તૃપ્તિ આનન્દ ભોગવવાનો વિષય એ સર્વાન્તર સર્વવ્યાપી ચેતનતત્ત્વ જે ભૂમા–બ્રહ્મ–આત્મા એ જ હોય છે. બાહ્ય દશ્ય આ દ્વૈત પ્રપંચ તેઓની દ્રષ્ટિમાં આવતો નથી. બાધ પામી ગયો હોય છે. તેઓ એ સર્વાંતર સર્વ વ્યાપી આત્મસ્વરૂપમાં નિમગ્ન રહી અપરિમિત અપરિચ્છિન્ન આનન્દ ભોગવે છે. એ અમૃતરસના લાભથી નિરંકુશ તૃપ્તિ ભોગવે છે જીવનમુક્ત બની અહીં જ અક્ષય સુખ ભોગવે છે. સ્વારાજ્ય સામ્રાજ્ય પદવી મેળવે છે. આત્માનું સ્વરાજ મેળવે છે. દેહત્યાગ પછી પણ તેઓના બ્રહ્મસ્વભાવમાં ભંગાણ પડતું નથી. તેઓ બ્રહ્મસ્વરૂપ જ વિદેહ મુક્ત થાય છે. જે આ સર્વવ્યાપક ભૂમાતત્ત્વ બ્રહ્મને આત્મસ્વરૂપે જાણતા નથી તેવા અજ્ઞાનીઓ સર્વદા પરાધીન દુઃખી શોકાકુલ રહ્યા કરે છે. મરણ પછી નાશવાન લોકોને પામે છે. ભૂમાનન્દ ભોગવનાર જ્ઞાની પેઠે તેઓ ઇચ્છાનુસાર સર્વ લોકમાં જય થકતા નથી. મહર્ષિ નારદ, આપ આ અપરિચ્છિન્ન સુખસ્વરૂપ ભૂમાતત્ત્વનો અપરોક્ષ સાક્ષાત્કાર પામવા યત્ન કરો, આપ યોગ્ય અધિકારી છો" દેવર્ષિ નારદ આ સદુપદેશના શ્રવણથી આત્મનિષ્ઠ થતાં પરમ આનન્દનો અનુભવ કરવા લાગ્યા. તેનો શોક જતો જ રહ્યો હતો. યોગીશ્વર સનત્કુમાર પણ આત્માના વર્ણનમાં આગળ વધ્યા, તેઓએ ઉપસંહાર કરવા માંડયો કે–હે મહર્ષિ, જેઓને બ્રહ્માત્મૈક્ય જ્ઞાન થયું હોય છે, જેઓને દ્વૈતભાવ બાધ પામી અદ્વૈત બોધ થયો હોય છે, તેઓ સમગ્ર સ્થાવર જંગમ વસ્તુઓને એ પરમાત્માથી જ ઉપજતી અને તેની સત્તાથી જ ટકી રહેલી અને અંતે તેમાં જ વિલીન થતી જુએ છે. અજ્ઞાન દશામાં જ ભેદદષ્ટિ હોય છે–એક વસ્તુ બીજી વસ્તુથી ભિન્ન રૂપે ઉપજતી અને નાશ પામતી જોવામાં આવે છે–જ્ઞાની જાણે છે કે આત્માથી જ પ્રાણ–આત્માથી જ આશા, આત્માથી જ સ્મૃતિ, આત્માથી જ આકાશ, આત્માથી જ તેજ–જળ ઉત્પન્ન થાય છે અને લય પામે છે. આત્માથી જ અન્ન આત્માથી જ બલ, આત્માથી જ વિજ્ઞાન, આત્માથી જ ધ્યાન, આત્માથી જ ચિત્ત, આત્માથી જ સંકલ્પ અને મન

અને આત્માથી જ રૂપ-નામ-કર્મ-સર્વ પ્રાદુર્ભાવ પામે છે આ આત્માથી નિરપેક્ષ કોઈની સત્તા નથી આવા જ્ઞાનીઓની દૃષ્ટિમા સુખ દુ ખ રાગદ્વેષ મોહ કંઈ હોતુ નથી સમસ્ત વસ્તુઓમાં સમસ્ત ક્રિયામાં તેઓ આત્મ સત્તાનુ જ અને આત્મ શક્તિનુ જ દર્શન પામી સદા સંતુષ્ટ રહે છે તેઓને કોઈ વસ્તુ અપ્રાપ્ત રહેતી નથી તે સર્વાત્મભાવે સ્વતંત્ર જ હોય છે આ ભૂમાવિદ્યા સમ્યક્ પ્રકારે હૃદયમા પ્રતિફલિત થાય તે માટેનો સાધનક્રમ આપને હવે સમજાવુ છુ અનેક જન્મોમાં અનુભવ ભાવનાઓથી અંતઃ-કરણમા અનેક સંસ્કારો કામનાઓ વાસનાઓની ગાંઠો બંધાઈ ગએલી છે અને તેથી બહારના વિષયોમા પ્રીતિ રહી તે તે વિષયોની પ્રાપ્તિ માટેની દોડાદોડમાં મનુષ્ય લાગી રહે છે આ ગાંઠો એવી તો કઠણ થઈ ગઈ છે કે કેવળ વેદોનાં જ્ઞાનથી કે વિવિધ પ્રકારની વિદ્યાઓ શીખ્યાથી તે છૂટતી નથી. તે ગાંઠો તોડવા માટે અંતઃકરણને વિશુદ્ધ બનાવવુ જોઈએ અંતઃકરણની વિશુદ્ધિ, આહાર શુદ્ધિ વિના થતી નથી આહાર એટલે ભોજન, એટલો જ અર્થ આહારનો નથી પણ ઇન્દ્રિયોના વિષયો તે તે ઇન્દ્રિઓના આહાર છે શુદ્ધ-પાપસંપર્કશૂન્ય અને પવિત્ર ભોજન કરવાથી હૃદયની નિર્મળતામા વિશેષ સહાય મળે છે પણ વિષયશુદ્ધિ એ જ ખરી આહાર શુદ્ધિ છે ઇન્દ્રિયોદ્વારા એવા જ વિષયોનુ ગ્રહણ કરવુ જોઈએ કે જેના જ્ઞાનથી અંતઃકરણ વિકારી ન બને રાગદ્વેષ મોહના સંસ્કારો ન પડે અંતઃકરણમા ખોટી છાપો ન પડે એકેએક ઇન્દ્રિયનો વ્યાપાર વિશુદ્ધ સંયમશીલ અને કામપ્રેરિત નહિ પણ શાસ્ત્રવિધિ પ્રેરિત થવો જોઈએ સ્વૈર આચરણ સ્વચ્છંદ વર્તન ત્યાગવાં જોઈએ આહાર શુદ્ધિ પરિપૂર્ણ રીતે થાય ત્યારે જ સત્ત્વ વિશુદ્ધિ થતા ઉપરોક્ત પ્રકારે જાણવામા આવેલ ભૂમાત્મામા અવિચ્છિન્ન સ્મૃતિ બની રહે છે અર્થાત્ નિત્યનિરંતર સર્વત્ર એજ ભૂમાનુ સ્મરણ રહે છે કદીપણ અવિસ્મરણ થઈ જતુ નથી આવી સ્થિર અવિચ્છિન્ન સ્મૃતિનો લાભ થતાં ઉપરોક્ત હૃદયગ્રંથીઓનો નાશ થઈ જાય છે આપના બધા દોષ રાગદ્વેષ આદિ દુષ્ટ વિકારો ધોવાઈ જઈ આપનુ હૃદય વિશુદ્ધ થએલુ છે જ્ઞાન વૈરાગ્ય અને અભ્યાસથી આ વિશુદ્ધિ પરિપક્વ થયે આત્મસાક્ષાત્કાર થશે અને સર્વ દુ ખ ક્લેશ ભય શોક મોહ વગેરે અનર્થની નિ શેષ નિવૃત્તિ થઈ જશે આપ નિરતિશય અપરિચ્છિન્ન આનન્દસ્વરૂપ બની રહેશો।

આવી રીતે ભગવાન સનત્કુમારે નિષ્પાપ અને યોગ્ય શિષ્ય દેવર્ષિ નારદને ભૂમાવિદ્યાનો ઉપદેશ આપી અવિદ્યા અંધકારથી પાર પરમાર્થ તત્ત્વનો સાક્ષાત્કાર કરાવ્યો. દેવર્ષિ નારદ કૃતાર્થ થઇ ગયા.

છાંદોગ્યોપનિષદ–સપ્તમ અધ્યાય

આ આખ્યાયિકાનો સંક્ષિપ્ત ઉપદેશ—

૧ દેવર્ષિ નારદે પોતાના સર્વ કર્તવ્યો પૂર્ણ કર્યાં હતાં તેઓ સર્વ વિદ્યા-સંપન્ન હતા છતાં પણ અનાત્મજ્ઞ હોવાને કારણે તેઓ શોકાકુળ હતા. પરા વિદ્યાથી તેઓ શોક સાગરને તરી ગયા. કૃતાર્થ થઇ ગયા.

૨ આ પરાવિદ્યાના સાધન બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂનું શરણ, વિવેક, વિનય, વૈરાગ્ય, શ્રદ્ધા, જિજ્ઞાસા, શ્રવણ, મનન, નિષ્ઠા એ છે.

૩ અપરિમિત પરમાત્મતત્ત્વ–ભૂમા એ જ સુખ. એ જ અમૃત છે. એથી ભિન્ન પરિમિત અલ્પ તે મરણશીલ અલ્પમા સુખ નથી ભૂમાસ્વરૂપ પરમાત્મા જ સુખસ્વરૂપ છે.

૪ પરમાત્મ ચૈતન્ય અને જીવ ચૈતન્ય સ્વરૂપે એક અને અભિન્ન છે. સર્વવ્યાપી ચૈતન્ય તે જ દેહવ્યાપી ચૈતન્ય છે

૫ ઇન્દ્રિયોદ્વારા આ વિશ્વ જે રૂપે દેખાય છે તે રૂપે તે સત્ય નથી. અંતઃકરણની જેવી સ્થિતિ તેવુ વિશ્વ દેખાય છે. મનુષ્ય રાગદ્વેષથી પ્રેરાઇને કર્મ કરે છે. તેની કામનાઓ પણ બાહ્ય વિષયો મેળવવાની હોય છે. ઇન્દ્રિયોનુ આ ભેદદર્શન અવિદ્યા કામના અને કર્મ એ હૃદયની ગ્રંથીઓ છે.

૬ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોના વિશુદ્ધ અને સચિત વ્યાપાર, અતિ ઉત્કૃષ્ટ નીતિ અને ધર્મ પરાયણ જીવન વ્યવહાર, નિષ્કામ કર્મનિષ્ઠા આદિ સદ્‌ગુણ સંપત્તિ મેળવવાની સૌથી પહેલી જરૂર છે તે વિના હૃદય વિશુદ્ધ બનતું નથી. ભણતર–વિદ્યા–કેળવણી–શિક્ષણ જેને કહેવામાં આવે છે તે સંપાદન કરવાથી પ્રકૃતિ સુધરતી નથી. નીતિપરાયણતા અને સચ્ચારિત્ર્ય, શુદ્ધ અને પવિત્ર ભોજન, આહાર વિહારથી હૃદય શુદ્ધ થાય છે. વિશુદ્ધ હૃદયમાં આત્મ પ્રકાશ થાય છે.

-સર્વવ્યાપક ચેતન તત્ત્વ સાથે નિત્ય નિરંતર આત્મ ચૈતન્યની એકતાનો અનુભવ પામવો. તે માટે યોગ્ય બનવું. પરમાત્મ સ્મૃતિ અવિચ્છિન્ન બની રહે તે માટે વૈરાગ્ય અને જ્ઞાનાભ્યાસથી પ્રયત્નશીલ હમેશા રહેવું.

卐

# ચિત્તપ્રસાદ

લેખક :— શ્રી. શાન્તિલાલ ઠાકર, એમ. એ.



સેનાને જ્યારે શત્રુની સેના પર હુમલો કરવો હોય છે, ત્યારે તે પોતાની સંઘ શક્તિને કેન્દ્રિત કરે છે, શત્રુનાં બલાબલનો યોગ્ય વિચાર કરી પોતાનો વ્યૂહ રચે છે, અને પછી પોતાનું સઘળું બળ એકઠું કરી, શત્રુ ઉપર સફળ હુમલો કરે છે. તે જ પ્રમાણે સાધક પણ મોહરૂપી શત્રુ ઉપર જ પૂર્ણ વિજય મેળવવો હોય, તો પ્રથમ પોતાના અંત:કરણની સઘળી વૃત્તિઓને એકત્રિત કરવી પડે છે, અને પછી તેને એક પ્રબળ પ્રવાહમાં વહેવરાવી આત્મતત્ત્વ પર એકાગ્ર કરવી પડે છે; પરિણામે અવિદ્યાનો દુર્ભેદ્ય ગણાતો દુર્ગ તે ભેદી શકે છે, અને સ્વરૂપ લબ્ધિરૂપ વિજયને તે પ્રાપ્ત કરી શકે છે. આ પ્રક્રિયાને જ શાસ્ત્રોમાં 'યોગ' કહેલો છે ભગવાન પતંજલિ યોગસૂત્રોમાં યોગનું લક્ષણ આપતાં કહે છે કે–योगश्चित्तवृत्तिनिरोधः। ચિત્તની સઘળી વૃત્તિઓનો નિરોધ તે યોગ.

જ્યાં સુધી અંત:કરણની સઘળી વૃત્તિઓ અનેક વિષય પદાર્થો તરફ લોલુપ થઈ, ઇન્દ્રિયગોલકો દ્વારા બહિર્ધાવન કરે, ત્યાં સુધી ચિત્તશાન્તિ કોઈ દિવસ પ્રાપ્ત થતી નથી. અંત:કરણની વધારેમાં વધારે પ્રબળ વૃત્તિઓ ત્રણ છે, અને તે જ મનુષ્યને આત્મતત્ત્વથી વિમુખ બનાવી અનાત્મપદાર્થમાં ગતિરૂપ નરક તરફ ઘસડી જાય છે. આ સંબંધમાં ભગવાનશ્રી કૃષ્ણચન્દ્ર ભગવદ્ ગીતામાં કહે છે કે :—

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥

કામ, ક્રોધ અને લોભ—આ ત્રણ અંતઃકરણની વૃત્તિઓ માણસને આત્મતત્ત્વની વિસ્મૃતિ કરાવનાર હોઇ, નરકના દ્વારરૂપ છે—અર્થાત્, અનાત્મપદાર્થ પર આસક્તિરૂપ ક્લેશપરંપરાના દ્વારરૂપ છે. માટે વિવેકી મનુષ્યે તે ત્રણેયનો ત્યાગ કરવો.

'સામાન્ય રીતે અજ્ઞાની મનુષ્યને પોતાનાથી વધારે સુખી, સમૃદ્ધ, ઐશ્વર્યશાળી પુરુષને જોઇ, તેની અદેખાઈ આવે છે. બીજાની સુખસંપત્તિની અધિકતાથી તે દુઃખી થાય છે, કે-' અરેરે, મારી પાસે બે લાખ રૂપીઆની મિલ્કત છે, મારી પાસે ત્રણ જ મોટરગાડીઓ છે, મારે એક જ સુશીલ, ભણેલોગણેલો પુત્ર છે; પણ આ મારા પાડોશીની પાસે એક કરોડની મિલ્કત છે, તેની પાસે ઘરમાં દરેક જણ દીઠ એક—એમ દશ મોટરગાડીઓ છે, તેને વિદ્યાવાન અને ચારિત્ર્યશાળી ચાર સુપુત્રો છે. મને તેના જેટલું સુખ હોય તો કેવું સારું ? ' આ રીતે અધિક વસ્તુઓની કામનાનો કીડો તેના અંતઃકરણની શાન્તિને કોરી ખાય છે.

વળી જો તેને પોતાની ઇષ્ટસિદ્ધિમાં કોઈ હરકત નડે, અથવા તો કોઇ માણસ તેનો વિરોધી કે પ્રતિસ્પર્ધી બને, તો તેનામાં ચિત્તના અભિજ્વલનરૂપ ક્રોધ પ્રગટ થાય છે. ક્રોધ એક એવો અદૃશ્ય અગ્નિ છે કે જે પોતાના આશ્રયરૂપ અંતઃકરણને જ બાળે છે, જ્યારે સામાન્ય દૃષ્ટિગોચર થતો અગ્નિ તો બીજા પદાર્થને—જેનો તે સ્પર્શ કરે તેને બાળે છે. ક્રોધ થતાં, માણસનું શરીર ધ્રૂજવા લાગે છે, તેની આંખો લાલચોળ થઇ જાય છે, તેનું મસ્તક તપી જાય છે, તેનો મિજાજ જતો રહે છે, તેની જીભ કે હાથપગ પર તેનો કાબૂ જતો રહે છે, અને તે વિવેકભ્રષ્ટ થઈ ગમે તેવું અવિચારી વર્તન કરે છે કે જેથી વિવેકની પુનઃ પ્રાપ્તિ થતાં તેને મરણપર્યંત પશ્ચાત્તાપ કરવાનો રહે છે. આ રીતે ક્રોધાવિષ્ટ થયેલો પુરુષ કોઈ દિવસ ચિત્તશાન્તિ ભોગવી શકતો નથી. અને ચિત્તપ્રસાદ વગરનો પુરુષ કેવી રીતે આત્માનુસંધાન કરી શકે !

સાધન અવસ્થામાં કેટલીક વાર સાધકોને પાપી અંતઃકરણની વૃત્તિઓ પોતે જેને નીતિ કે સદ્ચારિત્ર્યના સિદ્ધાંતો માનતા હોય તેનું ઉલ્લંઘન

કમનાન મનુષ્યો તરફ પુણ્યપ્રકોપ પ્રજળી ઊઠે છે. આ પણ એક પ્રકારની અસહિષ્ણુતા છે ભગવાનની વિશ્વવ્યાપી દિવ્ય યોજનાના સગીતમાં દરેક વ્યક્તિ અને પદાર્થ યથાસ્થાને રહી પોતાનો સૂર પુરાવતો હોય છે. સર્વત શક્તિ પ્રાપ્ત કર્યા સિવાય એ વસ્તુનો સાક્ષાત્કાર થવો કઠિન છે. અત્યારે જણાતો પાપી મનુષ્ય પણ ભગવાનનું જ સ્વરૂપ છે, અને સાધકને વિશેષ કરી આગળ વધવા ઉત્તેજિત કરતો, ભગવાનની યોજનાનો સહાયક જ હોય છે. પણ તે ન સમજવાથી સાધક તેના તરફ ક્રોધ કરે છે આ જાતનો ક્રોધ પણ ચિત્તશાન્તિમા ભગ પાડી, આત્માનુસધાનમાં વિઘ્નકર્તા નીવડે છે.

કેટલાક સાધનમાર્ગમા પ્રવેશ કરતા લોકોને દુ ખી મનુષ્યો માટે એવી લાગણી થાય છે કે—' આ લોકો તો એમના કેટલાં ભૂરાં કર્મોનું ફળ ભોગવી રહ્યા છે એમને મદદ કરવી અથવા તેમના પર દયા રાખવી એ અમારા માર્ગમાં વિક્ષેપરૂપ છે. ' આ જાતની વૃત્તિ એક પ્રકારની કઠોરતા અને મિથ્યા આત્મસતોષ લાવનારી છે આવા પ્રકારની વૃત્તિ અતમાં સ્વાર્થપરાયણતામાં અને હૃદયની કઠિનતામા પરિણમે છે. અને સ્વાર્થપરાયણ અંત કરણની વૃત્તિ કોઈ દિવસ આત્માનુસધાનમા પ્રવૃત્તિ કરી શકતી નથી

જેમ સામાન્ય માણસોને પોતાના કરતા અધિક સપત્તિમાન મનુષ્યને જોઈ, તેની ઇર્ષ્યા થાય છે, તેમ કેટલાક પ્રાગ ભદશાના સાધકોને પણ પોતાના કરતા અધિક આગળ વધેલા સાધકો તરફ અથવા વધારે કલ્યાણભાજન પુણ્યશાળી જીવાત્માઓ તરફ અદેખાઈની સૂક્ષ્મ લાગણી થાય છે. પરિણામે તેઓનુ ચિત્ત અસ્વસ્થ થઇ જાય છે, અને આત્મતત્ત્વ પર એકાગ્ર થઈ શકતુ નથી

ચિત્તની અસ્વસ્થતા નીપજાવનાર ઉપરના કારણોમાંથી સાધક કેવી રીતે મુક્ત થાય, અને તે ચિત્તપ્રસાદ કેવી રીતે મેળવી શકે, તેનો વિચાર કરતા ભગવાનશ્રી કૃષ્ણચન્દ્ર ગીતાજીમાં કહે છે કે :—

રાગદ્વેષવિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્ ।
આત્મવશ્યૈર્વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ ॥

અને પછી તરત જ ચિત્તપ્રસાદનું ફળ વર્ણવતાં કહે છે કે :—

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते॥

( પ્રિય વિષય તરફ ) આસક્તિ અને ( અપ્રિય વિષય તરફ ) દ્વેષ વગરની, ચિત્તને વશ એવી ઇન્દ્રિયો વડે વિષયપદાર્થોને ભોગવતો ( અર્થાત્, ફલેચ્છા-રહિત કર્મયોગ આચરતો ), શાસ્ત્રાનુસાર વર્તનારી જેના અંતઃકરણની વૃત્તિઓ છે, તેવો સાધક ચિત્તની પ્રસન્નતાને પ્રાપ્ત કરે છે. જ્યારે તેનું ચિત્ત પ્રસન્ન થાય છે, એટલે તેનાં સર્વ પ્રકારનાં દુઃખો નાશ પામે છે. પ્રસન્ન ચિત્તવાળા સાધકની બુદ્ધિ જલ્દીથી ( આત્મામાં ) સ્થિર થાય છે.

ચિત્તપ્રસાદની પ્રાપ્તિના ઉપાયોનું વર્ણન કરતાં ભગવાનશ્રી પતંજલિ યોગસૂત્રોમાં કહે છે કે :—

मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम्।

સુખી મનુષ્યો સાથે મૈત્રી, દુઃખી મનુષ્યો પર કરુણા, પુણ્યશાળી મનુષ્યો પ્રત્યે હર્ષ અને પાપી મનુષ્યો તરફ ઉપેક્ષા ( તેમને લક્ષમાં જ ન લેવા તે )–આ ચાર પ્રકારની ભાવનાઓનું ચિત્તમાં સેવન કરવાથી ચિત્ત પ્રસાદને પામે છે.

૧. સુખી મનુષ્યો સાથે મૈત્રી:—આત્મતત્ત્વમાં ઉપાસકે તો સર્વત્ર અભેદ ભાવનો જ અનુભવ કરવાનો અભ્યાસ રાખવાનો છે. તો તેણે પૂર્વજન્મોમાં કરેલાં પુણ્યોનું ફલ સુખરૂપે ભોગવતાં મનુષ્યો સાથે તાદાત્મ્ય સાધી, ચાહવું કે ' આના દેહ દ્વારા હું આ બધાં સુખો ભોગવું છું '. એટલે મારે આવાં સુખો પ્રાપ્ત કરવાની કામના કરવી વ્યર્થ અને આત્મપ્રાપ્તિના માર્ગમાં વિક્ષેપક છે. ઘણા આનંદની વાત છે કે પૂર્વજન્મમાં આણે ધર્મસંચય કરેલો છે, તેણે આસક્તિરહિતબુદ્ધિ રાખી દયાદાન વગેરે સેવેલાં છે, જેનું પરિણામ તે આ ભવમાં સુખરૂપે ભોગવે છે. તો આડકતરી રીતે આ બધું ઉન્નાયક ધર્મજયના ચિહ્નરૂપ છે માટે તેવા સુખી પુરુષને જોઈને મને આનંદ જ થવો જોઈએ. " ઉપર પ્રમાણે ભાવના કરવાથી સાધકને ઇર્ષ્યા ન થતાં, આત્માના અભેદ માર્ગમાં પ્રગતિ થશે, અને ચિત્તની પ્રસન્નતારૂપી અમૂલ્ય વસ્તુ

પ્રાપ્ત થશે.

૨. દુઃખી મનુષ્યો પર કરુણા,–પૂર્વના અનેક જન્મોમાં કરેલાં પાપ કર્મોના ફલરૂપ આધિ, વ્યાધિ, ઉપાધિ–શોક, રોગ, મોહ, બંધન, મૃત્યુ, પ્રકારની આપત્તિઓ–ભોગવતા દુઃખી મનુષ્યોને જોઇ, સાધકે તેમના તરફ તિરસ્કાર કે ધૃણાની વૃત્તિ લાવવાની નથી. તેમ કરતાં તો તેનામાં હૃદયની કઠોરતા આવશે, અને પરિણામે સર્વત્ર આત્માનો અભેદ જોવાને બદલે, દ્વૈતનું ભય ઊભું કરશે તેણે તો ઊલટું એવી ભાવના કરવાની છે કેઃ–"અરર, પ્રભુ ! આ બિચારાએ એવાં તે કયાં પાપ કર્મ કર્યાં હશે કે જેથી તેની આવી દુઃખી સ્થિતિ થઈ છે ? એને જોતાં જ મારા જેવા મુમુક્ષુને ચેતવણી મળે છે કે–ભાઈ, અધર્માચરણનું ફળ આવું દુઃખદાયી છે તે હમેશ યાદ રાખ. પ્રભુનો ઉપકાર માન કે તને આ જન્મમાં સદ્બુદ્ધિ સૂઝી, અને શુભ કર્મોના અનુષ્ઠાન ઉપર તારું લક્ષ્ય ચોટયું. નહિ તો તારી પણ આવી વલે થાત. હે પ્રભુ, આ મહાન સત્યનો સાક્ષાત્કાર કરાવવામાં આણે મારું બન્ધુકૃત્ય કર્યું છે, તો હવે તેના પર દયા કરો, જેથી તેનું દુઃખ નાશ પામે". ઉપર પ્રમાણે ભાવના કરવાથી, સાધકનું હૃદય દયાથી દ્રવીભૂત થાય છે. દ્રવીભૂત હૃદયમાં પરમાત્માની ભક્તિનો પ્રાદુર્ભાવ જલ્દીથી થાય છે, અને તેના દયાર્દ્ર હૃદયમાં અંતઃકરણની વૃત્તિ વિશાળતાને પામી સર્વત્ર આત્માનો અભેદ જોવા શક્તિમાન થાય છે.

૩. પુણ્યશાળી મનુષ્યો તરફ હર્ષઃ–દરેક પુણ્યાત્મા મુમુક્ષુસાધકનો સહોદર છે. તે બન્ને એક જ કલ્યાણમાર્ગના યાત્રીઓ છે. પુણ્યશાળી મહાત્માનું દર્શન થતાં સાધકે વિચાર કરવો જોઇએ કે—" આ મારો આત્મબંધુ છે. આ મનુષ્ય પણ ધર્મસંચય કરી આત્મકલ્યાણને માર્ગે જ પ્રયાણ કરી રહ્યો છે. કેવી છે પ્રભુની અપરંપાર કરુણા ! જો આવા ધર્માત્માઓ પૃથ્વી પર ન હોત, તો સઘળે અધર્મનો અંધકાર છવાઈ ગયો હોત. આવા પુણ્ય આચરણ કરનારા લોકોને લઈને જ સૂર્ય નિત્ય ઊગે છે. ચન્દ્ર પ્રકાશ આપે છે, પૃથ્વી પોતાની ધરી ઉપર સૂર્યની આસપાસ વ્યવસ્થિત પરિક્રમા કરી રહી છે, અને વિશ્વનો કાયદો–ઋત પોતાના શાસન પ્રમાણે પ્રવૃત્ત થઈ રહ્યો છે, આને જોઈને મને એમ થાય છે કે જગતમાં આવી

આસ્તિક્ય બુદ્ધિને લઈને, છેવટે તો ધર્મનો જ જય છે. અને પુણ્યાચરણ કરતો જોઈ, તેના દેહમાં તાદાત્મ્ય કરવાથી, મને પણ જાણે એમ જ થાય છે કે—હું જ આ ધર્માચરણ કરી, કૃતકૃત્ય થાઉં છું" આવી ભાવના સેવવાથી સાધકને ચિત્તશાન્તિ મળશે, અને તેના અંતઃકરણના બધા પર્યાયો શાન્ત થઈ, ઠરીને નીચે બેસશે.

૪. પાપી મનુષ્યો તરફ ઉપેક્ષા:—જેમ પોતાના લક્ષ્યસ્થાન તરફ જવા નીકળેલો મનુષ્ય સીધો સીધો પોતાને માર્ગે જ પ્રયાણ કરે છે, રસ્તામાં બાજુએ પથરો પડ્યો હોય અથવા કાંટો પડ્યો હોય તો તેના તરફ લક્ષ્ય ન જવા દેતાં, તેની ઉપેક્ષા કરે છે, તેમ સાધકે પાપી મનુષ્યને જોઈ, તેની સર્વ પ્રકારે ઉપેક્ષા કરવી. તેનો સંગ કરતાં, તેને તેના દુષ્ટ ચિત્તના સંસ્કારોનો રંગ બેસે. તેનો વિરોધ કરતાં, પોતાનાં અમૂલ્ય સમય તથા શક્તિનો દુર્વ્યય થાય, અને પછી તેનું ચિંતન કરતાં કરતાં તેનાં દુષ્ટ પરમાણુઓ અને આંદોલનો તે પોતાના તરફ આકર્ષે માટે વિવેકી સાધકે તેનો દૂરથી જ પરિહાર કરવો.

ઉપર જણાવેલી ચાર ભાવનાઓ કરવાથી સાધકને પ્રસાદ પ્રાપ્ત થાય છે. પરિણામે, તેની અંતઃકરણની વૃત્તિઓ સ્વસ્થ થાય છે; અને એકાગ્ર થઈ આત્મતત્ત્વ ઉપર એકાગ્ર બનવાની યોગ્યતા તેમને મળે છે. માટે આ ચાર ભાવનાઓ આત્મતત્ત્વના વીર પ્રવાસીને માટે બહુ જ આવશ્યક અને પથ્ય ભાખ્યું છે.

卐

# મંત્રયોગદ્વારા મોક્ષપ્રાપ્તિ

લેખક—શ્રી. જયતીલાલ મં. ઓઝા, બી. એ. એલએલ. બી. બી. ટી.
( એપ્રિલ અંકના પાન ૬૩૧ થી આગળ ચાલુ )

## મન્ત્રયોગના સોળ અંગો

મન્ત્રયોગની સાધનપ્રણાલિના સોળ વિભાગ કરવામાં આવ્યા છે, (૧) ભક્તિ (૨) શુદ્ધિ (૩) આસન (૪) પંચાંગસેવન (૫) આચાર (૬) ધારણા (૭) દિવ્યદેશસેવન (૮) પ્રાણક્રિયા (૯) મુદ્રા (૧૦) તર્પણ (૧૧) હવન (૧૨) બલિ (૧૩) યાગ (૧૪) જપ (૧૫) ધ્યાન (૧૬) સમાધિ.

એ સોળ અંગોનું ટુંકું વર્ણન નીચે આપવામાં આવ્યું છે.

૧ ભક્તિ—એ ત્રણ પ્રકારની છેઃ—વૈધી, રાગાત્મિકા, પરા, ભક્તો પણ ગુણભેદે ત્રણ પ્રકારના છે,—આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી. જ્ઞાની ભક્ત તો ત્રિગુણાતીત છે બ્રહ્મોપાસક સર્વશ્રેષ્ઠ છે, અને બ્રહ્મબુદ્ધિથી સગુણોપાસક, તેમ જ અવતારોપાસકનો પણ આ વર્ગમાં જ સમાવેશ થાય છે.

૨ શુદ્ધિ—શરીર, મન, દિક્ અને સ્થાન ભેદથી શુદ્ધિ ચાર પ્રકારની છે પૂર્વમુખે તથા ઉત્તરમુખે બેસી નિત્યે યથાવિધિ જપ કરવો, રાત્રિએ ઉત્તર તરફ મુખ રાખી દેવકાર્ય કરવું. કાર્યશુદ્ધિ માટે સ્નાનની જરૂર છે. ગાયના છાણથી સ્થાનશુદ્ધિ થાય છે વડ, પીપળો, બિલ્વી, આંબલી અને અશોક આ પાંચ વૃક્ષયુક્ત પંચવટી નીચેનું સ્થાન સિદ્ધિ માટે ઉત્તમ છે. ગૌશાળા, ગુરુગૃહ, દેવમંદિર, તીર્થ, નદીતીર, એ બધાં સ્થળોને સદા પવિત્ર ગણવામાં આવે છે. ગીતાજીમાં અભય, સત્વશુદ્ધિ,—આદિ જે દિવ્ય ગુણો ગણાવ્યા છે તે દ્વારા અંતઃકરણની શુદ્ધિ થાય છે.

૩ આસન—મન્ત્રયોગ માટે સ્વસ્તિક તથા પદ્માસન એમ બે પ્રકારનાં આસનોને હિતપ્રદ ગણવામાં આવ્યાં છે. આસનભેદ, આસનશુદ્ધિ, અને આસનક્રિયા આ ત્રણ દ્વારા આસનશુદ્ધિ થાય છે સકામ—નિષ્કામ—વિચાર ઉપાસના પદ્ધતિ અને કામનાની વિવિધતા અનુસાર જુદાં જુદાં આસનોની આવશ્યકતા છે. કાળા મૃગના ચર્મના આસનથી જ્ઞાનસિદ્ધિ, વ્યાઘ્રચર્મના આસનથી મોક્ષસિદ્ધિ, દર્ભના આસનથી આયુષ્યની પ્રાપ્તિ, રેશમના આસનથી વ્યાધિનો નાશ થાય છે. ગીતાજીમાં કહ્યું છે તેમ चैलाजिन कुशोत्तरम् સૌથી ઉપર રેશમનું, તેની નીચે મૃગચર્મ અને સૌની નીચે દર્ભાસન—એવા આસનથી યોગ—સાધનમાં સિદ્ધિ મળે છે.

૪ પંચાંગસેવન–યોગશાસ્ત્રમાં કહ્યું છે કે,—

गीतासहस्रनामानि, स्तवः कवचमेव च।
हृदयं चेति पंचैते पंचांगं प्रोच्यते बुधैः॥

ગીતા, સહસ્રનામ, સ્તવ, કવચ, અને હૃદય,–એ પાંચને વિદ્વાનોએ પાંચ અંગ ગણ્યાં છે. પોતપોતાના ઉપાસના–સંપ્રદાય અનુસાર ગીતા અને સહસ્રનામ, સ્તવ, કવચ અને હૃદયનો પ્રતિદિન પાઠ કરવાથી યોગી પાપરહિત થાય છે અને યોગમાં સિદ્ધિ મેળવે છે.

૫ આચાર–આચાર્યોએ ત્રણ પ્રકારના આચારોનું વર્ણન કર્યું છે: દિવ્ય, દક્ષિણ અને વામ; દીક્ષા, મહાદીક્ષા, પુરશ્ચરણ, મહાપુરશ્ચરણ, અભિષેક મહાભિષેક તથા તદ્‌ભાવ એમ સાત પ્રકારના અધિકાર છે.

૬ ધારણા–બાહ્ય અને આભ્યંતર ભેદથી ધારણાના બે પ્રકાર છે. બહારના પદાર્થોમાં મનના યોગથી બહિર્ધારણા અને સૂક્ષ્માતિસૂક્ષ્મ અન્તર્જગતના વિષયોમાં મન જોડવાથી અન્તર્ધારણાનું સાધન થાય છે. ધારણામાં સિદ્ધિ પ્રાપ્ત કરવાથી યોગી મન્ત્રસિદ્ધિ, ભક્તિ, આચાર, પ્રાણસંયમ, દેવતાસાન્નિધ્ય, દિવ્યદેશમાં દૈવી શક્તિનો આવિર્ભાવ અને ઇષ્ટદર્શન,– આ બધું મેળવી શકે છે

૭ દિવ્યદેશસેવન–પરમાત્માની શક્તિ સર્વવ્યાપક હોવા છતાં તેનો વિકાસ દિવ્ય દેશો દ્વારા થાય છે. ધારણાની સહાયથી દિવ્ય દેશોમાં ઇષ્ટ દેવતાનો આવિર્ભાવ થાય છે. મૃણ્મય આદિ મૂર્તિઓમાં પ્રથમ દેવતાનું આવાહન કરીને પૂજાનો આરંભ કરવો જોઇએ.

૮ પ્રાણક્રિયા–મન, પ્રાણ અને વાયુ એ ત્રણનો પરસ્પર સંબન્ધ છે. વાયુ અને પ્રાણ કાર્યકારણ રૂપ છે, માટે મન્ત્રયોગની સાધનામાં પ્રાણાયામ ખૂબ ઉપયોગી છે.

૯ મુદ્રા–યોગશાસ્ત્રમાં કહ્યું છે કે,—

मोदनात् सर्वदेवानां द्रावणात् पापसन्ततेः
तस्मान्मुद्रेति विख्याता मुनिभिस्तन्त्रवेदिभिः॥

મુદ્રા દ્વારા દેવતાઓના આનન્દમાં વધારો થાય છે અને સાધકના પાપોનો નાશ થાય છે, એટલા માટે મુનિઓએ તેનું મુદ્રા એવું નામ પાડ્યું છે. જપ, ધ્યાન, આવાહન આદિ કાર્યોમાં તે કાર્યોના લક્ષણ અનુસાર મુદ્રાઓનું પ્રદર્શન કરવું ઉચિત છે.

૧૦ તર્પણ–દેવતાગણ તર્પણદ્વારા શીઘ્ર તૃપ્ત થાય છે માટે તેનું નામ તર્પણ છે. નિષ્કામ અને સકામ એવા તેના બે ભેદ છે. ઇષ્ટદેવના તર્પણ પછી ઋષિતર્પણ અન્યદેવ તર્પણ અને પિતૃતર્પણ કરવાની વિધિ છે.

૧૧ હવન–નિત્ય હોમદ્વારા ઇષ્ટદેવ પ્રસન્ન થાય છે અને બધા દેવોની તૃપ્તિ અને અભીષ્ટ સિદ્ધિ થાય છે. વૈષ્ણવ, શાક્ત, શૈવ આદિ સર્વ સમ્પ્રદાયોના સાધકોએ નિત્ય હવન કરવો જોઈએ. પ્રથમ ઇષ્ટદેવની પ્રીત્યર્થે આહુતિ દઈને અન્ય દેવદેવીઓને ઇષ્ટદેવના અંગભૂત સમજી તેમની સંવર્ધના માટે પણ આહુતિ આપવી જોઈએ.

૧૨ બલિ.–ઇષ્ટ ઉપાસનામાં વિઘ્નોની શાંતિ માટે બલિ આપવામા આવે છે. બલિદાનમાં આત્મબલિ સહુથી શ્રેષ્ઠ છે. તે દ્વારા અહંકારનો નાશ થઈ સાધક કૃત્યકૃત્ય થાય છે. કામક્રોધાદિક રિપુઓનું બલિદાન એ આ આત્મબલિથી ઉતરતી પંક્તિનું છે. કેટલાક સંપ્રદાયોમાં પશુપશુઓનું બલિદાન આપવાનો વિધિ છે.

૧૩ યાગ. અન્તર્યાગ અને બહિર્યાગ ભેદથી યાગ બે પ્રકારના છે. અન્તર્યાગનો મહિમા સર્વોપરિ છે. માનસયાગ, માનસજપ, અને માનસ-અર્ચન માટે કાલશુદ્ધિ, દેશશુદ્ધિ, અને શરીરશુદ્ધિની જરા પણ અપેક્ષા રહેતી નથી. બધે સમયે એ સમાન રીતે થઈ શકે છે. સ્થૂલ દેશ કરતાં સૂક્ષ્મ દેશ કરોડ ગણો ફલપ્રદ છે. યાગની સિદ્ધિ પછી જપની સિદ્ધિની સાથોસાથ ધ્યાનની સિદ્ધિ થાય છે, અને ધ્યાનની સિદ્ધિથી સમાધિ લાભ થાય છે. યાગની સિદ્ધિ દ્વારા દેવતાનો સાક્ષાત્કાર અને દિવ્યદેશોમાં ઇષ્ટદેવનો આવિર્ભાવ પણ થાય છે.

૧૪ જપ. યોગશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

मननात् त्रायते यस्मात् तस्मान्मन्त्रः प्रकीर्तितः

जपात् सिद्धि जंपात् सिद्धि जंपात् सिद्धि र्न संशयः ॥

મનન કરવાથી ઉદ્ધાર કરે તેનું નામ મન્ત્ર. જપ કરવાથી સાધક સિદ્ધિ મેળવે છે એમાં જરા પણ સંદેહ નથી. સાંસારિક વિષયોમાંથી મનને છોડી મન્ત્રના અર્થનું અનુગમન કરી, ઉચ્ચારણમાં વધારે પડતો ઝડપ કે વધારે પડતી ધીમાશ રાખ્યા વિના મધ્યમ વૃત્તિએ જપ કરવો. મન્ત્રનું ફરી ફરી આવર્તન કરવું તેનું નામ જપ. એ ત્રણ પ્રકારનો છે,–માનસ, ઉપાંશુ અને વાચિક. જે મન્ત્રને જપ કરનારો પણ ન સાંભળી શકે તેનું નામ

માનસિક જપ, જે જપનું ઉચ્ચારણ જપ કરનાર પોતે જ માત્ર સાંભળી શકે તેને ઉપાંશુ જપ, જે જપનું ઉચ્ચારણ વચનથી કરવામાં આવે અને બીજા બધાને પણ સંભળાય તેને વાચિક જપ કહે છે. વાચિક કરતાં ઉપાંશુ અને ઉપાંશુ કરતાં માનસિક જપ વધારે ચઢીઆતો છે. સાધકે દેવમંદિર અથવા તો સાધન માટે ઉપયોગમાં લેવા ખાસ અલગ રાખવામાં આવેલા પોતાના ઘરના ઓરડામાં બેસી જપ કરવો એ ઓરડાને ગોમય, ગંગાજળ વૉ [illegible]થી પરિશુદ્ધ કરવો જોઈએ અને પવિત્ર ભાવ પ્રેરે એવાં ચિત્રોથી ન [illegible]ભૂષિત કરવો જોઈએ. પોતપોતાના સમ્પ્રદાય અનુસાર ગંગાતટ, પ- [illegible] અરણ્ય, સ્મશાન, તીર્થ—એવાં સ્થાનોમાં જઈ સાધના કરવી.

૧૫ ધ્યાન. આગળ કહ્યું છે તેમ અધ્યાત્મભાવમાંથી જ મન્ત્રયોગના સર્વ પ્રકારના ધ્યાનોનો આવિર્ભાવ થયેલો છે. મન્ત્રશાસ્ત્ર અનુસાર વિષ્ણુની પૂજા માટે મુખ્ય સાત પ્રકારના ધ્યાન બતાવ્યાં છે, ભગવતીના પૂજનમાં ૨૪ પ્રકારના રૂપ અને ધ્યાનની કલ્પના કરી છે. મહાદેવની ઉપાસનામાં પાંચ પ્રકારના, અને સૂર્ય તથા ગણેશની ઉપાસનામાં બબ્બે પ્રકારનાં ધ્યાનનું વર્ણન છે પોતપોતાના ઇષ્ટદેવના સ્વરૂપને મનથી જાણવું તેનું નામ ધ્યાન. ધ્યાન જ મનુષ્યનાં બંધન અને મોક્ષનું કારણ છે. મનુષ્ય ધ્યાનમાં આગળ વધે છે, ત્યારે તેને સમાધિની સ્થિતિ પ્રાપ્ત થાય છે આત્મા કેવળ ધ્યાનદ્વારા વશીભૂત થાય છે. જે મનુષ્યનું મન જ્યાં જ્યાં પ્રેરિત થાય છે, ત્યાં ત્યાં તેને સમાધિની સ્થિતિ પ્રાપ્ત થાય છે. નદીનું પાણી જેમ સમુદ્ર સાથે મળી જાય છે, તેમ મનુષ્યનો આત્મા ધ્યાનને પરિણામે તદ્ભાવ પ્રાપ્ત કરી પરમાત્મા સાથે એકરૂપ થઈ જાય છે.

૧૬ સમાધિ. જેમ લયયોગની સમાધિને મહાલય, અને હઠયોગની સમાધિને મહાબોધ કહે છે, તેમ મન્ત્રયોગની સમાધિને મહાભાવ કહે છે. જ્યાં સુધી ત્રિપુટી રહે છે, ત્યાં સુધી જ્ઞાનાધિકાર રહે છે. અને ત્રિપુટીનો લય થઈ જવાથી મહાભાવનો ઉદય થાય છે મન્ત્રસિદ્ધિની સાહ્યતા પ્રાપ્ત થતાં મનનો લય થઈ જઈ ત્રિપુટીનો નાશ થાય છે, અને યોગી સમાધિસ્થ બને છે. પહેલાં તો મન, મન્ત્ર અને દેવતાનો સ્વતંત્ર બોધ રહે છે, પરંતુ છેવટે આ ત્રણે બોધ એકબીજામાં લય પામી જઈ, ધ્યાતા-ધ્યાન-ધ્યેય રૂપી ત્રિપુટીનો પણ લય થઈ જાય છે આ અવસ્થામાં આનંદાશ્રુ અને રોમાંચ આદિ લક્ષણોનો વિકાસ થાય છે ધીમેધીમે મનનો લય થઈ જઈ સમાધિનો ઉદય થાય છે. એ સમાધિ લાભથી સાધક કૃતકૃત્ય થઈ જાય છે. મહાભાવની પ્રાપ્તિ એ જ મન્ત્રયોગનું પરમ લક્ષ્ય છે.

❦

# પ્રસંગસ્ફૂર્તિ

આચાર્યજી સાગરાનંદ સુરીશ્વરજી મહારાજ મુંબઈમાં આવ્યા છે. તેઓ ગાડીજીના ઉપાશ્રયમાં ચાતુર્માસ રહેવાના છે. તેમની સાથે પચ્ચીસેક શિષ્યરત્નો પણ છે

કાઠીઆવાડના જાણીતા કાર્યકર્તા ભિક્ષુ જમનાદાસે આઝાદ જીવનગાથી સન્યરત વેચાની પત્રિકા બહાર પાડી છે

સુવિખ્યાત મરાઠી કલાકાર રા. બ. મહાદેવ વિશ્વનાથ ધુરંધરનું અવસાન થયું છે

ગાંધીજીએ હજુ સંપૂર્ણ સ્વાસ્થ્ય મેળવ્યું નથી ત્યાં તો શ્રી. મદનમોહન માલવિયા અચાનક તાવથી પટકાઈ પડ્યા હોવાનું સંભળાય છે.

મુંબઈમાં બે વર્ષની અંદરના બાળકોને અડધી કિંમતે ચોકખું આપવાની મુંબઈ સરકારે યોજના કરી છે. આ યોજના પાછળ પહેલે વર્ષે રૂા. ૧૭ લાખ ખર્ચ થશે

પૂ. કસ્તુરબા રાષ્ટ્રીય સ્મારક ફાળાની મુંબઈ સમિતિને તા. ૬ઠ્ઠી સુધીમાં કુલ રૂપીઆ ૧,૦૭ ૧૪૯ ની રકમ મળી છે.

અનાજની તંગી તો છે જ, અને સાથે સાથે ઠેરઠેર લૂંટ તેમ જ ધાડો પડે છે ખરેખર ત્રાસ વધતો જ જાય છે.

બીરલાઓ તરફથી યોજવામાં આવેલા, સ્વદેશી ઓટોમોબાઈલ ઉદ્યોગ માટે થાપણ કાઢવાની હિંદી સરકારે મંજૂરી આપી છે. આ યોજનામાં હિંદમાં મોટરકારો, ટેંકો અને બીજાં મોટર વાહનો બનાવવાની ધારણા રાખવામાં આવી છે,

એવા પ્રમાણભૂત સમાચારો મળ્યા છે કે ટ્રેનોમાં ભારે ગીરદી થતી અટકાવવા માટે, નવા તૈયાર કરવામાં આવેલા મુંબઈ-અમદાવાદ રોડ ઉપર બસ ગાડીઓ દોડાવવાનો ઈજારો આપવા વિષે સરકાર વિચાર ચલાવી રહી છે

થોડા સમય પહેલાં જે વરસાદ અને ગડગડાટોનું તોફાન થયું તેમાં ઘણાં ગામોનો નાશ થયો છે

ॐ

नमो नारायणाय ।

# ઉત્થાન

[વર્ષ ત્રીજું ]  જુન ૧૯૪૪–જેઠ ૨૦૦૦  [ અંક બારમો

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમ શા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

શ્રી સદ્‌ગુરુની કૃપા અને પ્રેરણાથી 'ઉત્થાન' પ્રકટ કરવાનું સાહસ કર્યું અને એમના જ આશીર્વાદથી ત્રીજા વર્ષનો બારમો અંક પ્રકટ થાય છે. એ જ નિભાવે છે અને એ જ નિભાવશે એવી પ્રાર્થના છે।

યથાગતિ અમે આગળ ચાલવા ઝંખીએ છીએ–આપના અત્યાર સુધીના સહકારના બળે અને ભવિષ્યમાં એ સહકાર વધતો જશે એવી શ્રદ્ધાના ઉત્સાહે. परस्परं भावयन्तः એ ન્યાયે આપણે શ્રેયસ્ પ્રાપ્ત કરીએ એ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનો આપણને શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયમાં મળેલો કલ્યાણમંત્ર।

* * *

# આશ્રમ અને ઉત્થાન

લેખક:—
તંત્રી.

'ઉત્થાન' ત્રીજું વર્ષ પૂરું કરે છે. ત્રણ ત્રણ વર્ષમાં એણે ગૂજરાતી તત્ત્વજિજ્ઞાસુઓની કેટલી અધ્યાત્મસેવા કરી એની તો ગ્રાહકોના હૃદય સાક્ષી પૂરે તે સાચી, ઘણાએ વણમાગ્યા અભિપ્રાય એને માટે આપ્યા છે, ચાલુ જ રાખવું જોઈએ અને ગમે તેટલા આર્થિક ભોગે એવા પત્રોની તો વર્ષો વરસી રહી છે. અસ્તુ!

ગૂજરાતની ધર્મપ્રાણ જનતાની આવી તાલાવેલી માટે ખરે જ સંતોષ ઘટે છે! ગુજરાત ધનપ્રાણ પ્રજા છે એ તો જગજાહેર વાત છે; વેપાર અને કમાવું એ એની નસો છે તીજોરીઓનો ખડખડાટ એમની નસોમાં વહેતું ધમધમતું લોહી છે જ્યાં કેટલી પચ્ચીસીની વાતો સંભારીએ તો ગુજરાતના આદ્ય આચાર્યોએ એમાં જે ધર્મપ્રાણ પૂર્યા છે, તે ચાલુ છે. નવીન ભાત અને આધુનિક વિચારશ્રેણીના આંદોલન જાગ્રત કરનારામાં વડોદરા-શ્રેયસ્સાધક વર્ગના આદ્ય આચાર્ય શ્રી નૃસિંહાચાર્ય; બીલખા-આનંદ આશ્રમના આચાર્ય શ્રી. નથ્થુરામ શર્મા; 'પ્રિયંવદા' અને 'સુદર્શન'ના તંત્રી શ્રી મણિલાલ ન. દ્વિવેદી, 'પ્રાર્થના-સમાજ'ના સંસ્થાપક શ્રી. ભોળાનાથ સારાભાઈ, આ સંસ્થાપકોએ ધર્મપ્રદેશમાં નવું વાતાવરણ ઊભું કર્યું, અને એમાંથી ઉદ્‌ભવ્યા આચાર્ય આનન્દશંકર, શ્રી નર્મદાશંકર દે. મહેતા, પ્રો. જે. જે. કણીઆ, વગેરે વિદ્વાન ઉહાપોહવિચક્ષણ વિવેચકો અને લેખકો. ત્યાર પછી મહાત્મા ગાંધીજીનો નવયુગ શરુ થયો, અને એમની પ્રેરણાએ ઘણા વિદ્વાનોને એ વિષયમાં રસ લેતા અને લેખનકાર્યમાં પ્રવૃત્તિ કરતા થપાવ્યા છે!

થોડાં વર્ષથી ચતુર્થાશ્રમી સન્તોએ પણ ગૂજરાત-કાઠિયાવાડને પોતાની વિદ્વત્તાથી ઠીક ઠીક પરિચિત કરવા માંડયા છે. અમદાવાદમાં સંન્યાસ આશ્રમ સ્થાપિત થયો છે. એ આશ્રમના વિદ્વાન સંન્યાસીઓ અનન્ત કથાવાર્તાથી સત્સંગની રેલમછેલ કરે છે: ભગવદ્‌ગીતાને મૂર્તિમાન કરનાર શ્રી વિદ્યાનંદજીએ પોતાની જૂદી જ ભાત પાડતી પ્રવૃત્તિથી આમવર્ગને ગીતા સંભળાવી ગીતાજીની પ્રતિમા સ્થાપી આપી' છે. બીજા પણ મંડળેશ્વરો, મહન્તો, અને પરમહંસો ગૂજરાતી જનતાને પોતાનો આદેશ સંભળાવે છે.

થોડા માસિકો પણ એમાં પોતાનો સૂર પુરાવે છે અને આ રીતે ધર્મભૂખ વધતી હોય, એ દિશામાં કૈંક અવશ્ય કરવું જોતુ જોઈએ એવી વૃત્તિ બધે ઉત્તેજિત થાય છે, એ બધાં શુભ ચિન્હ છે! આ બધું યોગ્ય અને સાચી દિશામાં આગળ ધપે એટલી જ સર્વેશ્વર, સર્વજ્ઞ પરમાત્મા પાસે પ્રાર્થના!

*　　*　　*

'સત્સંગ' ચારેકોર ફેલાઈ રહ્યો છે એમા શક નથી, પણ 'સત્સંગ'થી જેટલો સત્ નો આવિર્ભાવ થવો જોઇએ, તેટલો માનવી હ્રદયમાં થાય ત્યારે ખરો સંતોષ પમાય. મહાયુદ્ધની પ્રચંડ જ્વાલાઓએ જીવનમા દોડધામ કરી મૂકી છે; જીવન નિર્વાહની કપરામાં કપરી પળો સાથે સૌને લડવું પડે છે!' કાળા બજાર 'ની કાળપ જાણે સૌના અંતરમાં ઊતરી પડી હોય, તેમ બધે અંધકાર જ દેખાય છે! ત્યારે આ સત્-પોતાનું પરમ ચિત્ (પ્રકાશ) ન પાથરે, અંતર ન અજવાળે તો એ સત્નો સંગ છે કે અસત્નો એ પ્રશ્નનો શો ઉત્તર આપવો? પરમાત્મા શંકાકુશંકામાંથી બચાવે એવી પ્રાર્થના સાથે કહીએ છીએ કે સત્ ની શોધમાં અસત્ નું પહેલું ભાન થાય તોજ સત્ દ્વારા અસત્ ને વિચારવાનું ભાન આવે અને ચિત્ પોતાનો પ્રકાશ પાથરી શકે!

*　　*　　*

'ઉત્થાન' આવે વિપરીત સમયે ઊભું થયું છે એ એની આકરી કસોટી છે. મોંઘવારી અને અછત વધી પડયાં છે! કાગળ માટે કાળાબજાર' નો આશ્રય લેવો પડે છે. છાપકામના ભાવ વધ્યા છે, પણ સંતોષની વાત એ છે કે એના ગ્રાહકો સાચા શુભેચ્છકો અને સેવકો છે અને ગમે તે ભોગે પણ એને અત્યારે નિભાવવું જ જોઈએ એવી એમની પ્રેરણા છે! સૌને ભારે જ ધન્યવાદ!

*　　*　　*

'ઉત્થાન' ને સ્પર્શ કરે એટલી થોડી 'આશ્રમ' ની વાત કરી લઉં, કારણ કે આશ્રમ બંધ થાય છે. 'ઉત્થાન' ત્રીજું વર્ષ પૂરૂં કરે છે. એને ચાલુ રાખવું જ જોઈએ એવો મિત્રોનો આગ્રહ છે; ગ્રાહકોની સંતોષપૂર્વક માગણી તથા આર્થિક સહાયતા કરનારની શુભેચ્છક દાનવૃત્તિ છે, બાકી રહે કેવળ મારો જાતનો પરિશ્રમ, તો એ પરિશ્રમ મારે શા માટે ન કરવો અને

યો ભુંક્તે સ્તેન એવ સઃ પ્રમાણે જાતચોરીનું પાપ ન વહોરવું એ દૃષ્ટિએ એ પરિશ્રમ મારે કરવો જોઈએ એ સ્વધર્મ ઠરે છે. યદૃચ્છયા ચોપપન્નમ્ જેવો આ પ્રસંગ વધાવી લેવો જોઈએ એમ મને લાગ્યું અને 'ઉત્થાન' ચાલુ રાખ્યું.

પણ 'આશ્રમ' ન થાય તે. ઈ. સ. ૧૯૩૨ ના ઑગસ્ટ માસની તા. ૧૪ મી ને રવિવારે હું છોટાઉદેપુર આવ્યો. મિત્રોના ભાવપૂર્વક સહકાર અને શ્રદ્ધાપૂર્વક સદ્ભાવનાથી નિવાસસ્થાનની યોજના થઈ, ઘણા સંતોએ આવી મને તથા આશ્રમને પાવન કર્યા છે. જિજ્ઞાસુઓ, મિત્રો અને આગન્તુક સત્સંગીઓએ આવીને લાભ લીધો છે. મકાન થયાં, સુન્દર પુસ્તકાલય થયું, તન-મનને સુયોગ્ય પોષણ મળે એવી સામગ્રી ગોઠવાઈ, અને સર્વ આવજા વધી પડી.

* * *

એ બધામાં સ્થાયી કામ કરનાર હું એકલો અને અટૂલો! મારા જેવા અવ્યવહારુને હાથે અકસ્માત્ માથે પડેલો આવો વ્યવહાર મને પોતાને આશ્ચર્ય પમાડતો હતો કે આ કેમ ચાલે છે! વ્યવહારમાં સત્ય, કડવાણી અને લાગણીવશ જીવનથી ઘણાને દુઃખ થયું હશે! કેટલાઓને શાંતિ મળી હશે એ તો સાક્ષીરૂપે શ્રી ઈશ્વર જાણે! પણ નિન્દાસ્તુતિ, હાનિલાભ અને હર્ષશોકનાં દ્વંદ્વો જેમ જેમ આવતાં ગયાં, તેમ તેમ એને ઝીલીને અજ્ઞાનના પ્રદેશમાં હુતાશન પ્રકટાવી, પરમાત્મસ્વરૂપ ગુરુદેવે મને જે જ્ઞાનપ્રદેશમાં સ્થિર રાખીને

એ પ્રશ્ન ઊભો થયો કે શું ચાલુ રાખવું—આશ્રમ કે ઉત્થાન?

* * *

'આશ્રમ'નો લાભ લેનારાની સંખ્યા વધવા માંડી તેની સાથે સૌના નિવાસ, ભોજન અને અભ્યાસનો ભાર વધી પડ્યો "ઉત્થાને" એમાં ઉમેરો કર્યો; ઉપરાન્ત આશ્રમનો નિર્વાહ જેમ આકાશવૃત્તિથી ચાલતો હતો તેવી જ અવસ્થા 'ઉત્થાન'ની થતી; તેથી પગારદાર નોકરો રાખી કામ કરાવી લેવાની અગવડ તો ઊભી જ હતી! અને પગારદાર નોકરની સાથે સેવાભાવનો તો પ્રત્યક્ષ વિરોધાભાસ! તેથી એકજ શરીરથી જેટલું બને તેટલું કરી લેવાની વૃત્તિમાં બન્ને કાર્યમાં વિક્ષેપ થવા માંડ્યો તેથી પ્રશ્ન ઉપસ્થિત થયો કે શું ચાલુ રાખવું? આશ્રમ કે ઉત્થાન?

* * *

તા. ૧૪-૮-૩૨ થી આજ સુધીમાં લગભગ બાર વર્ષનો એક સાધના-યુગ આશ્રમને અંગે મારે માટે ઊભો થયો એને અંગે વિશેષ લખવું એ અતિપ્રશ્ન છે કારણ કે એ આખો પ્રસંગ અંગત છે સંક્ષેપમાં ઉપર કહ્યું છે તેમ એટલું તો સંતોષપૂર્વક કહું છું કે પરમાત્માની અપાર દયા અનુભવી છે! અને ગુરુદેવે આવો અપૂર્વ પ્રસંગ પાડી માગ જીવન-હૃદયને ઘડવાની જે સુંદર તક મને મેળવી આપી તે માટે ખરેખર હૃદયં દ્રવે છે, ભાર્થી મસ્તક નમી પડે છે, અને સાષ્ટાંગ પ્રણામે હૈયું કબૂલ કરે છે કે, જીવનના પ્રત્યેક પ્રસંગમાં દ્વંદ્વની બન્ને બાજુની શીતળતા જીવન ઊર્ધ્વગામી ગયું છે ગુરુદેવ! નમોનમ

* * *

આશ્રમ અને ઉત્થાનના પ્રશ્નમાં અત્યારે તો "ઉત્થાન" જીતીને જીવી ગયું છે જેણે આશ્રમનો ભોગ લીધો છે, તે જીવવા વધવા અને વિકસિત થવા માટે કે કેમ એ પ્રશ્ન તો ભાવીના ગર્ભમાં છે, એટલે સર્વદા સર્વેશ્વર પરમાત્માજ જાણે! પણ આશ્રમ બંધ થાય છે, 'ઉત્થાન' કાર્યાલય વડોદરા જાય છે ત્યાં રહી માગથી બનતી તન-મન-ધનથી સેવા બજાવીશ, અને એવી આશા છે કે થોડા જ વખતમાં એનો વ્યવસ્થાભાર ઉપાડી લેવા કોઇ સેવાભાવી સજ્જન જરૂર નીકળી આવશે ગુરુદેવ એમાં સફળતા પૂરે અને

ઉત્થાનપ્રેમીઓની પ્રાર્થના અવશ્ય સાંભળે !

* * *

કાગળની મોંઘવારી અને મેળવવાની અગવડ વધી છે. છાપકામના ભાવ ચડ્યા છે. અને 'ઉત્થાન'ને નિભાવી પોષવું છે, સમૃદ્ધ કરવું છે, એ માટે સૌ દરિયાદિલ થાય એવી વિનંતી કરું છું થોડા સાર્ગ પુસ્તકો સાથે સાથે પ્રકટ થાય, તો એ દિશામાં પણ કંઈક અધ્યાત્મસેવા નથી એવી આશા પણ, છેવટ પરમાત્મા આપણને સૌને વિશેષ શ્રદ્ધા, ભક્તિ અને સેવાશક્તિ આપે એટલી પ્રાર્થના ! લવાજમ ઘટાડ્યું છે તે એવી આશાથી કે ગ્રાહક સંખ્યા વધે. આશ્રમના કામકાજમાં એટલો બધો વખત જતો હતો કે 'ઉત્થાન' માટે ઘણી વાર હું કશું લખી શક્યો નથી. બહારથી પણ ધારી લેખસામગ્રી મેળવી શક્યો નથી ગ્રાહકોને અસંતોષ રહ્યો હશે અને અંગત મિત્રોના પત્રો પણ નિરુત્તર રહ્યા છે, એ બદલ સૌએ ક્ષમા આપી છે, એ માટે પણ પરમાત્માની દયા સમજું છું.

* * *

વડોદરામાં કાર્યાલય જાય છે; હું કેવળ કાર્યાલયનો અતિથિ છું. ત્યાં બને તેટલો સમય કાર્યાલયમાં રહી, 'ઉત્થાન'ને સમૃદ્ધ બનાવવાની ઈચ્છા છે. આશ્રમ ઉઠાડી નાખવાનું સાહસ એટલા માટે કર્યું છે કે 'ઉત્થાન' સમૃદ્ધ થાય ! એને માટે ઘણું કરવાનું બાકી છે એ હું જાણું છું. મારી અપૂર્ણતાનું મને ભાન રહે અને એ માટે વિદ્વાન લેખકો, સજ્જનો અને શુભેચ્છક ગ્રાહકો સહકાર આપી મને કૃતાર્થ કરે એવી હૃદયપૂર્વકની મારી વિનંતી પુનઃ સૌ સાંભળે !

* * *

છેલ્લા ત્રણેક માસથી આશ્રમને સમેટવાના કામકાજમાં હું હતો તેથી કશું લખી શકતો નથી; આ અંકમાં પણ આટલું નિવેદન કરીને જ વિરમું છું, તે એવી શ્રદ્ધાથી કે ભવિષ્યમાં એનો બદલો વાળવાનું સામર્થ્ય આવો પરમાત્મા આપણને 'ઉત્થાન'ને વિશેષ સમૃદ્ધ કરવામાં ઉત્સાહી બનાવો

* * *

ઉપર કહ્યું તેમ ધર્મજાગૃતિનો ઉછાળો ગુજરાતમાં આવ્યો છે. ધન-

સંસ્કૃતની ભરતી પણ સાથે સાથે ટોચે ચડી છે. પણ ધનપ્રિય જનતા ધર્મપ્રિય હોય કે થાય, એ તો પરમ પુણ્યની વાત છે! આપણે આશા રાખીએ કે એ ધર્મપ્રાણ બને! ધર્મની સાચી દિશા એમને સૂઝે!

અત્યારે આવશ્યકતા છે, ગંભીર વિચારની. ! ભાવના આવેશમાં, ભક્તિના ઉછાળામાં, ધર્મ કે તત્ત્વ અહીં મળશે કે ત્યાં, આ સંત પાસે કે પેલા સંતના ચરણમાં, ગૂજરાતના આશ્રમમાં કે અન્ય પ્રાન્તમાં; એકાન્ત હિમાલયનિવાસમાં શાંતિ મળશે કે જનતાની સેવા કરવામાં, પરમાત્માનું દર્શન દશ્યમાં કરવું કે દ્રષ્ટાના સ્વરૂપમાં, શરીરની નિશ્ચેષ્ટ અવસ્થા એટલે સમાધિ કે મૂર્છા, ઉદ્દંડ નૃત્યકીર્તન કે શાંત મૂક પ્રાર્થના–એમાં કઇ ભક્તિ સાચી:—આવા આવા વિકટ પ્રશ્નો ગૂજરાતની ધર્મપ્રાણ જનતાની સમક્ષ ઊભા થયા છે. છેલ્લી પચ્ચીસીએ પાશ્ચાત્ય કેળવણી પામેલાઓમાં તત્ત્વજિજ્ઞાસા ઊઘાડી છે, પરન્તુ એમને હજુ સાચી દિશા સાંપડી નથી. સંતોની પાછળ દોડધામ મચી રહી છે, નિરીક્ષા–પરીક્ષા ચાલુ છે પણ વિચારણા હજુ ઊઘડી નથી, અને વિચારણા વિનાનું નિરીક્ષણ આંધળાના ગોળીબાર જેવું છે. અત્યારનો જિજ્ઞાસુ પોતાના જ અજ્ઞાનથી, પોતાની જ ભ્રાન્તિથી દુઃખી થાય છે અને દોષારોપણ કરે છે બાહ્ય વાતાવરણ ઉપર ! આ ભૂલ ભાગવા જેવી છે. આન્તરચક્ષુ ઊઘડે, પોતાનો અધિકાર જોવાનું સામર્થ્ય કેળવે, ચમત્કાર અને સિદ્ધિનો મોહ છોડે, વૈભવ અને વિલાસને તિલાંજલિ આપે, સકામ વાસનાઓને નિષ્કામ યજ્ઞમાં હોમે, અધ્યાત્મશાસ્ત્રોનું શ્રવણ–મનન કરે, દોડધામ મૂકીને જનની ગુર્જરભૂમિનું જ જૂનું–નવું સાહિત્ય તપાસી જુએ, ગુજરાતના જ જૂના–નવા તત્ત્વજ્ઞોનો સત્સંગ સેવે, પ્રાન્તીય અસ્મિતા જેવું ગુજરાતમાં કશું નથી, અને તેથી પરપ્રાન્તીય મોહમાં ઊતરી, પરપ્રાન્તીય સંસ્કૃતિ અને ધર્મતત્ત્વની લગનીમાં જ્યાં ત્યાં દોડ–ધામ કરી, ગુજરાતને " ગાંડી ગુજરાત " તરીકેની વગોવણીમાં ઉમેરો કર્યે જાય છે, તેમાં થોડો સંયમ કેળવે અને એ લાંછન ધોઇ નાંખે તો બહુ સારું !!!

ગુજરાતને આંગણે નરસિંહથી માંડી અખો, પ્રીતમ, દયારામ જેવા સંતો પ્રકટ્યા છે, એમનું અપ્રતિમ પ્રાસાદિક સાહિત્ય સૌએ વાંચવું વિચારવું

જોઇએ. વિદ્વાન વિવેચકોનાં પુસ્તકો તૈયાર છે એ સમજવાં જોઈએ. ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, ભગવદ્ગીતા, પંચદશી, ભગવાન શંકરાચાર્યના ગ્રન્થો ઉપરાંત તત્ત્વજ્ઞાનનાં અસંખ્ય ગુજરાતી પુસ્તકો અનુવાદ સાથે તૈયાર છે; એનો અભ્યાસ કર્યા વિના, ભજાણીઓની ડુગડુગી પાછળ રમતિઆળ છોકરાં દોડે તેમ આમતેમ આ સત કે પેલા સંતની પાછળ, પોતાની જાતને તપાસ્યા વિના, કશા આન્તર અભ્યાસ વિના દોડધામ કરવાની જે વૃત્તિ વધી પડી છે, એ ભક્તિ નહિ પણ ભ્રાન્તિ છે; શ્રદ્ધા નહિ પણ બુદ્ધિની જડતા છે, જ્ઞાનપિપાસા નહિ પણ આન્તરની કોઈ તમોગુણી અશક્તિ છે એમાં નથી વ્યવસ્થિત બુદ્ધિ, કે નથી સ્થિરતા દાખવતો શ્રદ્ધાભક્તિનો પ્રવાહ ! પ્રાર્થના છે, કે ગુજરાતની જનતા ! તારું વ્યક્તિત્વ કેળવ ! અને ગાંડપણ કે ઘેલાપણાનું મહેણું ફેડવા કટિબદ્ધ થા.

* * *

ગુજરાતે એક અજોડ સાહિત્ય ભિક્ષુ આપ્યો ! ગુજરાતી શાળાનાં ચારપાંચ પગથીઆં ચડેલા એ ભિક્ષુએ ભરજુવાનીમાં ભેખ લીધો ! એ અખંડાનંદે અખંડ સાહિત્યસેવા સ્વીકારી ! ધર્મના પુસ્તકોની મોંઘવારી અને અપ્રચાર એને સાલ્યાં ! હૃષીકેશના નિવાસ દરમ્યાન એમણે પ. શ્રી. સ્વા. રામતીર્થનું નામ સાંભળ્યું ! એમનો સદ્ગુરુ પ્રાન્તના પ્રવાસ દરમ્યાન સત્સંગ સેવ્યો ! હૃષીકેશ અને ઉત્તર કાશીમાં તપશ્ચર્યા કરીને આત્મસંતોષ કેળવી લીધા પછી એ પુનઃ સ્વશરીરની માતૃભૂમિમાં ઊતર્યા, અને ગુજરાતના સદ્ભાગ્યે 'સસ્તું સાહિત્ય'ના વટવૃક્ષનાં બીજ એમના પુણ્ય હસ્તે રોપાયાં. અખંડ વાચન, અખંડ પરિશ્રમ, અને અખંડ ઉત્સાહથી એ અખંડાનંદે સાહિત્યના ભિક્ષુ બની ધર્મ અને નીતિનાં પુસ્તકોની એવી તો ગ્રન્થમાળા ફેરવી કે ભારતવર્ષની અન્ય ભાષાઓમાં પણ કેટલીએ ગ્રન્થમાળાઓ ફરવા માંડી ગુજરાતને એણે જાગૃતિ આપી ! સાહિત્યમાં સસ્તાપણું લાવી જીવનમાં ધર્મસમૃદ્ધિ બનવાના એના કોડ ફળ્યા, અને ગુજરાતને જે ધર્મપ્રવાહોએ સચેત કર્યું હતું, એમાં 'સસ્તું સાહિત્ય' નો વડલો રોપ્યે; એ ફાલ્યો અને હજુ વધતો જ જાય છે ! એમના

ઉત્તરાધિકારીઓ એને વધતો રાખવામાં જે અવિરત પરિશ્રમ કરી રહ્યા છે એ ખરે જ ધન્યવાદને પાત્ર છે !

*   *   *

'ઉત્થાન' તો જ્ઞાનયજ્ઞના અન્નની આહુતિમાં એક ગાઇના દાણા જેવડું છે. એને માટે વાતો કરવી એ મિથ્યાડંબર જેવું થઈ જાય એવો ભય રહે છે. જ્યાં ધર્મ-તત્ત્વનું સાહિત્ય તપાસવા બેસીએ ત્યારે, નવલકથા વાર્તા કે બીજાં બધાં સાહિત્યની સામે ગુજરાતનું ધર્મસાહિત્ય હજુ બહુ થોડું લાગે છે. એ દિશામાં નાના મોટા બધા પ્રયત્નો વધાવી લેવા જેવા છે. સંભાળ રાખવાની છે કેવળ વિશુદ્ધ અને વિચારશીલ સાહિત્ય પીરસવાની. એમાં દૃષ્ટિ રાખવી જોઈએ પવિત્રતાની. કાર્ય જેવું પવિત્ર છે, એવો જ પવિત્ર ભાવ એના સાહિત્ય ઉપર રખાય તો જ એ સેવા શુદ્ધ અને સત્ત્વશીલ કહેવાય.

ઘણું કરવાનું છે ! 'ઉત્થાન' દ્વારા કેટલું થશે, કેવું થશે, એ બધું ભ વિના હાથમાં છે. અત્યારે તો એટલું જ કહીને વિરમું છું કે વિદ્વાન લેખકો સહાયતા કરે ! ગ્રાહકો સેવા ચાલુ રાખે, શુભેચ્છકો 'ઉત્થાન' અને એના પુસ્તકોના પ્રચાર માટે પ્રયત્નશીલ રહે, અને મારી ઉણપોનું મને ભાન કરાવી કર્તવ્યપરાયણ રાખે ! આટલું થાય તો મે ઘણું છે !

*   *   *

આશ્રમ બંધ થાય છે. વડોદરામાં આશ્રમ નહિ, પણ 'ઉત્થાન'નું કાર્યાલય છે. મારા અંગત સત્સંગનો લાભ લેનારાઓને વિનંતી છે કે ત્યાં રહી રહેવા કરવાની સગવડ નથી. હું જાતે જ ઘણો ખરો વખત પર્યટનમાં ગાળીશ; વખતોવખત આપના નિમંત્રણને શિરોધાર્ય માની આપની સાથે જ્ઞાનચર્ચાનો લાભ લેવા આવી ચડીશ; પત્રોથી બને તેટલી સેવા કરીશ; અને એ રીતે શ્રવણ-મનનમાં જે અનુકૂળતા જોઈશે તે કરી આપવામાં તત્પર રહીશ.

પરન્તુ વડોદરામાં આવીને જેઓને સ્વતંત્ર રહેવાની સગવડ હોય તેઓ કેવળ સત્સંગ માટે આવી શકે છે. તેઓએ પણ અગાઉથી પત્રવ્યવહાર

ફરી મારી હાજરીની ખાતરી કરી લેવાની વિનંતી છે. પત્રવ્યવહાર બધો 'ઉત્થાન' કાર્યાલયની મારફત કરવાનો છે. આટલું અંગત મિત્રોને માટે લખીને વિનવું છું કે સૌ પોતાનું સામર્થ્ય 'ઉત્થાન' ને સમૃદ્ધ કરવામાં વાપરે। પરમાત્માએ મને આશ્રમના ભારમાંથી મુક્ત કર્યો છે, તે 'ઉત્થાન'ની એકાદ વર્ષ એકાન્તભાવે સેવા કરી લેવા માટે। એ જરા વ્યવસ્થિતપણે પ્રગમ્યા થાય, એટલે સૌ મિત્રોને સત્સંગ–સહવાસનો પ્રસંગ પડશે–અવશ્ય મળશે, એટલું ધૈર્ય બધા કેળવી લે। અસ્તુ। ॐ।

પરમાત્મા આપણને સૌને 'ઉત્થાન' દ્વારા જાગ્રત રાખે; જાગ્રતિ દ્વારા મહાપુરુષોનું શરણ લેવરાવે, અને એ શરણ દ્વારા આત્મજ્ઞાન અપાવે એ જ પ્રાર્થના।

  

 



# સુફીવાદ

લેખક:—શ્રી શાન્તિલાલ ઠાકર એમ. એ.

હિંદુધર્મમાં જેમ ભક્તિમાર્ગની ગુહાપરંપરા અગમનિગમના ઉંબ ઓળંગી પરમરહસ્યમાં પ્રવેશે છે, તેમ ઇસ્લામમાં પણ સુફીવાદ બહુ જ માર્મિક, રહસ્યમય, સૂક્ષ્માતિસૂક્ષ્મ અને ગયબી પંથ છે. આપણામાં સ્મૃતિએ જેમ મનુષ્યના આચારને વર્ણાશ્રમધર્મ પ્રમાણે નિયત કરવા પ્રવૃત્ત થાય છે, અને નિષ્કામ કર્મયોગથી અંતઃકરણની શુદ્ધિ થાય છે અને ધ્યાનધારણા માટે યોગ્યતા આવે છે એવો વેદાન્ત માર્ગનો સિદ્ધાન્ત છે તે જ પ્રમાણે કર્મના નિયામક કાયદાકાનૂનોને સુફીમાર્ગના ઓલિયાઓ 'શરીઅત' નામથી ઓળખે છે ત્યાર પછી સાધક જે સત્યનો માર્ગ પકડે છે, આત્મપ્રાપ્તિના પંથે પડે છે તે ચેતનાના અટપટા અનેક ઉંડાણોવાળા માર્ગને ઇસ્લામના જ્ઞાની પુરુષો 'તરીકત' નામથી વર્ણવે છે તરીકતમાં અનેક ધ્યાનધારણાના પ્રકારો તથા ઉપાસનાઓ તથા નિદિધ્યાસનનો સમાવેશ થાય છે. ત્યારપછી પરમાત્મતત્ત્વમાં જે સ્થિતિ, અહંતાના સંપૂર્ણ વિલય પછી પ્રાપ્ત થતી બ્રહ્મનિષ્ઠા, સત્યસ્વરૂપમાં અસ્તિત્વ ધારણ કરવાપણું–તેને સુફીમાર્ગમાં 'હકીકત' કહે છે. અને તે પ્રમાણે સત્યસ્વરૂપનો સાક્ષાત્કાર કરી સુફી જે જે નિસ્ત્રૈગુણ્ય ભાવની પીઠિકા પર સ્થિત થઈને પ્રભુના સંકેત પ્રમાણે વિચરે છે, મુક્ત ક્રિયાઓ કરે છે, અદ્વૈત ભાવમાં સ્થિતિ પ્રાપ્ત કરીને 'જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સૂર નીકળે' એ ભક્તકવિ દયારામની પંક્તિમાં વર્ણવ્યા પ્રમાણે દિવ્ય ભાગવત્ હેતુ અનુસાર જીવનનૌકા ચલાવે છે, તે ગયબી અભેદ ક્રિલ્લાની કામયાબીને સુફીવાદીઓ 'મારિફત' કહે છે. સુફીવાદમાં જુદે પડતી આ ચાર ભૂમિકાઓ માનસશાસ્ત્રની દૃષ્ટિએ તથા અધ્યાત્મશાસ્ત્રના અનુભવે બહુ જ ચોક્કસ, સ્પષ્ટ અને સુરેખ ભૂમિકાઓ છે, અને આત્મતત્ત્વના સાક્ષાત્કારરૂપી પરમ મઝહબને સિદ્ધ કરવા મથતા કોઈપણ ધર્મના અને કોઈ પણ કોમના સાધકને તે અનુભવગોચર થાય છે.

પરમાત્મ પ્રાપ્તિની સાધનાના માર્ગને–તરીકતને આપણે એક વિશાળ વિસ્તારમાં પથરાયેલા સમુદ્ર સાથે સરખાવી શકીએ. તેમાં અનેક ઉંડાણો અનેક તલનિતલ છે, ભયંકર જોખમકારક ખાડાટેકરા અને ખરાબાઓ તેમાં સાધનાનાં ભયસ્થાનો રૂપી કામક્રોધલોભાદિકરૂપી અનેક મગરમચ્છો

છે ને તરીકતના સમુદ્રમાં સાધકના જીવનની નૌકા હલેસા મારે છે અને એમ માર્ગે પોતાની આગેકૂચ-આગેકદમ જારી રાખે છે. આ નૌકામા સાધકનું જીવન સલામત બને છે. ભય કર દરિયાના ઝઝાવાતી પછડાટમાં—જ્યાં હકીકતે જીવન મૃત્યુરૂપી માશૂકના મુલમદ નો પર્દો ઊચકવાની અને તેને ભેગવાની જોખમી પળો પ્રાપ્ત કરતુ રહે છે તે તરીકતના દરિયાવમા શરીઅતને શાસ્ત્રોકત નીતિનિયમોને આપણે નૌકા સાથે સરખાવી શકીએ ઘણા સાધકો પોતાના મનોબળ ઉપર અને પુરુષાર્થ ઉપર વિશ્વાસ રાખી, અર્હતાનો આશ્રય કરી, આ સાંસારિક પદાર્થ મને શો વિક્ષેપ કરી શકવાનો હતો ? આ વસ્તુ કે વ્યકિત મને મોહમા શુ ફસાવી શકવાની હતી ? એવી બડાશ મારી શાસ્ત્રવિરુદ્ધ વર્તન સ્વીકારવા છતા સાધનામા આગળ વધવા ગયા છે, અને પરિણામે તેમની જીવન કિશ્તી ખરાબે ચઢી ગઈ છે અને આધ્યાત્મિક પતનને પરિણામે તેમની દિવ્ય અભીપ્સા જ હણી ગઈ છે; તેઓ આત્મતત્ત્વની પ્રાપ્તિ પર્યંત જઈ શક્યા નથી માટે જ ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણચંદ્રે સલાહ આપી છે કે -ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि । શાસ્ત્રમાં કહેલું કર્મ સમજીને તે પ્રમાણે આચાર રાખવો તે તને યોગ્ય છે શાસ્ત્રની મર્યાદાને ઉલ્લઘન કરીને આચાર રાખનાર મનુષ્ય નાશ પામે છે, અર્થાત્ ધર્મ–અર્થ કામ કે મોક્ષ—એ ચાર પુરુષાર્થોમાથી એક પણ પુરુષાર્થ તે પ્રાપ્ત કરી શકતો નથી આ રીતે જોતા તરીકતના દરિયાવમા શરીઅત એ આપણી નૌકા–કિશ્તી છે સાધક તે કિશ્તીમા બેસી આત્મજ્ઞાનરૂપી મૌક્તિક પ્રાપ્ત કરવા સફરે નીકળ્યો છે—દિવ્ય યાત્રાએ નીકળ્યો છે હકીકતને આપણે છીપ સાથે સરખાવી શકીએ, જેમા મારિફતરૂપી મોતી ગુપ્ત રહેલુ છે જેમ મોતી છીપમા પેદા થાય છે, અને તમા જ સલામત રહે છે તેમ આત્મ સાક્ષાત્કાર અને દિવ્ય ભાગવત જીવનનું ગપ્ણી રહસ્ય પણ બ્રહ્મનિષ્ઠામા—જે સ્થિતિમા અહંતાનો સંપૂર્ણપણે અને સતત વિલય થઈ જાય છે તે સત્યસ્વરૂપ સ્થિતિમા જન્મે છે અને સલામત રહે છે દિવ્ય ગપ્ણી જીવનનુ આ અલૌકિક મોતી અમૂલ્ય છે તે સર્વ માનવજીવનના સંપૂર્ણ આનન્દની અવધિનુ પ્રતીક છે તે પ્રાપ્ત કરતા માનવજીવન કૃતકૃત્ય અને ધન્ય બની જાય છે પછી તેને આધિભૌતિક આધિદૈવિક કે આધ્યાત્મિક–સંસારના આ ત્રિવિધ તાપ સતાપતા નથી તે કેવી મોજ માણે છે એ આનન્દની

મહાત્માઓ અજબ અને અગાધ છે. ઉપનિષદમાં એને જ 'ભૂમા' આનંદ, મહાનમાં મહાન, વ્યાપક, મૂળભૂત આનન્દ તરીકે વર્ણવ્યો છે. એ આનન્દ કણમાત્રથી વિકસિત થઈને આ વિશ્વ ટકી રહ્યું છે. જો તે આનન્દની ઝાંખ અખંડપણે ન રહી હોત, તો પ્રાણીઓ આ દુઃખમય સંસારમાં જીવન કે ધારણ કરી શકત ? માટે જ મારિફતરૂપી મોતીની કિંમત અમૂલ્ય છે. જ્યાં સઘળાં દ્વન્દ્વો વિરામ પામે છે, ત્યાં દુન્યવી ઝઘડાઓનો અંત આવે છે, સઘળાં વિરોધો શમી જાય છે, ત્યાં સંપૂર્ણ સંવાદી સર્વસમન્વયમાંથી અખૂટ આનંદનું દિવ્ય શાશ્વત ઝરણું વહે છે, અને સકલ સંસારને પરિપ્લાવિત તથા પાવન કરે છે તે જીવન્મુક્તિની અવસ્થાને જ સુફી લોકો 'બકા' કહે છે. ઉપનિષદમાં કહે છે કે 'अभयं वै जनक प्राप्तोऽसि। હે જનકરાજા હવે તું અભય પદને પ્રાપ્ત થયો છે।' અભય પદ ને મારિફત છે જ્યાં દ્વૈત હોય ત્યાં એક બીજાને ડરાવે, પણ જ્યાં કેવળ અદ્વૈત પ્રવર્તે છે ત્યાં કોણ કોને ડરાવે અને કોણ કોનાથી ડરે ? દ્વૈત હોય ત્યાં એક બીજાને જુએ, સાંભળે, સૂંઘે, ચાખે અથવા તો સ્પર્શે, પણ અદ્વૈતમાં–જ્યાં એક તત્ત્વથી ભિન્ન એવું બીજું કોઈ તત્ત્વ હયાતિ જ ધરાવતું નથી, ત્યાં કોણ કોને જુએ, કોણ કોને સાંભળે, કોણ કોને સૂંઘે, કોણ કોને ચાખે અથવા તો કોણ કોને સ્પર્શે ? આવી દ્વૈતભાવથી પર, ગયબી દિવ્યજીવનની પ્રણાલિકાને જ સુફી લોકો મારિફત કહે છે. કવિ નરસિંહરાવ કહે છે તે પ્રમાણે આ અવસ્થામાં 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ ઉક્તિ ચરિતાર્થ થાય છે. સંત શિરોમણિ કબીર મહારાજ કહે છે કે,—

જાપ મરે, અજપા મરે, અનહદ્ ભી મરી જાય,
સુરત સમાની શબ્દમેં, તાહિ કાલ ન ખાય

અલ્લાહ કે બીજી કોઈ પ્રકારની ઉપાસનાથી જપ જપનાર સાધક જે અવસ્થાને પહોંચે છે તે સાધક મૃત્યુ પામે છે, અર્થાત ત્યાં સુધી મૃત્યુનું સામ્રાજ્ય ચાલે છે જે સાધકને જપનો ઘણો અભ્યાસ થવાથી અજપા જપ ચાલે છે, તે પણ મૃત્યુની સીમાને ઓળંગી જઈ શકતો નથી પણ જે અવસ્થામાં સુરત શબ્દમાં સમાઈ જાય છે, તે અવસ્થાને પ્રાપ્ત થયેલો આ માર્ગના યોગી કાળને ખાઈ જાય છે, કાળ તેને ખાઈ શકતો નથી—

મારિફતનું મોતી આવું કીમતી અને પ્રકાશ સ્વરૂપ છે.

સુફી જ્યાં સુધી ' શરીઅત ' ની ભૂમિકામાં હોય છે, ત્યાં સુધી તો તે બધા જ બાહ્ય નિયમો પાળે છે, ખાદ્યાખાદ્યમાં વિવેક રાખે છે, અમુક નિશ્ચિત સમયે બંદગી કરે છે, પૂજનપાઠની ક્રિયાઓ પણ જાળવી રાખે છે, નમાઝ પઢે છે, પાકશાઓની કલમો પઢે છે, અને બાહ્ય પૂજાવિધિ આચરે છે. આવી બાહ્ય સ્થૂળ પૂજાને સુફી લોકો ' જિસ્માની આમુલ ' કહે છે. પણ જ્યારે સાધક બાહ્યમાંથી આંતરમાં જાય છે, ત્યારે તેની આધ્યાત્મિક પૂજા શરૂ થાય છે. આને તે લોકો ' રુહાની આમુલ–અર્થાત આત્માની પૂજા ' કહે છે. આ પૂજા શરૂ થતાં ધીમે ધીમે, બાહ્ય બંધનો વિગલિત થઈ જાય છે. અમુક નિશ્ચિત કાલે થતી ઉપાસના અથવા પૂજાને બદલે તે આંતરિક ધ્યાન ધારણા તરફ વધારે ઢળે છે એમાં બાહ્ય સ્થુળ દીપો અને ઉપકરણોનો વિનિયોગ થતો નથી પણ દેવી સંપત્તિનાં આંતર આધ્યાત્મિક સૂક્ષ્મ તત્ત્વોનો પ્રયોગ થાય છે.

ભક્તિમાં આપણા ઉચ્ચ કોટિના સાધકો પ્રેમના તત્ત્વને મુખ્ય તત્ત્વ તરીકે સ્વીકારી, ભગવાનને પોતાના પ્રિયતમ તરીકે સ્વીકારે છે, અને મધુરભાવ ધારણ કરી, પોતાને ગોપી માની ભગવાન સાથે અતિશય નિકટના અને આંતર સંબંધ બાંધે છે. કારણ કે જગતના સર્વે સંબંધોમાં દાંપત્ય–સંબંધ બહુ જ નિકટનો, સમગ્રહૃદયવ્યાપી, બળવાન અને શ્રેષ્ઠ છે. સુફી લોકો પણ દાંપત્યસંબંધની આ શ્રેષ્ઠતા અને સઘનતા સ્વીકારે છે પણ તેઓ ભગવાનને પોતાની પ્રિયતમા માને છે અને પોતાને તેના આશિક–પ્રિયતમ–પ્રણયી માને છે આ રીતે સુફી લોકો ભગવાનની અને પોતાની વચ્ચે આશુક-માશુકનો સંબંધ બાંધે છે. ભગવાનને તેઓ સનમ કહીને સંબોધે છે. એ સનમનું સ્વરૂપ કોઈ અદ્ભુત છે. તેના નૂરની–તેજની–સૌન્દર્યની લગનીમાં કંઈક સુફી ઓલિયાઓ ઘેલા બની ગયા છે. ઇશ્કનો–પ્રેમનો રસ્તો એ તેમનો સાધનમાર્ગ છે. તે માર્ગ પર સફર કરતાં, હરેક પ્રકારની વિટંબણાઓ, મુશ્કેલીઓ અને વિક્ષેપોનો સામનો તેઓ હસતે મુખડે કરવા તૈયાર રહે છે. અરે, સહન કરતાં કરતાં તેઓ ' ફના ' થઈ જવામાં, નાશ પામી જવામાં, સર્વસ્વની–જાતની સુદ્ધાં આહુતિ આપી દેવામાં, સર્વસમર્પણ કરવામાં એક જાતની મઝા માણે છે. સનમને ઢૂંઢવામાં ફના થઈ જવું–એ તેમને જીવનનો એક અનેરો લહાવો છે, તેમાં

જ તેમના જીવનનો આનન્દ અને આરામ છે. તેમના ઉસ્તાદો-ગુરુઓ તેમને ફનાગિરીનો જ ભેખ આપે છે. સંસારના સઘળા કામ્ય પદાર્થોની વાસનાને તેમણે બાળી નાંખી હોય છે, અને તે ખાકના તેઓ 'ખાકી' હોય છે. તેમણે આશ્રમને બાળીને ભસ્મ કરી નાંખી હોય છે, અને તેની ભભૂત તેમણે પોતાના દિલ પર લગાવેલી હોય છે. આવો કડક, ભીષણ ત્યાગ તેમને એક પ્રકારની મસ્તી અર્પે છે. આ મસ્તી—આ બેપરવાઈ તેમના વર્તનમાં, તેમની વાણીમાં, તેમની બેતોમાં-કવિતાઓમાં-ગઝલોમાં આપણને ખૂબ તરવરતી નજરે પડે છે. દુનિયાના ડહાપણની, સંસારના વ્યવહારની તેઓ ઠેકડી કરે છે. તેમને તો જોઈએ છે માત્ર સનમનું સાંનિધ્ય, સનમના મુલાયમ કરકમલનું જામે-શરાબ-દારૂનું પ્યાલું-દિવ્ય આનંદનું પીણું. તેઓ સ્વભાવે અને આકાંક્ષાએ આ દિવ્ય મદિરાના પિપાસુ હોય છે. તેમને આ દિવ્ય આનન્દનો નશો જ માત્ર ખપે છે એ જ તેમનો પાક ખોરાક છે. તેની ખુમારીમાં જ તેઓ પોતાના જીવનને ટકાવે છે. તે દિવ્ય સુરાની પ્યાલી જ તેમને સાધનાના ભયંકર અનુભવોમાં ટકી રહેવાનું જોમ અને જોશ આપે છે. એ પ્યાલી ભરીને આપનાર-સાકી તેમનો પરમહિતૈષી આપ્તજન છે. તેઓ સાકીને વણથાક્યે વિનંતિ કર્યે જાય છે કે-ભર દોઉ પ્યાલી, ફિર ભી ભર દો પ્યાલી, હમ તો કુછ ઔર શરાબી હુએ. આ ખુમારીની પ્યાલી-આ શરાબ તે જ ઋગ્વેદનો સોમરસ, અને તે જ તાંત્રિકોનું મદ્ય. તાંત્રિકોના મત પ્રમાણે પદ્ય :

> पीत्वा पीत्वा पुनः पीत्वा यावत् पतति भूतले ।
> उत्थाय च पुनः पीत्वा पुनर्जन्म न विद्यते ॥

(દિવ્ય આનંદનો દારૂ) વારંવાર પીને ફરી પાછો પીવો-જ્યાં સુધી તે બેહોશ થઈને જમીન ઉપર ગબડી પડે ત્યાં સુધી! વળી પાછું થોડુંક ભાન આવે, તે થોડોક હોશિયાર થય કે ફરી પાછી એક પ્યાલી ગટગટાવવી-જેથી કરીને તે સાધકને પુનર્જન્મ પ્રાપ્ત ન થાય (પણ તે મોક્ષગતિને પામે!)

એ સનમના દિદારનું દર્શન કરવા સૂફી આંસુના દરિયાવ વહાવે છે, નિસાસાની આગ ચોવીસે કલાક મૂકતો ફરે, ઈશ્કની ભઠ્ઠીની ધૂણી તપે છે, સંસારને જલાવી-ફગાવી વિરાગની કફની ઓઢે છે, ખાકની ભભૂતને અંગે લગાવી દરદમ અહાલેક પુકારે છે, પ્રેમના વિરહાનલમાં તવાય છે, સનમના

# માનવ-ઉત્કર્ષ

લેખક:-શ્રી નર્મદાશંકર હ. વ્યાસ. બી. એ.



સર્જનજુનુ ઉત્તમમાં ઉત્તમ સર્જન, એ માનવી. ઉન્નતિ એનો જન્મસિદ્ધ હક્ક છે. માનવી પ્રકૃતિથી જ ઉન્નતિશીલ પ્રાણી છે. માનવીની કોઈ પણ પ્રવૃત્તિ ઉત્કર્ષ સાધવા માટે જ હોય છે. ઉત્કર્ષના સાધન રૂપે જ માનવી પ્રવૃત્તિશીલ બને છે. પ્રવૃત્તિ માનવીનો પ્રાણ છે. પ્રવૃત્તિ વિના માનવી એક ક્ષણ પણ રહી શકતો નથી કે જીવી શકતો નથી પ્રત્યેક માનવી પોતાની પ્રકૃતિ અનુસાર પ્રવૃત્તિ શોધી લે છે પ્રકૃતિ અનુસાર પ્રવૃત્તિ ન સાંપડે તો, પ્રાપ્ત થયેલ પ્રવૃત્તિને અનુરૂપ પોતાની પ્રકૃતિને ઘડવી પડે છે પ્રકૃતિ અને પ્રવૃત્તિનો પરસ્પર જ્યાં સુધી સમતોલ સમન્વય ન થાય, ત્યાં સુધી માનવીનું કર્તવ્ય ઉત્કર્ષને પંથે લઇ જનારૂ બનતુ નથી. માનવીના કર્તવ્યનું પરિણામ અથવા તો કર્તવ્ય પોતે પણ સાધનરૂપે જ્યા સુધી તેને ઉર્ધ્વગામી ન બનાવે ત્યાં સુધી જીવનની સફળતા જણાતી નથી.

જીવનસાફલ્ય એ માનવઆળની મોટામાં મોટી મહત્વાકાંક્ષા. પ્રત્યેક માનવી પોતાના મંતવ્ય પ્રમાણે, પોતાની શક્તિ અનુસાર પ્રવૃત્તિ આદરે છે, અને એ પ્રવૃત્તિનું અંતિમ ધ્યેય જીવનનું સાફલ્ય જ હોય છે. પ્રવૃત્તિને પ્રત્યેક પગથીએ ઉત્કર્ષનો પારો ઊંચો ચડતો હોય તો જ જીવનની સિદ્ધિ અને સાફલ્ય પ્રાપ્ત થાય છે. ઉત્કર્ષનું અંતિમ ધ્યેય જ્યારે માનવી સમક્ષ હોય છે, ત્યારે જ તેને પ્રવૃત્તિ બોજારૂપ લાગતી નથી. બલ્કે પ્રવૃત્તિની પાછળ જીવનની કૃતકૃત્યતા અનુભવાય છે. પોતાના ધ્યેયને પોષતી પ્રત્યેક પ્રવૃત્તિ

માનવીને સુખરૂપ લાગે છે, અને તેનાથી ઉલટું ધ્યેયને પ્રત્યાઘાતી નીવડતી પ્રવૃત્તિ ખરેખર બોજારૂપ અને દુઃખદ જણાય છે.

માનવજીવનનો મોટામાં મોટો પ્રશ્ન હોય તો તે તેનું ખરું ધ્યેય નક્કી કરવાનો છે. એક વખત ધ્યેય નક્કી થઈ જાય, તો પછી એ ધ્યેયની પર્યાપ્તિ માટે, સાધનરૂપે વિવિધ પ્રવૃત્તિઓનો આશરો લઈ શકાય, પણ જ્યાં સુધી ધ્યેયની નિશ્ચિતતા ન હોય ત્યાં સુધી માનવીની સ્થિતિ ભરદરિયે સુકાન અને શઢ વિનાના વહાણ જેવી હોય છે. ધ્યેય અને એ ઉત્કર્ષને પંથે લઇ જનારી પ્રવૃત્તિ માનવજીવનની નૌકાના સુકાન અને શઢ સમાન છે. માટે ધ્યેયની સ્થિરતા પ્રાપ્ત કરવી એ માનવીનો પ્રથમ ધર્મ છે.

જગત જેટલું વિશાળ છે, જેટલું પ્રગલ્ભ છે, તેનાથી પણ વધારે વિશાળ અને પ્રગલ્ભ માનવીની કલ્પના છે. જગત જેટલું સચોટ અને નિયમબદ્ધ છે, તેટલી જ માનવીની બુદ્ધિ કુશાગ્ર અને તર્ક અણીશુદ્ધ છે. જગતમા સંઘરાયેલી અતુલ શક્તિ સમજનાર અને એ શક્તિનો પોતાના ઉત્કર્ષ માટે ઉપયોગ કરનાર માનવી જ છે. જગતની નક્કરતા અને સાતત્ય માનવીને સંતોષી શકતાં નથી. જગતમાં રહેવા છતાં તે જગતથી પર થવા મથે છે પ્રકૃતિને ખોળે રહી તે પ્રકૃતિથી પર થવા મથે છે. જગતમાં જીવવા છતાં, સંસારમાં રહેવા છતાં જગતને અને સંસારને જીતવાના કોડ તેના દિલમાં હોય છે. માનવી ખરેખર મહાન છે.

હવે મુખ્ય પ્રશ્ન એ છે કે સાચી ઉર્ધ્વગામી પ્રવૃત્તિ કોને કહેવી ? માનવજીવનનું ખરું અંતિમ ધ્યેય શાને ગણવું ? ઉત્કર્ષ એટલે શું ? પ્રકૃતિને અનુકૂળ પ્રવૃત્તિ શા માટે સુખરૂપ, અને પ્રકૃતિને પ્રતિકૂળ પ્રવૃત્તિ શા માટે દુઃખદ? આ બધી શંકાઓ આજની નથી. These are eternal problems. અનંતકાળથી માનવીને મૂંઝવતા આ કોયડાઓ છે. વસ્તુતઃ આ પ્રશ્ન અણઉકેલાયેલા નથી. માનવી પોતે જ પોતાની મેળે આ બધા કૂટ પ્રશ્નોનું નિરાકરણ કરી શકે છે. પણ જ્યાં સુધી એ નિરાકરણની ભૂમિકા પ્રાપ્ત થતી નથી, ત્યાં સુધી માનવીને મન, જગત અને જીવન એ બે મહાનમાં મહાન કોયડારૂપ લાગે છે. પણ વાસ્તવિક રીતે તો માનવીની જીવનસરણી બિલકુલ તે છે " સરળ સરખી જીવનતણી. "

" જીવનની ખરી ચાવી, જીવનનું ખરું ધ્યેય જ્યાં સુધી ન સાંપડે ત્યાં સુધી ' સરળ શરણી જીવનતણી ' કદાપિ નથી જણાવાની. માનવી અનેક પ્રકારના ધ્યેય પાછળ દોડતો હોય છે. જીવનમાં સુખ પ્રાપ્ત કરવા માટે અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરે છે. પણ પરિણામે પ્રત્યાઘાત અને દુઃખને જ પ્રાપ્ત કરે છે. શા માટે ? સાચા સુખને સમજ્યા વિના માત્ર ક્ષણિક સુખની ભ્રાન્તિમાં તે અનેક જાતની પ્રવૃત્તિઓ આદરે છે અને સુખની પ્રાપ્તિ તો સુખને ઠેકાણે જ રહે છે, બલ્કે દુઃખને જ વ્હોરતો જાય છે આવી રીતે જગત ખોટું, કંટાળા ભરેલું, ક્લેશમય અને દુઃખદ ભાસે છે, અને તેમ જ માનવજીવનનું. જીવનને જીરી જાણવું એમાં તો માનવીની ખરી આવડત રહેલી છે.

તો પછી માનવજીવનનું અંતિમ ધ્યેય શું હોઇ શકે ? માનવીએ લક્ષ્મીને પરમ ધ્યેય તરીકે ગણી અને પરિણામે માનવબાળને સંગીન અધિક સ્થિતિ પ્રાપ્ત થવાને બદલે ગરીબાઈ અને કંગાલીઅત સાંપડયાં, એકની શ્રીમંતાઈ એટલે અનેકની ગરીબાઈ. ઐહિક સમૃદ્ધિનું ધ્યેય માનવીને સાચું સુખ નથી આપી શક્યું. આમાં બે મત છે જ નહિ. ધનના પુજારીઓ નથી જીતી શકયા જગતને, કે નથી જીવી શકયા સાચા જીવનને. માટે જ જગતના શાણા પુરુષોએ લક્ષ્મીને જીવનનું અંતિમ ધ્યેય ગણ્યું નથી. લક્ષ્મીનંદનોને ગળે આ વાત એકદમ ઊતરે તેવી નથી, પણ એ તો નિર્વિવાદ છે કે એક દિવસ લક્ષ્મીને સાધ્ય તરીકે નહિ પણ સાધન તરીકે જ ગણીને એનો ત્યાગ કરવો જ પડશે, જો પરમ શાન્તિ પ્રાપ્ત કરવી હશે તો.

માનવી માત્ર લક્ષ્મીભૂખ્યો નથી. લક્ષ્મી કરતાં પણ તેને વધારે ભૂખ હોય છે ઐશ્વર્યની–સત્તાની. ઐશ્વર્યની પ્રાપ્તિને પણ માનવીએ જીવનના અંતિમ ધ્યેય તરીકે ગણ્યું છે. પરિણામે જગતને અને માનવબાળને ખરું ઐશ્વર્ય કે સાચી સત્તા આપવાને બદલે બક્ષી છે ગુલામી. આપી છે પરાધીનતા. એકનું પરમ ઐશ્વર્ય એટલે હજારોની ગુલામી ને પરતંત્રતા એકની પરમ સત્તા એટલે લાખોની પરાધીનતા. ઐશ્વર્ય અને સત્તાની મહત્ત્વાકાંક્ષા પણ સમૃદ્ધિની મહત્ત્વાકાંક્ષા જેટલી જ પ્રત્યાઘાતી છે.

માનવજીવનનું ધ્યેય એવું હોવું જોઈએ કે જે કેવળ વ્યક્તિનો વિકાસ ન સાધે પણ વ્યક્તિની ઉન્નતિ સાથે સાથે સમષ્ટિનો ઉત્કર્ષ પણ સાધે.

માનવીએ વિદ્યાપ્રાપ્તિને જીવનના પરમ ધ્યેય તરીકે ગણ્યું, પણ વિદ્યા જ્યાં સુધી સાચી વિદ્યા નથી હોતી ત્યાં સુધી માનવીને પરમ શાન્તિ કે સુખ નથી આપી શકતી વિદ્વત્તા પણ ઉપર જણાવ્યા પ્રમાણે સમૃદ્ધિ અને સત્તાની માફક મૂડીવાદનો એક પ્રકાર જ છે. એકની વિદ્વત્તા એટલે હજારોની નિરક્ષરતા વિદ્વત્તાથી જગતનું કે માનવીનું કોઈ દિવસ દારિદ્ર ફીટ્યું નથી. જે વિદ્યા સાચી નથી એ માત્ર શબ્દ કે વાણીની સોનેરી જાળ રૂપે જ હોય છે તેવું જ કળાનું સમજવું જે કળા સાચી કળા નથી તે માત્ર માનવીનો વિલાસ જ છે. એટલે સમૃદ્ધિ, સત્તા, વિદ્યા, વિજ્ઞાન અને કળાને માનવ જીવનના અંતિમ ધ્યેય તરીકે તો નહિ જ ગણી શકાય અલબત એ બધાને માનવજીવનના ઉન્નતિક્રમમાં સ્થાન છે પણ કેવળ સાધન રૂપે, અંતિમ સાધ્ય તરીકે નહિ.

માનવજીવનનું ખરું ધ્યેય તો નિત્યસુખ અને શાશ્વત શાન્તિના ભંડાર સ્વરૂપ પ્રભુપ્રાપ્તિનું જ હોઈ શકે આ ધ્યેયને પ્રાપ્ત કરવા માટેની પ્રત્યેક પ્રવૃત્તિ શુભ પ્રવૃત્તિ જ હશે આ પ્રવૃત્તિ સદાય સુખદાયી જ નીવડવાની. આ પ્રવૃત્તિ આપોઆપ જ પ્રકૃતિને અનુકૂળ થઈ પડવાની. કદાચ બાહ્યરૂપે, પરમાત્મપ્રાપ્તિના ધ્યેયને પોષતી કોઈ પ્રવૃત્તિ, પ્રત્યાઘાતી જણાય તો પણ તે ચિત્તને શાન્તિદાયક અને આનંદની લાગણી અર્પનાર જ હોય છે માનવીની સમક્ષ આ ધ્યેય ઊંચામાં ઊંચું છે. એક વખત જો તે આ ધ્યેયની નિશ્ચિતતા પ્રાપ્ત કરી લે અને એની પ્રાપ્તિ માટે એવા પ્રકારની મનની ભૂમિકા તૈયાર કરવા માંડે, તો પછી એને માટે જીવનની સરણી એકદમ સરળ થઈ જાય છે.

સમૃદ્ધિ, સત્તા, વિદ્યા કે કળાની પ્રાપ્તિ માટે માનવીને કેટલા વલખા મારવાં પડે છે ? પરમાત્મપ્રાપ્તિ માટે વલખાં નથી મારવા પડતાં, અલબત અથાગ પરિશ્રમ તો ઉઠાવવો જ પડશે. પણ એ પરિશ્રમ પ્રત્યાઘાતી નહિ હોય એ પરિશ્રમ તો અંતરમાં આનંદનાં સ્પંદન આપનો હશે પ્રભુપ્રાપ્તિને માત્ર સાક્ષાત્ દર્શનના સ્વરૂપમાં જ સમજી લઈશું તો જરૂર વલખાં મારવાં પડશે, આવેશમાં આવવું પડશે અને આવેશના આઘાતપ્રત્યાઘાત સહ

કેરવા પડશે. એ સુખદાયી પણ હોય અને કદાચ દુઃખદ પણ હોય. માટે ખરેખર ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત કરી આનંદનો અસ્ખલિત પ્રવાહ અનુભવવો હોય તો બાહ્ય સાકાર દર્શનની આર્જુ છોડી, સંપૂર્ણ રીતે અંતર્મુખ થઈને આત્મસાક્ષાત્કાર કરવો પડશે. સ્વસ્વરૂપની પિછાણ એ જ પરમાત્મ-પ્રાપ્તિ. માનવીએ પોતાની જાતને જ માત્ર ઓળખવાની જરૂર છે. એ પોતે જ પરમાત્માનું સાચું સ્વરૂપ છે. માનવી ખરેખર મહાન છે

જગતની કરુણતા અને કુરૂપતાનું મૂળ કારણ માનવીનું માત્ર અજ્ઞાન છે. સમૃદ્ધિના ઢગ ઉપર બેઠેલો કૃપણ નથી સમજી શકતો સમૃદ્ધિને કે સમૃદ્ધિના ઉપભોગને. એ સમૃદ્ધિ નથી પણ પથ્થરનો ઢગલો જ છે તે જ રીતે સત્તાનો કોયડો થી જતો માનવી જો સત્તાના ખરા સ્વરૂપને ન સમજી શકે અને એ સત્તાને જીવનના અંતિમ ધ્યેયની પ્રાપ્તિના સાધન તરીકે ન વાપરી શકે તો રોન્ટામાં અને નશાબાજ દારૂડિયામાં શો ફરક ? એજ પ્રમાણે વિદ્વાન્ મનુષ્ય વિદ્યાનું ખરૂં સ્વરૂપ ન સમજી શકે અને પોતાની વિદ્વત્તાનો જીવનના અંતિમ ધ્યેયની પર્યાપ્તિ માટે ઉપયોગ ન કરે તો વિદ્વત્તાને વાંઝણી જ કહેવી ને ? કલાકારનું પણ તેમ જ. કલાકાર હમેશાં માનવશ્રેષ્ઠ હોય છે. કલાકાર એટલે હૃદયનાથ. પોતાની કળાદ્વારા જો એ માનવજીવનના અંતિમ ધ્યેય તરફ જવા પ્રયત્ન ન કરતો હોય તો તેને વિલાસી જ ગણી શકાય. તેનું સાધન પણ ઉત્તમ છે. તેની પ્રવૃત્તિ ખરેખર ઉત્કર્ષને પોષનારી છે. સાચો કલાકાર ઉન્નતિને માર્ગે જ હોય છે.

અજ્ઞાન એટલે નિરક્ષરતા નહિ અજ્ઞાનના પડળમાં અટવાયેલા જગતમાં વિરોધાભાસ અને દ્વન્દ્વો જ જણાવાનાં. વિદ્વત્તા હોવા છતાં માનવી અજ્ઞાની હોય છે. સમૃદ્ધિ હોવા છતાં માનવી કંગાલ હોય છે. સત્તા હોવા છતાં માનવી બીક હોય છે. કલાકાર હોવા છતાં માનવી અકલાત્મક હોય છે. જીવનની સાચી ચાવી મળી જાય તો અજ્ઞાનનો પટ દૂર થાય છે. જગતમાં બીજું છે શું ? જો માનવી ખરેખર આત્મજાગ્રત કરી શકે તો તે જગતને જીતેલો જ છે. તે જીવનને જીતી શક્યો છે અને એણે જીવી જાણ્યું છે.

પણ આ વસ્તુ જો સહેલી હોય તો સર્જનજૂના કાળથી જગતમાં જે મારામારી ચાલી આવે છે તે આજ સુધી ટકી શકી હોત ખરી ? આજે પણ

જગત એટલું જ કરૂણ, એટલું જ વિરોધાભાસી જણાય છે. માનવજાતિ પ્રગતિને પંથે હોવા છતાં આજે તેટલો જ દુઃખમય, નિરાશાઓથી ઘેરાયેલો, વિષાદયુકત અને કંગાલ દેખાય છે.

ખરી જરૂર તો જીવનનું આખું દષ્ટિબિંદુ બદલી નાખવાની હોય છે. આત્મસાક્ષાત્કાર કે પરમાત્મપ્રાપ્તિનું અંતિમ ધ્યેય નક્કી કરી લીધા પછી સાચી પ્રવૃત્તિ અને સાચા સાધનની પ્રાપ્તિ માટે મથવાનું હોય છે. એક વખત સાચું અંતિમ ધ્યેય નક્કી થઈ ગયા પછી કોઈપણ પ્રવૃત્તિ એ ધ્યેયને પોષનારી જ જણાશે, કારણ કે પ્રવૃત્તિ માત્ર કે સમગ્ર જીવન **તેને** જ સમર્પણ હશે. સમર્પણ ભાવના વિના જીવનને જીવી શકાશે નહિ. પ્રવૃત્તિ માત્ર **તેની** જ બક્ષેલી અને **તેની** જ પ્રાપ્તિ માટે છે, એ ભાવના દૃઢ થયા પછી કર્મની ઉચ્ચતા કે નીચતાનો ભાવ નહીં રહે. કર્મની સફળતાથી અહંકાર કે નિષ્ફળતાથી વિષાદ નહિ ઉદ્ભવે. આવી સમર્પણ ભાવનાથી અને અંતર્મુખ વૃત્તિથી જીવન જીવવામાં અનિર્વચનીય આનંદ રહેલો છે પ્રવૃત્તિ માત્રમાં આનંદ, કર્મ માત્રની પર્યાપ્તિમાં **તેનાં** દર્શન, પ્રત્યેક સંજોગો પાછળ **તેની** શુભસૂચના, પોતે કર્તા નહિ પણ માત્ર સાધન instrument. આવું દષ્ટિબિંદુ કેળવાય તો ખરેખરો માનવ ઉત્કર્ષ સાધી શકાય.

આવું દષ્ટિબિંદુ કેળવવાને માટે સતત સત્સંગની જરૂર હોય છે. પ્રત્યેક ચીજનો વિકાસ જેમ તેને મળતા પોષણ ઉપર આધાર રાખે છે, તેમ આત્મવિકાસ પણ તેને સાચા સત્સંગરૂપી મળતા પોષણ ઉપર જ આધાર રાખે છે છેલ્લાં ત્રણ વર્ષથી આત્મવિકાસને પોષતો સત્સંગ 'ઉત્થાન' આપી રહ્યું છે, અને પ્રત્યેક વાચકને કે સાધકને **તેની** પ્રતીતિ થયા જ કરતી હશે. 'ઉત્થાન' ચોથા વર્ષમાં આવતા માસથી પ્રવેશે છે. જગતની દષ્ટિએ 'ઉત્થાન' અત્યંત કપરા જીવનવિગ્રહમાં પણ ટકી શક્યું છે. એને ટકાવી રાખવું એ પ્રત્યેક આત્મપ્રેમીની ફરજ છે–ધર્મ છે. બાકી તો 'ઉત્થાન' પોતેજ ઉત્કર્ષનું પ્રતીક છે. એ સાચા ઉત્કર્ષના અપ્રતિમ પ્રતીકને સમજવાની અને પચાવવાની સાથે સાથે તેને પોષવાની પણ આપણને પરમાત્મા સદ્બુદ્ધિ આપે એ જ પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના !'ઉત્થાન' નો જય હો ! !

卐

# બ્રહ્મસૂત્ર

## ચતુ:સૂત્રીપર્યન્ત સરલ ભાવાનુવાદ )

ગતાંકથી ચાલુ

પ્રયોજક :—શ્રી રમણીક એ. મહેતા



## शास्त्र योनित्वात् ॥ ३ ॥

શાસ્ત્ર ( શાસ્ત્ર ) કારણ છે તેથી ( યોનિત્વાત્ )-બ્રહ્મ સર્વજ્ઞ છે.

ગુરૂ–આ ત્રીજું સૂત્ર છે અને તે અધિકરણ છે આગલા સૂત્રની સાથે એની સંગતિ આ પ્રમાણે છે :—સર્વ કારણત્વ–સર્વનું કારણ હોવું અને વેદકર્તૃત્વ=એટલે વેદનું કારણ હોવું, એ બન્ને સર્વજ્ઞત્વના અર્થને સાધનાર છે, આથી બન્ને સૂત્રનો વિષય એક જ છે. તેથી બન્ને સૂત્ર વચ્ચે સંગતિ છે.

શિષ્ય–શી રીતે ? ગુરૂદેવ.

ગુરૂ–આગલા સૂત્રમાં આપણે સિદ્ધ કરી ગયા કે ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મ જગતનું કારણ છે, એટલે બ્રહ્મ સર્વજ્ઞ છે. આથી કરીને વેદનું કર્તૃત્વ–વેદની રચના સર્વજ્ઞ સિવાય શક્ય નથી. આ સૂત્ર પણ સર્વજ્ઞત્વ સિદ્ધ કરે છે એથી બન્ને સૂત્રનો વિષય ' સર્વજ્ઞત્વ ' હોવાથી સંગતિ છે. આ સિવાય બીજી સંગતિ પણ કેટલાક માને છે.

શિષ્ય–બીજી સંગતિ શી રીતની છે ?

ગુરૂ–ગયા સૂત્રમાં 'આક્ષેપ સંગતિ' જણાવી હતી. આવા પ્રકારની આક્ષેપ સંગતિ પણ શક્ય છે. મીમાંસકો વેદને ' નિત્ય ' માને છે. એથી બ્રહ્મ સર્વ જગતનું કારણત્વ નથી. આ આક્ષેપનો જવાબ આ સૂત્રમાં હોવાથી

જે છંદ વેદમાં આવે છે, તેનું લક્ષણ છંદશાસ્ત્ર છે. ક્યારે યજ્ઞ કરવો ? પૂનમે કે અમાવાસ્યાએ એ જ્યોતિષ શાસ્ત્રથી સમજાય છે. આ તો ઠીક પણ ગ્રંથને બે પ્રકારના દોષ હોય છે.

શિષ્ય–બે પ્રકારના દોષ ! ક્યા બે પ્રકારના દોષ !

ગુરૂ–' અબાધકત્વ ' અને ' અસ્પષ્ટ બાધકત્વ ' વેદ બે પ્રકારના દોષથી રહિત છે. એટલું જ નહિ પણ, આચાર્ય ચૂડામણિ કહે છે તેમ–પ્રદીપવત્સર્વાર્થાવદ્યોતિન:–illuminating all things like a torch. પ્રદીપની માફક સર્વ અર્થ સ્પષ્ટ દર્શાવનાર છે આથી સર્વજ્ઞ કલ્પ વેદની યોનિ કારણ બ્રહ્મ છે. અહીં સર્વજ્ઞકલ્પ શબ્દ લક્ષમાં લેવા જેવો છે.

શિષ્ય–શા માટે ગુરૂદેવ !

ગુરૂ–કોઈ એવી આશંકા કરે કે સર્વ અર્થને પ્રકાશ કરવાનું સામર્થ્ય જો કે વેદમાં છે પણ તે અચેતન છે, માટે ' સર્વજ્ઞકલ્પ ' કહેલ છે. સિદ્ધાંત એ છે કે ઋગ્વેદાદિ લક્ષણવાળા શાસ્ત્રની ઉત્પત્તિ સર્વજ્ઞથી જ થઇ છે એ સિદ્ધ છે. વારૂં. તું એમ ધાર કે અમુક માણસે અમુક વિષય પર એક પુસ્તક રચ્યું. તે પુસ્તક રચનારનું જ્ઞાન તે વિષયનું વિશેષ હોય છે–તે વિષયનો તે અધિક જ્ઞાની હોય છે. તેણે પ્રતિપાદન કરેલા વિષયનું તેને વધારે જ્ઞાન હોય તે સંભવિત છે ને ?

શિષ્ય–હા, ગુરૂદેવ, તે યથાર્થ છે.

ગુરૂ–બીજું એ પણ છે કે જેટલું જ્ઞાન પુરુષના અનુભવમાં આવે છે તે શબ્દથી બરાબર દાખવી શકાતું નથી સાકર, ખાંડ, ગોળ, મધ, દૂધ, શેરડી, ચીકુ, એમાં મધુર રસ છે; પણ, તે ભિન્ન પ્રકારનો છે. તેનો અનુભવ લેનાર તે જાણે છે, પણ શબ્દથી તે વ્યક્ત કરી શકતો નથી. લીંબુ, કરવંદા, આમલી, કાચી કેરી, કાચી દ્રાક્ષ, એમાં ખટાશ છે. પણ શબ્દથી તે ભિન્ન ભિન્ન કરી બતાવાતી નથી. બીજી ઈંદ્રિયોનું પણ તેમ જ છે. વાત એ છે કે જે માણસ શબ્દથી જે જ્ઞાન જણાવે છે–જણાવી શકે છે તેનાથી વધારે જ્ઞાન તે માણસમાં હોય છે. માટે પ્રયત્ન સિવાય, સર્વ જ્ઞાનનો ભંડાર જે ... કર્તાનું જ્ઞાન કેટલું હશે ? માણસમાં થતા શ્વાસ ...
જે મહાભૂતમાંથી વેદ નીકળ્યા છે, તે ભૂતના

જગત એટલું જ કરણ, એટલું જ વિરોધાભાસી જણાય છે. આનંદબો[illegible]



કરવી ? ભાષ્યમાં अप्रयत्नेनव लीलान्यायेन पुरुषनिश्वासवत् કહ્યું છે તે લક્ષમાં લેવા જેવી બાબત છે. એનો અર્થ એ છે કે સહજ રમતાં રમતાં, આંખના પલકારામાં આ સૂત્રનો અર્થ બીજી રીતે પણ થઈ શકે છે.

શિષ્ય—બીજી કી રીતે ગુરુદેવ !

ગુરુ—' શાસ્ત્ર યોનિત્વાત્ ' એને બહુવ્રીહિ સમાસ માની વિગ્રહ કરે છે કે શાસ્ત્ર છે યોનિ ( કારણ ) અર્થાત્ પ્રમાણ જેમાં તેને શાસ્ત્રયોનિ કહે છે. શાસ્ત્રયોનિ—કારણ હોવાથી, બ્રહ્મશાસ્ત્ર વેદાંતાદિથી જાણી શકાય છે. તાત્પર્ય કે બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ જાણવાનો એક માત્ર ઉપાય શાસ્ત્ર છે કેવળ અનુમાન નથી. આ વાત આપણે આગળ ઉપર સિદ્ધ કરી ગયા છીએ.

卐

# *સંસ્કાર અને ક્રાન્તિ

લેખક : શ્રી. નલિન મ. ભટ્ટ એમ. એ.



પરમાત્માના દિવ્ય, સહસ્ત્ર નામોમાં "યુગાદિકૃત" અને "યુગાવર્ત", એવા પણ બે નામો આવે છે. યુગાદિકૃત એટલે યુગનો આરંભ કરનાર અને યુગાવર્ત એટલે યુગનું વમળ પેદા કરનાર. અર્થાત્ પરમાત્મા પોતે જ યુગારંભ અને યુગવમળના કર્તા છે. એ બેમાં પણ યુગવમળ, યુગારંભનું પુરોગામી છે. નવયુગના પ્રારંભની વાટ જોતું જગત્, આજે, યુગાવર્ત અનુભવી રહ્યું છે. જીવનનું એવું એકપણ ક્ષેત્ર નથી જે આ યુગવમળથી અણબોટ્યું હોય ! વિશ્વની સભ્ય મહા પ્રજાઓ આજે સમરરસિક બની છે. જગતનાં સામાજિક, આર્થિક, ધાર્મિક, નૈતિક, રાજનૈતિક, વૈજ્ઞાનિક અને આધ્યાત્મિક તંત્રો અસ્તવ્યસ્ત થઈ રહ્યાં છે ! નવી વ્યવસ્થા, નવી જ્યોતિ અને નવા પ્રાણ માટે, પળપળ તલપાપડ થતું જગત, ભારે વેદનાને—પ્રસૂતિ પીડાને ભોગવી રહ્યું છે. પાઈથી માંડીને પરમેશ્વર સુધીના તમામ પ્રશ્નો, એક મહા-વિકટ અને જટિલ સમસ્યા થઈ પડી છે !

એટલું જ નહિ. અતલ ભૂતકાળમાં સરતું વૃદ્ધત્વ, ચોમેર ઘોર કલિકાલનો સંચાર જોઈ રહ્યું છે ! ચોમેરથી રુંધાયેલું યૌવન, સદા તરુણ વર્તમાનમાં, મંત્ર-મુગ્ધ સર્પની પેરે ફૂંફાડા મારી રહ્યું છે ! વિશ્વનું મુગ્ધ

* શ્રી. નલિન મ. ભટ્ટ કૃત "જીવનદર્શન" ની પ્રસ્તાવના : ગ્રંથ કિં. ૨-૦-૦. પોસ્ટેજ જુદું. પ્રાપ્તિ સ્થાન નલિન મ. ભટ્ટ, શીતળા શેરી, વલસાડ.

રણ, અદીઠ અને અગમ્ય ભાવિ તરફ સાશંક નજરે નિહાળી રહ્યું છે!
ગનમાન, યુગાવર્તના મહાભઠ્ઠીમાં તવાઈ રહ્યું છે!

અને વ્યવસ્થાના આ માનવકૃત વ્યવસ્થાઓની ઉથલપાથલ, ગોઠવણી અને કેળવણીમાં પરમાત્માને પોતાને પણ ભારે રસ છે. કવિનું તો દર્શન છે કે —

' God fulfills Himself in many ways
'Lest one good custom should corrupt the world."

પોતાની સત્ય, શિવ અને સુન્દર કૃતિને, કોઇ અસત્ય અશિવ અને કદરૂપ કરી મૂકે તે સત્ય–શિવ અને સુન્દર પરમાત્માને પસંદ નથી! આથી જ્યારે જ્યારે, માનવમતિ, આ સુન્દર, સરસ, નિર્દોષ અને શિવ વિશ્વ-જીવનને કદ્રૂપ, નીરસ, દૂષિત અને અશિવ કરી મૂકે છે ત્યારે ત્યારે યુગાદિકૃત પરમાત્મા, યુગાવર્તને પેદા કરે છે.

*બીજી રીતે કહીએ તો રૂંધાયેલું સત્ય હંમેશને માટે રૂંધાયેલું રહી શકતું નથી. જૂઠ, સાચને રુંધવાનો પ્રયત્ન જરુર કરે છે.* એની તાકાત ચાલે ત્યાંસુધી સત્યને એ ગૂંગળાવે છે પણ ખરું. પણ જુઠ, મૂળમાંજ તાકાતહીન છે આથી મૂળમાજ વીર્યવાન સત્ય, અસત્યના થરો ભેદીને જ્યારે ઉપર આવવા મથે છે, અસત્યને ગૂંગળાવે છે, પોતાના અસલી સ્વરૂપે પ્રકટે છે ત્યારે, અસત્યમાં પ્રતિષ્ઠાવાળી, માનવકૃત વ્યવસ્થાઓના પાયા ડગમગી ઊઠે છે. તે કાળે, અસત્યને વરેલી માનવજાતિ, અકળાઈ ઊઠે છે! અને અસત્યના ઉપર મજ્જાગત પ્રીતિ હોઇને તથા સત્યના ઉપર શ્રદ્ધા ભકિતનો અભાવ હોઇને, અને છતાં સત્ય પાતાળ ફોડીને પણ ઉપર આવતું હોવાથી અને તે ઉપરાંત તેનો સ્વીકાર કર્યે જ છૂટકો હોવાથી, અસત્યના ત્યાગ કરતાં માનવજાતિને કષ્ટ થાય છે! પરંતુ વિશ્વની આંતર્વ્યવસ્થા, સત્યનિષ્ઠ અને આથી જ નિર્લેપ અને નિરંજન હોવાથી, કોઈના પણ સુખદુઃખની પરવાહ કર્યા સિવાય, તે સ્વસ્વરૂપે પ્રકટ થાય છે જ. અને સત્યના આ અવતાર અને પ્રાકટ્યથી તો દાનવ દૂભાય! દેવ તો રાજી થાય! બસ. અસત્યનું માર્જન, અને ઉન્મૂલન, તથા સત્યનું સમર્થન અને પ્રતિષ્ઠાપન એટલે જ અનુક્રમે યુગાવર્ત અને યુગારંભ છે! આને જ આપણે ક્રાન્તિને નામે ઓળખીએ

છીએ ! અને આમ તો જો કે પ્રત્યેક પળ એ ક્રાન્તિની જ પળ છે, પણ આજે આપણે એક વિશેષ, ધરમૂળની ક્રાન્તિની પળમાંથી પસાર થઈ રહ્યા છીએ !

તો શું આ ક્રાન્તિ આવતાં વિશ્વનાં બાહ્ય રૂપ કે રંગ ફેરવાઈ જવાનાં છે ? શું એ પંચમહાભૂતોનો મેળો મટી જવાનો છે ! સૂર્યના ઉદયાસ્તની દિશાઓ બદલાઈ જવાની છે ? નદીના વહેણો ઊંધા વહેવાનાં છે ? ડુંગરનાં શિખરો પાતાળમાં અને તેની તળેટીઓ આકાશમાં ચાલી જવાની છે ? શું પશુ પુચ્છવિષાણહીન બની, માનવ પુચ્છવિષાણયુક્ત થવાનો છે ? માણસ પાંઉ રોટી છોડી વાયુભક્ષી થવાનો છે કે પછી આહાર, નિદ્રા, ભય, મૈથુનને તજી, માણસ પશુથી અસામાન્ય થવાનો છે ?

ના. આમાનું કશું થવાનું નથી ! આજે જેવું દેખાય છે તેવું જ ક્રાન્તિ પછી પણ વિશ્વ દેખાશે. પંચભૂતનો મેળો મટી એ વિખેરાઈ જવાનું નથી ! સૂરજનો ઉદય પૂર્વમાં જ થશે અને અસ્ત પશ્ચિમમાં જ રહેશે. ગંગા વહે છે તેમ જ વહેનારી છે અને ડુંગરોને પણ ઊંધા ચત્તા થવાની જરૂર નથી ! માણસની આકૃતિમાં પણ ઉપર સૂચવ્યા તેવા ફેરફારો થવાનો સંભવ નથી ! આજની માફક બકરીનાં દૂધ ઉપર તો કોઈ બાંધી જ રહેશે અને પશુથી અસામાન્ય થવાનો નિર્ધાર પણ માણસ કરે એ સંભવ નથી ! આ બધામાં ફેરફાર ઇચ્છીએ તો પણ થનાર નથી ! કુદરતકૃત મર્યાદાઓનું પાલન કુદરત હંમેશાં કરે છે. અને ક્રાન્તિમાં એ બધાંનો સમાવેશ પણ મૂઢ જ કરે !

તો પછી ક્રાન્તિ શાની ? ક્રાન્તિનું રહસ્ય શું ? ક્રાન્તિનું તત્ત્વ શું ? ક્રાન્તિ દૃષ્ટિની છે. ક્રાન્તિ શુદ્ધ સમજના સ્વીકારમાં છે. તેનું તત્ત્વ સત્યમાં છે. ક્રાન્તિ આપણામાં સમજની ફેરબદલી આવ્યેથી અત્યાર સુધી આપણે જે રીતે જીવનને જોયું છે, જે રીતે સ્વીકાર્યું છે, જે રીતે તેમાં વર્ત્યા છીએ તે બધામાં સત્ય શું છે—એ શોધી, નક્કી કરી, તે રીતે હવે પછીના જીવનમાં, સત્યના દૃષ્ટિકોણથી, જીવનને વળાંક આપવામા, ક્રાન્તિનુ ગૂઢ રહસ્ય છે. વ્યક્તિ અને સમષ્ટિની જીવન પ્રત્યેની સમજણમાં પરિવર્તન એટલે ક્રાન્તિ છે. અર્થાત્ સત્યનો નિઃસંકોચ સ્વીકાર, તદનુરૂપ વસ્તુમાત્રનાં નવાં મૂલ્યાંકનનો સ્વીકાર, તદનુસાર આચારમાં ધરમૂળથી પરિવર્તન એટલે

વધારાન માટે તારો વિનિયોગ હોવો ઘટતો હતો, તેં દેશકાળ અને વસ્તુનાં અપાર અંતરોને કાપ્યાં. દુનિયાને એક દિવસમાં મપાય એટલી નાની કરી ! પણ તે સર્જનને બદલે સંહાર જ બતાવ્યો ! સુખને બદલે અસુખ જ વધાર્યું ! હિતને બદલે અહિત જ ફેલાવ્યું ! જાતિ અને જાતિના તથા પ્રજા અને પ્રજાના સમન્વયને બદલે તેં તો તેમનો દુરાન્વય જ કરાવ્યો ! ભૌતિક અંતરો તો ટાળ્યાં પણ આંતર અંતરોને વિકસાવ્યાં ! તારા વિવેકને અધાપો વર્યો ! અને સરવાળે તેં તો યાદવાસ્થળી જ આણી !"

અધ્યાત્મજીવનના આચાર્યને વિલોકી, ક્રાન્તિ, આશાભર્યાં વિનયનમ્ર અવાજે પૂછે છેઃ બંધો ! તારી જ જગત રાહ જુવે છે. તું અત્યારસુધી ક્યાં છુપાયો હતો ? તને કોણે ગૂંગળાવ્યો હતો ? તારા સિવાયનો, આ બધો વરઘોડો તો વર વિનાની જાન જેવો છે ! તું જગદ્વ્યવસ્થાનો દોર તારે હાથે લે. જીવનના તમામ ક્ષેત્રોમાં પ્રસરેલાં અંધારાને તું આત્મજ્યોતિથી ઉજાળ. તું જો હાથમાં દોર લેશે તો મારો-ક્રાન્તિનો જન્મ સાર્થક થશે હું જાણું છું કે સત્યદેવને જેલમાં પૂરવામાં આવે છે. પણ સત્ય તો અસલથી જ જેલમાંથી પ્રગટ થતું આવ્યું છે ! ત્યાંથી જ જગતની તમામ દિશાઓને પ્રકાશિત કરી, પાવન કરી, સુખ-શાન્તિ-ચેન અને જીવનાનન્દ પ્રસરાવતું આવ્યું છે. ઊઠ ! બંધો હવે તારે પ્રકટ થવાનો દિવસ આવ્યો છે !"

'હા' કે 'ના' નો જેને જવાબ દીધે જ છૂટકો છે એવા આ ક્રાન્તિના પ્રશ્નોનો, સમાજશાસ્ત્રીથી માંડીને તે વિજ્ઞાનશાસ્ત્રી સુધીના સૌ, જેમ રંગે હાથ પકડાયેલા લાચાર ચોરની પેરે, ખુલ્લા દિલથી એકજ જવાબ વાળે છે કે "હમારે જે કરવું જોઇતું હતું તે હમોએ વ્યક્તિગત રીતે કે સામુદાયિક રીતે કર્યું નથી ! કર્યું નથી એટલું જ નહિ, ઉલટું વર્ત્યાં છીએ. આપ હમારા એ ફોજદારી અને ઘાતકી ગુન્હા માટે જે સજા ફરમાવશો તે હમો મૂકભાવે સહીશું."

અને પુણ્યપ્રકોપથી પ્રજળી ઉઠેલી ક્રાન્તિ, વિધિના નિશ્ચલ લેખની અદબથી તેમને શાસન કરે છે કે : "" જો તમો કર્તવ્ય ચૂક્યાં જ છો, જો તમોએ માનવજાતને ઝેર જ પાયું છે અને અમૃતથી જ વંચિત રાખી છે તો તેનું હવે પ્રાયશ્ચિત કરો. ઊર્ધ્વગામી પ્રવૃત્તિના માર્ગમાં ક્યાં તો સહાયક

થાઓ કે ક્યા તો ટળી જાઓ ! જો આ શાસનનું ઉલ્લંઘન કર્યું છે તો તમારો બધાંયનો ભાંગીને ભુક્કો થઇ જશે !"

ક્રાન્તિની આ વિધિવાણીથી ગભરાઇ ઉઠેલા અસ્તિત્વભીરુ, સમાજશાસ્ત્રીઓ, અર્થશાસ્ત્રીઓ, ધર્માચાર્યો, નીતિશાસ્ત્રીઓ, રાજનીતિજ્ઞો અને વિજ્ઞાનશાસ્ત્રીઓ, સ્વરૂપશોધન માટે આજે અંતર્મુખ બની ગયા છે ! એમને પોતાની અસ્તિ ટળી જાય એ બીકે, જાતને શોધવા અને સૌ સાથે પોતાનો મેળ બેસાડવા માટે કામે લાગી ગયા છે. જીવનમાત્રને સપ્રમાણ, સંવાદી, સુરીલું, સપ્રાણ અને સરવાળે, 'सत्यं शिवं सुन्दरं ' બનાવવા માટે ક્રાન્તિની સરમુખત્યારી સ્વીકારવાને સૌ એકપગે તૈયાર થઇ રહ્યા છે ! ક્રાન્તિ, પોતે જ જીવનની અપ્રમાણતા-વિસંવાદિતા-નિષ્પ્રાણતા અને નિર્બલતાની નિર્દય વાઢકાપ કરી રહી છે ! એ વાઢકાપની પરિણામે સુખદાયી પણ આરંભે વેદનામયી ચીસથી આખું જગત આજે ભરાઇ રહ્યું છે !

તો પછી આ વિશાળ વાઢકાપને અંતે ક્રાન્તિ માનવજીવનમાં શું આણવા માગે છે ? જવાબ સનાતન છે. ક્રાન્તિ માનવજીવનમાં, પ્રેમ, દયા, સત્ય, શ્રદ્ધા, ભક્તિ, વિશ્વાસ, મંગલતા, સરલતા, નિર્ભયતા, શુદ્ધિ, સન્મતિ, સત્કર્મનિષ્ઠા, ત્યાગ અને વિવેક વગેરે, તમામ આત્મગુણોનો બેહદ વિકાસ અને સ્થિરતા ચાહે છે. કેમકે સદ્‌ગુણોના સાર્વત્રિક અને સાર્વકાલિક વિકાસમાં જ સાચી પ્રગતિ છે, સાચું સુખ અને શાન્તિ છે. ક્રાન્તિ ચાહે છે કે જો સામ્રાજ્ય જ હોય તો તે પ્રેમનું હોય-સત્તાનું નહિ. નિર્ભયતાનું હોય-ભયનું નહિ નિર્વૈરતાનું હોય, વેરનું નહિ સત્યનું હોય-જૂઠનું નહિ. અચોરીનું હોય, ચોરીનું નહિ માનવ, માનવને અને ઇતર પ્રાણીઓને ચાહવા આવ્યો છે, ચૂસવા નહિ ! તારવા આવ્યો છે, ટાળવા નહિ ! ઉદ્ધારવા આવ્યો છે, અવતારવા નહિ ! એ માણસ હોઇને સદ્‌ગુણનો સંચય એને માટે ધર્મ્ય છે. અને એજ કારણે દુર્ગુણનો સંચય એને માટે વર્જ્ય છે. બસ. ક્રાન્તિ, હિંસા સામે અહિંસાને જૂઠ સામે સાચને, ચોરી સામે અચોરીને સંગ્રહ સામે ત્યાગને નિર્ભયતા સામે આત્મબળને, અશુદ્ધિ સામે શુદ્ધિને, અવિવેકી સામે વિવેકને, અજ્ઞાન સામે જ્ઞાનને, અશ્રદ્ધા સામે શ્રદ્ધાને, અમંગલતા સામે ...

(૨) સૌને જીવવાનો એક સરખો હક છે.

(૩) આથી જ " જીવો અને જીવવા દો " એટલો એક જ વિશ્વવ્યવસ્થાનો પાયો હોઇ શકે.

(૪) જીવવું એટલે ઓછામા ઓછું દરેક જીવને માટે, ખાવાની, પહેરવાની, રહેવાની માનવોચિત વ્યવસ્થા કરવી; અને આ ઉપરાંત દરેક જીવને ધાર્મિક સ્વતંત્રતા, વાણીની સ્વતંત્રતા, વર્તનની સ્વતંત્રતા તથા આત્મનિર્ણયનો હક હોવો—આટલાનો પણ સમાવેશ થાય છે.

(૫) ઉપલા અર્થમા જીવવું હશે તો તે જ રીતે સૌને જીવવા દેવું પડશે— અર્થાત્ જાતે સુખચેનથી જીવવું હોય તો બીજા અબાધના સુખચેનથી જીવવા દેવાની સગવડ કરી આપવા માટે અનેક ન્યાય મર્યાદાઓનો, જાત ઉપર અંકુશ મૂકવો અનિવાર્ય થઈ પડશે. આ ન્યાય મર્યાદાઓના અમલ સિવાય વિશ્વશાન્તિ થઈ શકશે જ નહિ.

(૬) જાતે જીવવા માટે, સૌને જીવવા દેવાનો સિદ્ધાન્ત સ્વીકારતાં વિશ્વવ્યાપી પ્રેમ અને દયાનો પ્રયોગ અનિવાર્ય હશે. એટલે કે આત્મોપમ્ય વર્તન અહિંસાની અપેક્ષા રાખે છે.

(૭) આ અહિંસામાંથી, અહિંસાની જ શુદ્ધિ, વૃદ્ધિ, પુષ્ટિ અને પ્રતિષ્ઠા માટે સત્યથી માંડી ઈશ્વરસમર્પણ સુધીના તમામ યમનિયમોનો સ્વીકાર અને અમલ અનિવાર્ય ઠરે છે.

(૮) અર્થાત્ વિશ્વની જીવનવ્યવસ્થાનો પાયો યમ અને નિયમો ઉપર નિર્ભર છે. આ પાયા ઉપર આજના યુગે પોતાની સંસ્કૃતિ અને સભ્યતાના મંડાણ ન કરેલા હોઇને વિશ્વજીવન આજે અસ્તવ્યસ્ત થઇ રહ્યું છે. ક્રાન્તિ જે કરવા માગે છે તે આટલું જ કે હવે પછીના ભાવિ જીવનનો પાયો યમનિયમના સાર્વત્રિક સ્વીકાર અને અમલમા છે.

(૯) ક્રાન્તિના અમલ માટે એટલે કે અહિંસા વગેરેનો બોધપાઠ ગળથૂથીમાંથી જ ઉતારવાને માટે સૌથી પહેલી જરૂર છે વિશ્વના કેળવણી તંત્રના કાયાપલટની. સમસ્ત વિશ્વના કેળવણીતંત્રને આધ્યાત્મિકતામાં તરબોળ કર્યા સિવાય, તેનો અમિટ પુટ આપ્યા સિવાય, વિશ્વશાન્તિ કેવળ કલ્પના જ રહેશે. ભાવિનો વિશ્વનાગરિક પ્રેમમાં પ્રચંડ-

(૨) સૌને જીવવાનો એક સરખો હક છે.

(૩) આથી જ " જીવો અને જીવવા દો " એટલે એક જ વિશ્વવ્યવસ્થાનો પાયો હોય શકે.

(૪) જીવવું એટલે ઓછામાં ઓછું દરેક જીવને માટે, ખાવાની, પહેરવાની, રહેવાની માનવોચિત વ્યવસ્થા કરવી; અને આ ઉપરાંત દરેક જીવને ધાર્મિક સ્વતંત્રતા, વાણીની સ્વતંત્રતા, વર્તનની સ્વતંત્રતા તથા આત્મ નિર્ણયનો હક્ક હોવો–આટલાનો પણ સમાવેશ થાય છે.

(૫) ઉપલા અર્થમા જીવવું હશે તો તે જ રીતે સૌને જીવવા દેવું પડશે. અર્થાત્ જાતે સુખચેનથી જીવવું હોય તો બીજા બધાના સુખચેનથી જીવવા દેવાની સગવડ કરી આપવા માટે અનેક ન્યાય મર્યાદાઓનો જાત ઉપર અંકુશ મૂકવો અનિવાર્ય થઈ પડશે. આ ન્યાય મર્યાદાઓના અમલ સિવાય વિશ્વશાન્તિ થઈ શકશે જ નહિ.

(૬) જાતે જીવવા માટે, સૌને જીવવા દેવાનો સિદ્ધાન્ત સ્વીકારતાં વિશ્વવ્યાપી પ્રેમ અને દયાનો પ્રયોગ અનિવાર્ય હશે. એટલે કે આત્મૌપમ્ય વર્તન અહિંસાની અપેક્ષા રાખે છે.

(૭) આ અહિંસામાંથી, અહિંસાની જ શુદ્ધિ, વૃદ્ધિ, પુષ્ટિ અને પ્રતિષ્ઠા માટે સત્યથી માંડી ઈશ્વરસમર્પણ સુધીના તમામ યમનિયમોનો સ્વીકાર અને અમલ અનિવાર્ય કરે છે.

(૮) અર્થાત્ વિશ્વની જીવનવ્યવસ્થાનો પાયો યમ અને નિયમો ઉપર નિર્ભર છે. આ પાયા ઉપર આજના યુગે પોતાની સંસ્કૃતિ અને સભ્યતાના મંડાણ ન કરેલા હોઇને વિશ્વજીવન આજે અસ્તવ્યસ્ત થઇ રહ્યું છે. ક્રાન્તિ જે કરવા માગે છે તે આટલું જ કે હવે પછીના ભાવિ જીવનનો પાયો યમનિયમના સાર્વત્રિક સ્વીકાર અને અમલમાં છે.

(૯) ક્રાન્તિના અમલ માટે એટલે કે અહિંસા વગેરેનો બોધપાઠ ગળથૂથીમાંથી જ ઉતારવાને માટે સૌથી પહેલી જરૂર છે વિશ્વના કેળવણી તંત્રના કાયાપલટની. સમસ્ત વિશ્વના કેળવણીતંત્રને આધ્યાત્મિકતામાં તરબોળ કર્યા સિવાય, તેનો અમિટ પુટ આપ્યા સિવાય, વિશ્વશાન્તિ કેવળ કલ્પના જ રહેશે. ભાવિનો વિશ્વનાગરિક પ્રેમમાં પ્રચંડ-

બળ જોવો જોઇએ, પશુબળમાં નહિ. સર્જનમાં શોભા માનતો હોવો જોઈએ, સંહારમાં નહિ. સ્વાર્થત્યાગમાં સજ્જનતા શીખતો હોવો જોઇએ, સ્વાર્થપ્રાપ્તિ અને પ્રસ્થાપનમાં નહિ. આજે જે કેળવણી અપાય છે તેની પાછળ આશય મેલો છે. અને આથી જ જો આપણે દુનિયાને શાન્તિનિકેતન બનાવવી હોય તો કેળવણીનું તંત્ર ધરમૂળથી ફેરવવું જોઇએ.

(૧૦) જો કેળવણીમાં ઇષ્ટ ક્રાન્તિ થાય તો જીવનના તમામ ક્ષેત્રોમાં–એની મેળે જ ક્રાન્તિ થશે. કેમકે ધાર્મિક, સામાજિક, રાજકીય, આર્થિક, નૈતિક, વૈજ્ઞાનિક વગેરે બધીય વ્યવસ્થાએ કેળવણીનાં જ પ્રતિબિંબો છે–પ્રતિમાએ છે.

(૧૧) આ બધાંય વિવેચનનો ટૂંક અર્થ એ થયો કે જો આપણે શાન્તિ અને સર્જનપ્રધાન જગતને સર્જવું હશે તો તે જગતરચના સમિતિનો પ્રમુખ આત્મદર્શી હશે. ધર્માત્મા તેનો મંત્રી હશે. અર્થશાસ્ત્રી અને વૈદ્યશાસ્ત્રી તેના સહકાર્યકરો હશે જીવનના તમામ રાજકીય વગેરે ક્ષેત્રના અગ્રણીએ તેના સભ્ય હશે. પણ નભોમંડળનો સૂર્ય જેમ ગ્રહોપગ્રહનો અધિષ્ઠાતા છે તેમ આ બધાનો અધિષ્ઠાતા આત્મદર્શી હશે ગ્રહોપગ્રહ જેમ સૂર્યની આસપાસ, પોતપોતાની કક્ષામાં સૂર્યના આકર્ષણથી એક પળ પણ વિખૂટા પડયા સિવાય અને સૂર્યની જ્યોતિ સ્વીકારીને ફરે છે તેમ આત્મદર્શનની આસપાસ આ બધાય ફરશે... તેની જ્યોતિથી ઉજળા રહેશે. તેના આકર્ષણથી વિખૂટા ન પડશે. આત્મદર્શીની જ્યોતિથી વચિત જીવનના બીજા ક્ષેત્રમાં જીવન–શાસ્ત્રીએ અંધાપો વહોરશે.

(૧૨) પણ આ બધું કરશે કોણ ? ઉંદરોની ઘણી ય ઇચ્છા હોય પણ બિલાડીને ઘંટડી કોણ બાંધશે ? આ ભીતિ રાખવાની કશી જરૂર નથી ! "પેન્ડોરાની બોક્સ" ઉઘડતાં જેમ તેનાં પરિણામોથી આપણે મુક્ત રહ્યા નથી તેમ સર્વદેશીય ક્રાન્તિના પ્રવાહ અને પ્રતિપ્રવાહોના ઝંઝાવાતમાંથી આપણે મુક્ત રહી શકીએ એમ નથી ! આથી

અશક્ય લાગે છે તે આવતી કાલે સાવ શક્ય હશે.

(૧૩) પણ ભાવિ વિશ્વવ્યવસ્થાની ઝીણી ઝીણી વિગતોથી ભરપૂર રૂપરેખા તો આપે આપીજ નહીં ! આપે તો ફક્ત પાયાના સિદ્ધાન્તોનો જ ખ્યાલ આપ્યો ! બરાબર છે. અમારી ઈચ્છા હાથી વેચવાની જ હતી. અંકુશ માટે 'ટેન્ડર' ભર્યું જ નહોતું ! હાથી જો વેચાય તો પછી અંકુશ માટે વાદવિવાદ નથી ! મૂળભૂત સિદ્ધાન્તોનો સ્વીકાર થાય તો પછી તેના વ્યવહારમાં અવતાર માટે દુનિયાની તે તે પ્રજાને પોતાનો ઈતિહાસ, ભૂગોળ, પરિસ્થિતિ, પોતાની પ્રજાકીય વિશેષતાઓને લક્ષ્યમાં રાખીને વર્તવું પડશે. શરીર અને લાજની રક્ષા, વસ્ત્ર પહેરીને કરવી જોઇએ એટલું સ્વીકારાયા પછી આપ ધોતીયું અને કફની પહેરી તેમ કરો કે પછી પાટલૂન અને કોટ પહેરીને તેમ કરો એ વિવાદનો વિષય નથી ! વસ્ત્ર જોઇએ. તેનો આકાર તમારી ભૂગોળ, ઈતિહાસ, પરિસ્થિતિ, સભ્યતા વગેરે નક્કી કરશે.

(૧૪) તો પછી આ બધું ક્યારે થશે ? તમારો હાથી ક્યારે વેચાશે ? અત્યારે તો તે કોઇ વેચાતો લે એમ લાગતું નથી ! બરાબર છે. હમોને પુષ્કળ ધીરજ છે. વ્યક્તિગત જીવનમાં જેમ પળવિપળનો કશો હિસાબ નથી તેમ સમષ્ટિ જીવનના દાયકાઓ અને સૈકાઓ પણ પળવિપળ જેવા છે ! અને હાથી વેચાઓ અગર ન વેચાઓ. જીવતા હાથીની જો લાખની કિંમત છે તો મરેલાની સવાલાખ હશે—આ શ્રદ્ધાએ માનવજાતિએ કાર્ય કરતું રહ્યું. અને હમોને તો એક અટલ શ્રદ્ધા છે કે દીર્ઘકાળથી પૃથ્વીમાં ઊંડું દટાયેલું સત્ય, સત્ય હોઇને જ ઉપર આવ્યા સિવાય રહેવાનું નથી. અને એ સત્યે ઉપર આવવાને માટે સહેજ ચળવળ કરી છે એ સહેજ ચળવળે જો આવો મહાક્ષોભ પેદા કર્યો છે તો એની પૂરી ચળવળે નવયુગનો આરંભ થશે જ. સત્યનો સૂર્ય જો આથમણી દિશામાં ડૂબી રહ્યો છે તો ઉગમણી દિશામાં અરુણોદય પણ થઈ રહ્યો છે એ નૂતન પ્રાણદાયી, જ્યોતિર્મય સત્ય સૂર્યની પ્રતીક્ષા કરતાં આપણે અત્યારે તો પૂર્વઋષિની માફક સત્ય-સૂર્યોપસ્થાન કરી વિરમીએ કે:—

तत् चक्षुः देवहितं पुरस्तात् शुक्रमुच्चरत् । पश्येम शरदः शतं, जीवेम शरदः शतं, शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शत अदीनाः स्याम शरदः शतं, भूयश्च शरदः शतम् ॥ ( यजुर्वेद ३६/२४ )

અર્થાત્ તે સૌનો પથપ્રદર્શક, વિદ્વાનોને પ્રિય, પરમપવિત્ર, સત્ય 'સૂર્ય', સામે ઉદિત થઈ રહ્યો છે। હે સત્યસૂર્યદેવ! અમો આપની કૃપાથી સો વરસ—અનન્તકાળ આપને જોઈએ, આપને અનુભવતા અનન્ત કાળ જીવીએ, અનન્ત કાળ આપને સાંભળીએ, અનન્ત કાળ આપનું પ્રવચન કરીએ, અનન્ત કાળ અદીનપણે જીવીએ, અનન્ત કાળથી પણ વધારે કાળ, અદીનપણે જીવીએ.



જ્યારે હૃદયની રાગદ્વેષાદિ વૃત્તિઓ, સર્વથા શાન્ત થઈ હોય ત્યારે મન, વાસના રહિત થયું, એમ જાણવું. વાસના વગરની અવસ્થામાં પ્રત્યક્ ચેતન-રૂપ, વ્યવહારમાં જે કાંઈ છે. તે ચૈત્યરહિત શુદ્ધ બ્રહ્મ જ થાય છે. જેમ જંગલમાં રહેલો માણસ, આકાશમાં ઉડતાં પક્ષીને જાણતો નથી તેમ ચક્ષુ વગેરે ઇન્દ્રિયો તથા અજ્ઞાની જીવો, શુદ્ધ બ્રહ્મને જાણતા નથી. આત્મા પ્રત્યક્ ચેતન છે, મહાભૂત વગેરે સૌનો પ્રકાશક છે, સંકલ્પ રહિત છે અને ઇન્દ્રિય તથા મનનો અવિષય છે. તે આત્મા, જાણે પાસે ન હોય, તેમ જણાય છે. ચિત્સ્વભાવથી અતિ સ્વચ્છ અને અસંગપણાથી શુદ્ધ એવા એ આત્માનાં દર્શન માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસનની જરૂર છે. નિદિધ્યાસન વિના મનુષ્યને પરમાણુની પેઠે આત્મપદ દેખાતું નથી. જ્યારે આત્મપદ પ્રાપ્ત થાય ત્યારે ઘટ, પટ વગેરે સર્વ સ્થૂલ પદાર્થોનો બાધ થાય છે. ત્યારે વાસના કે જે અતિ સૂક્ષ્મ છે તે, કેમ રહી શકે? જેમ અગ્નિના પર્વત પાસે હિમનો કણ લય પામે છે, તેમ શુદ્ધ તત્ત્વની પાસે અવિદ્યા, લય પામે છે.

# આપણું કર્તવ્ય

લેખક : સ્વ. શ્રી અર્હતાનંદજી



વર્તમાન સમય ભૂતનું બાલક ને ભવિષ્યનો પિતા છે. મનુષ્યો જ્યારે ભાવિનો વિચાર કરવા માંડે છે, તેની આકૃતિની કલ્પના કરવાનો પ્રયત્ન કરે છે ત્યારે પ્રથમ ભૂતકાળ ઉપર દૃષ્ટિપાત કરી તેમાંથી કોઇ આધાર ગૃહવાની ઇચ્છા કરે છે ભવિષ્ય સામાન્ય મનુષ્યો માટે અજ્ઞાન છે, અસ્પષ્ટ છે ભૂત સ્પષ્ટ, જ્ઞાત, અનુભવેલું છે. જનસમાજ પ્રગતિના પંથમાં ત્વરિત ગતિ કરવા તૈયાર થાય છે ત્યારે આવશ્યક બળ, પ્રેરણા, માર્ગદર્શન, સર્વકાલે, સર્વપ્રસંગે ભૂતમાંથી જ મેળવે છે. પ્રાચીનતાનું અનુસંધાન સદંતર તોડી નાખીને યથાર્થ વિકાસ કરવો તે શક્ય નથી એમ કહેવામાં કાંઇપણ અતિશયોક્તિ નથી.

સંસાર પરિવર્તનશીલ છે. તેથી જનસમૂહને નિરંતર અનેક પ્રકારના પરિવર્તનોમાં જ વિહરવાનું થાય છે સમયાનુસાર, રીતરિવાજ, આચાર વિચારમાં, સંસ્થાઓના સ્વરૂપમાં ફેરફાર કરવો જ પડે છે. ઇતિહાસ એટલે પ્રજાનો, માનવજાતનો ઐહિક અને પારમાર્થિક ઉન્નતિનો ક્રમ. મનુષ્ય-પિંડમાં જેમ શરીરની અસર મન ઉપર થાય છે અને મનની અસર શરીર ઉપર થાય છે તેમ સમાજને પણ બાહ્ય અને આંતરકારણો દ્વારા અસંખ્ય સંસ્કારો લાગ્યા કરે છે. બાહ્ય કારણોમાં સૃષ્ટિ, આબોહવા, વિ. અને આંતરકારણોમાં પરંપગથી ચાલી આવેલા વિચારો, ભાવનાઓ, આદર્શો વિ આવા સતત બદલાતા પ્રવાહમાં જે કોઈ અચળ રહેવા યત્ન કરે છે તે

જ્યારે પ્રજાની ઉન્નતિનો સમય આવે છે ત્યારે સામાન્ય રીતે પ્રાચીન અને નવીન વિચારના મનુષ્યો વચ્ચે વિરોધ ઉત્પન્ન થાય છે. પ્રાચીન ભાવનાઓ જ સર્વોત્તમ છે. પ્રાચીન આચારવિચારોને વળગી રહેવામાં જ કલ્યાણ છે, અને નવીન વિચારશ્રેણીઓમાંથી કોઈપણ ગ્રહણ કરવા યોગ્ય નથી—આવા મતના અનુયાયીઓ ઘણા નીકળે છે. બીજી તરફથી ભૂતકાળનો અનાદર કરીને વર્તમાનમાં જે આપણને યોગ્યાયોગ્ય જણાય તે માર્ગે ચઢીને જ ભાવિનું ઘડતર કરવું. ભૂતકાળ તરફ દૃષ્ટિપાત કરવો તે તો જડતા છે, જે ગયું પાછું આવવાનું નથી. વૃદ્ધિનો માર્ગ સો નવીનતામાં જ છે—આ પક્ષનું સમર્થન કરનારા ઘણા નીકળે છે. વાસ્તવિક દૃષ્ટિએ જોઈએ તો પ્રાચીનતા અને નવીનતા બન્ને પ્રત્યેક વ્યક્તિમાં તેમ પ્રજામાં પણ સ્વભાવસિદ્ધ છે. પ્રાચીનતાનો તદ્દન ઉચ્છેદ કરીને નવીનતા માત્રનો જ આશ્રય કરવામાં લાભ નથી. પ્રજાની પ્રકૃતિ પ્રાચીનતાને વિકૃતિ નવીનતા છે, પ્રકૃતિ વિના જેમ વિકૃતિનો સંભવ નથી તેમ પ્રાચીનતાના પાયા ઉપર જ ભવિષ્યનું ચણતર થઈ શકે તો જ તે દીર્ઘકાળ સુધી ટકી રહે. વ્યક્તિના તેમ સમાજના મનમાં જે ખાસ સંસ્કારોનું પ્રાબલ્ય હોય તેનો સંબંધ તોડયા વિના નવીન સંસ્કારો પાળવામા આવે તો તેવા સંસ્કારો સહેલાઇથી મનમાં પ્રવેશ કરી શકે ને ઊંડે આચારને પણ અસર કરે જેમ ભૂતકાળ વિના વર્તમાનની અને વર્તમાન વિના ભવિષ્યની ઉત્પત્તિ અશક્ય છે, અકલ્પ્ય છે, તેવી રીતે પ્રાચીનતા વિના નવીનતાનું અસ્તિત્વ જ અસંભવિત છે. એકાએક પ્રાચીનતા વિના નવીનતા પોતાનું સાધ્ય સિદ્ધ કરી શકતી નથી. ઉભયનો યોગ્ય સમન્વય એ જ ઉત્ક્રાંતિનો શ્રેષ્ઠ માર્ગ છે. આ પરિવર્તનની પ્રાચીન ભાવનાઓમા સર્વથી ઉત્કૃષ્ટ ભાવના એ હતી કે એકતા, અભેદનું જે સનાતન સત્ય છે, તે માનવસમાજની દૃષ્ટિ સમક્ષ કાયમ રાખવું, ભિન્ન ભિન્ન રીતે મનુષ્યની બુદ્ધિમાં તેને ઠસાવવું, તેનો અનુભવ કરવાની વિધવિધ પદ્ધતિઓ શોધી કાઢવી અને તેને મલિન હૃદયમાં દૃઢપણે રોપીને, વ્યવહારમાં પણ તેને ક્રિયાત્મક સ્વરૂપ આપવું. મનુષ્ય પોતાનું મર્યાદિત સ્વત્વ ભૂલીને સર્વાત્મની ભાવનાને અપનાવે, સ્વાર્થી, સંકુચિત જીવનમા જ કૃતાર્થતા માનવાનું મૂકી પરાર્થી, અને વિશ્વવ્યાપી જીવનમાં જ આનંદ માને. જેમ

પરમપ્રેમ, અત્યંત અભેદ એ જ સર્વોત્કૃષ્ટ નીતિભાવના છે અને તેને જ વ્યવહાર પામતા પાયારૂપે સ્થાપિત કરવી જોઇએ. અદ્વૈતાનુયાયીનું સમસ્ત જીવન અદ્વિતીય જ હોય છે. તે સર્વત્ર એકત્વ જ જુએ છે. નાત, જાત, વર્ણ, દેશ, પ્રદેશ, ધર્મ, ભેદની ભાવનાઓ તેના હૃદયના સ્વાભાવિક વિસ્તારની આડે આવી શકતી નથી. અભેદ ભાવનાનો સિદ્ધાંત લક્ષમાં રાખી જનસમૂહના સમસ્ત જીવનની, પારમાર્થિક અને વ્યાવહારિક જીવનની, વ્યવસ્થા અને સમાપ્તિ થવી આવશ્યક છે. કેવળ આ પરિવર્તનનું જ નહિ પણ સમગ્ર દુનિયાનું કલ્યાણ એ ભાવનાના આશ્રયમાં જ છે. જ્યાં સુધી અહંતાનો ને મમતાનો ત્યાગ થશે નહીં, ત્યાં સુધી દેશ પરદેશના નેતાઓનો નૈતિક વિકાસ થશે નહિ ત્યાં સુધી, ઇર્ષ્યા, કલહ, કુટિલતા, પ્રતારણા રહેવાની જ. વર્તમાન કાળના અંતઃકરણમાં સમૂળ ફેરફાર કર્યા વિના બાહ્ય શિષ્ટાચાર અને વચનવિનોદનો વિસ્તાર કરવાથી જનસમાજની સ્થિતિમાં કાયમનો સુધારો થવાની આશા રાખવી એ ફોકટ ફાંફાં છે.

આર્ય સંસ્કૃતિ અનુસાર વિશ્વમાં પ્રત્યેક વસ્તુ ક્ષણે ક્ષણે બદલાતી જાય છે. આખો સંસાર અસ્થિર છે. આધુનિક ભૌતિક શાસ્ત્રોનો પણ આ જ મત છે. આ બાબતમાં પ્રાચીન આર્યતત્ત્વ શાસ્ત્ર અને અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રની એકવાક્યતા છે બાહ્ય સૃષ્ટિની દરેક વસ્તુ પરિવર્તનથી સ્વભાવવાળી તેમ આપણો પિંડની અંદર પણ શરીર, મન, બુદ્ધિ પણ અસ્થિર અને વિકારી, ચચળ પદાર્થોની પાછળ એક નિત્ય તત્ત્વ છે. આ સ્થાયી તત્ત્વનું અસ્તિત્વ ન હોય તો સતત ગતિમાન પદાર્થોનું જ્ઞાન આપણને થઈ શકે નહી—આ અચળ અધિષ્ઠાનને, આત્મા, પુરુષ, પરમેશ્વર ઇત્યાદિ નામો આપવામા આવે છે. આ ચરાચર વિશ્વ પરમાત્મામાંથી જ ઉત્પન્ન થયું છે, અને પરમાત્મા સ્વરૂપે જ છે. જેમ માટીના એક ઢેફાનું જ્ઞાન થવાથી સમસ્ત પૃથ્વીનું જ્ઞાન થાય છે તેવી રીતે આ આત્માનું જ્ઞાન થવાથી સમસ્ત વિશ્વ જે આત્માનુ જ સ્વરૂપ છે તેનું જ્ઞાન થાય છે. પરમાત્મા જ આ જગતનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે. પણ તે માત્ર વિવર્તરૂપે જ, કારણ કે પરમાત્માના સ્વરૂપમાં આ સૃષ્ટિરૂપી આભાસથી કોઇપણ પ્રકારનો વિકાર થતો નથી. જેમ અંધારામાં રજ્જુના કકડાને જોતાં

પ્રગતિના સર્વ દુનિયાને જ સ્વર્ગતુલ્ય બનાવવાની દિશામાં નિયમન કરે છે ત્યારે આર્યાવર્તના ઋષિઓની દૃષ્ટિ સંસારની બાહ્ય ભૂખ ક્ષણભૂખે રહેલ નિત્યતત્ત્વમાં જ સ્થિર રહે છે. આ બન્ને આદર્શોનો યોગ્ય સમન્વય કરવો એ જ આધુનિક ધર્મમાર્ગ આપણો "યુગધર્મ" છે. "ત્યાગ અને વૈરાગ્ય" શબ્દોનો યથાર્થ અર્થનું વિસ્મરણ થવાથી વ્યવહાર અને પરમાર્થ વચ્ચે અભેદ દિવાલ ચણવામાં આવી, વ્યાવહારિક કર્મો તરફ ઉદાસીનતા ઊપજતાં થઇ અને સત્ત્વગુણના બહાના નીચે દેશનો જનસમૂહ તમોગુણના ખાડામાં ડૂબતો ગયો. ભેદભાવનાના બંધનો તોડી અભેદ અનુભવનારા ઉદાર આત્માઓની સંખ્યા તો થોડી જ હોઇ શકે. ઇશ્વરનું સૌંદર્ય અને તેની વિભૂતિનું ધ્યાન કરતાં દેહનું પણ ભાન ભૂલી જાય, જેઓ સતત આત્મારામ હોય, પોતાના આનંદને માટે આત્મા સિવાય અન્ય વસ્તુની જેમને આવશ્યકતા ન હોય એવા મહાનુભાવો તો ગણ્યાગાંઠ્યા જ હોઇ શકે. આવી દશા પ્રાપ્ત કરવાના જેઓ અધિકારી થયા ન હોય તેમને માટે રજોગુણ, પ્રવૃત્તિમય જીવન ગાળવાનો જીરવો પણ જ ઉપકારક છે. અવનતિ કરવાને બદલે તેમને ઉન્નતિને માર્ગે લઇ જાય છે. તમોગુણમાંથી રજોગુણ દ્વારા જ સાત્વિક અવસ્થા પ્રાપ્ત કરી શકાય છે. હિન્દુસ્તાનમાં જેમ ઘણા માણસો માટે રજોગુણની આવશ્યકતા છે. તેમ પાશ્ચાત્ય અહંતાપ્રધાન સંસ્કૃતિનું જ પરિણામ છે અને જ્યાં સુધી પાશ્ચાત્ય દેશોમાં સત્વ ગુણનો પણ તેવો જ અભાવ છે હાલનું દારુણ યુદ્ધ સભ્યતાના પાયારૂપે જે સિદ્ધાન્તો છે તેના મૂળગત પરિવર્તન કરવામાં નહીં આવે ને અભેદ ભાવનાને જનસમાજના હૃદયમાં કાયમનું સ્થાન આપવામાં નહીં આવે ત્યાંસુધી ત્રીશ પચીસ વર્ષે આવી કરુણાજનક સ્થિતિમાંથી ત્યાંની પ્રજાઓને પસાર થવું જ પડશે. આપણા દેશમાં ઘણાઓ માટે તમોગુણને રજોગુણ વડે દબાવી દેવાની જરૂર છે. તે સિવાય સંસારવ્યવહાર ચલાવવાના સાધનો મળવાં દુર્લભ છે. અને આને અભાવે પારલૌકિક કલ્યાણની ઉચ્ચતમ મહેચ્છાઓ જે આપણે સેવીએ છીએ તેની તૃપ્તિ અશક્ય છે. જેમણે ચિત્તની સાત્વિક અવસ્થા પ્રાપ્ત કરી છે તેમને માટે તો જ્ઞાન ને કર્મનો પ્રવૃત્તિનો અને નિવૃત્તિનો ત્યાગ ને ભોગનો, સમન્વય સુલભ છે. આવા

# શ્રી શંકરાચાર્યનો જ્ઞાનયોગ
## અને
# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

( ગતાંકથી ચાલુ )

લેખક :-સ્વા. શ્રી. માધવતીર્થજી



### જીવાત્મા અને પરમાત્મા

( ૧૭ )

અરવિંદ શિષ્ય- હાલના કાળમાં કેળવણી વધી છે પણ સાચી કેળવણી વધી નથી. એક કેળવણી માણસને જે બને છે અને જે બની ગયું છે તેની ખબર આપે છે અને તે યાદ રાખવાનું કહે છે. બીજી કેળવણી, તે બધું વસ્તુતઃ શું છે તે સમજાવે છે.

શંકર શિષ્યઃ-એ વાત સાચી છે.

અરવિંદ શિષ્ય-શ્રુતિમાં કહેલ છે કે ज्ञानादेव तु कैवल्यम ब्रह्मविदाप्नोति परम् तमेव विदित्वाऽतिमृत्युमेति એટલે સાચા જ્ઞાનથીજ મોક્ષ મળે છે, એ બધુ શ્રુતિમાં સાચી વિદ્યા આપવાનુ વિધાન છે. જો વિદ્યાથી દૂર થાય એવી કોઈ ભાવરૂપ અવિદ્યા ન હોય તો વિદ્યા કોને આપશો ? એવું અજ્ઞાન જો કાળમાં ન હોય તો સંસારીપણું કોને સાચુ થશે ? અને કોને માટે વિદ્યાનો ઉપદેશ રહેશે ? તેથી જે અવિદ્યા દૂર કરવા

મારે વિદ્યાનો ઉપદેશ છે એવી કોઈ અવિદ્યા અથવા માયા સ્વીકારવી ,

શંકર શિષ્ય –વિદ્યાનો ઉપદેશ સાર્થક કરવા માટે સાચી અવિદ્યા એમ સ્વીકારવું યોગ્ય નથી. જે સાચુ હોય તે દૂર થાય નહિ.

અરવિંદ શિષ્ય –ત્યારે વિદ્યાથી શુ દૂર થાય છે ?

શંકર શિષ્ય –મિથ્યાજ્ઞાન, સંશયજ્ઞાન અથવા જ્ઞાનનો અભાવ.

અરવિંદ શિષ્ય –શ્રી અરવિંદ કહે છે કે,* A great wave (or sea) of calm and constant consciousness of a vast and luminous Reality is precisely the character of fundamental realisation of the supreme truth in the first touch with the mind and the soul.

આત્માના પહેલા અનુભવમા એક મહાન ચેતનનો સાગર જણાતો હોય એવું જણાય છે. તે ભાવમાં નિષ્ઠા થાય તો તે પોતાની શક્તિથી વધારે અનુભવ આપે છે દેહ અને ઇંદ્રિયો વિગેરે મિથ્યા પદાર્થ કે જે અનાત્માનુ સ્વરૂપ છે, તે આપણુ સ્વરૂપ નથી એમ ખબર પડે છે ત્યારે તેને દૂર કરવા સહેલા થઈ પડે છે જેઓની ઇચ્છા આત્મિક જીવન ગાળવાની હોય તેમને બધી બાબતમા ભગવાન પહેલા રહેવા જોઈએ.

શંકર – એ વાત ખરી છે અને એ તો લગભગ બધા ધર્મોમા કહેલીજ છે.

અરવિંદ શિષ્ય –શ્રી અરવિંદ વધારામા એમ કહે છે કે આત્માની એવી અસરથી આપણા શરીરના પરમાણુ એવા ફરી જવા જોઈએ કે શરીર આપણે તાબે રહે, અને આપણી મરજી પ્રમાણે કામ કરે.

શંકર શિષ્ય – એ નવી વાત છે. મહાત્મા ગાંધીજી પણ કહે છે કે નવ રોગ થાય નહિ એ પણ નવી વાત છે, કારણ કે અમારા જાણવામાં એવા ઘણાં મહાત્માઓ આવેલા છે કે જેનામા રાગ બિલકુલ નહોતો છતાં રોગ આવેલો હતો શરીર તરફ બહુ લક્ષ દેવાથી તમે જે ચેતન સમુદ્રનો અનુભવ જણાવ્યો તે મોળો જેવો અથવા બિંદુ જેવો થઈ જશે

અરવિંદ શિષ્ય –આગળના મહાત્માઓ જીવ-બ્રહ્મની એકતા કરી શકતા

* Bases of Yoga

ક્તા પણ બ્રહ્મનું જગમાં અવતરણ કરી શકતા નહોતા.

શંકર શિષ્ય:– ઘટાકાશ મહાકાશ રૂપ થાય પછી તે આકાશને ક્યાં ઉતારવું એ સમજાતું નથી. અમે જીવને બ્રહ્મનો વિવર્ત માનીએ છીએ, એટલે વ્યવહારમાં જેને જીવ કહે છે ને કોઈ સાચી વસ્તુ નથી. તે પ્રમાતા છે અને જગતરૂપી કલ્પિત પ્રમેયની સાથે રહે છે અને એ બધું કલ્પિત હોવાથી લય અને સમાધિમાં જતું રહે છે. શ્રી શંકર ભાષ્યમાં કહે છે કે नहि स्थाणावेकस्मिन्स्थाणुर्वा पुरुषोऽन्यो वेति तत्त्वज्ञानं भवति. ઠુંઠામાં પુરૂષની ભ્રાંતિ થાય છે અને તે વખતે તે ઠુંઠું હશે કે પુરુષ હશે એવું સંશયજ્ઞાન એ તત્ત્વજ્ઞાન નથી. ત્યાં ઠુંઠું જ છે એ જ્ઞાન સાચું છે. તેમ જીવ અને જગત વાસ્તવમાં બ્રહ્મ જ છે એ જ્ઞાન સાચું છે. જ્ઞાન વસ્તુતંત્ર હોય છે. ઉપાસના પુરૂષતંત્ર હોય છે.

અરવિંદ શિષ્ય:– શ્રી અરવિંદ કહે છે કે જીવે ભગવદ્ભાવ મેળવવા માટે ભગવાનને શરણે રહેવું. પોતાની ઈચ્છાઓ કે કામનાઓ પૂરી થવા તેની પાસે માગણી કરવી નહિ. પણ ભગવાન જે ભાવ આપે તે ખુશીથી સ્વીકારવો. It is a much greater ectasy to be thus possessed by the Divine than oneself to be the possessor.*

શંકર શિષ્ય:– તેમા આશ્રય-આશ્રિત ભાવ છે. એ ભાવ શરૂઆતની સાધનામાં સારો છે. શરણાગતિની ભૂમિકા છે. પહેલી ભૂમિકામાં એમ લાગે છે કે હું ભગવાનનો છું. બીજી ભૂમિકામા એમ લાગે છે કે ભગવાન મારા છે, ત્રીજી ભૂમિકામાં એમ લાગે છે કે હું અને ભગવાન એક જ છીએ. ત્રીજી દશા પ્રાપ્ત થાય ત્યારે કાંઈ અવતરણ કરવા જેવું રહેતું નથી. શ્રી શંકર ભાષ્યમાં એમ કહે છે કે तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः इत्येवमाद्याः श्रुतयः ब्रह्मविद्यानन्तरं मोक्षं दर्शयन्त्यो मध्ये कार्यान्तरं वारयन्ति એટલે બ્રહ્મજ્ઞાન થતાં જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. વચ્ચે બીજી ક્રિયાની જરૂર નથી. વળી શ્રી શંકર ભાષ્યમાં કહે છે કે न पुरुष व्यापारतन्त्रा ब्रह्मविद्या, किं तर्हि 'प्रत्यक्षादिप्रमाणविषयवस्तु

*Bases of Yoga

જ્ઞાનવદ્વસ્તુવિષયા. એટલે બ્રહ્મવિદ્યા એ પુરુષને મરજી પડે તેવી ર
ફેરી શકતી નથી. તે જેવી વસ્તુ હોય તેવી બતાવે છે.

અરવિંદ શિષ્ય:– તેથીજ શ્રી અરવિંદ જીવકોતની શરણાગતિ માગે છે

શંકર શિષ્ય.– જે શરણુ થાય છે તેને શરણુ કરવો મુશ્કેલ છે. તે યોગ માર્ગની સિદ્ધિમાં ફસી જાય છે. તેથી વારંવાર શરણાગતિ તરફ ધ્યાન રાખવું પડે છે. અમારા માર્ગમાં જીવ પોતાને સ્વરૂપે નિત્યમુક્ત છે, અને વ્યવહારી ભાવે મિથ્યા છે.

અરવિંદ શિષ્ય.– જો જીવ નિત્યમુક્ત છે તો તમે જ્ઞાન કોને આપો છો ?

શંકર શિષ્ય.– જે પોતાને બદ્ધ જેવો માને છે તેને. જ્ઞાનથી અજ્ઞાન દૂર થાય છે, એમ કહેવામાં તમે આત્યંતિક ક્ષય માનો છો કે શક્તિ રૂપે તમે તેની અવસ્થા માનો છો ? જો સાચું અજ્ઞાન હશે તો તે દૂર થશે નહિ. જ્ઞાન થવા પછી શક્તિરૂપે અજ્ઞાન રહે તો આત્માનું સદ્વિતીયત્વ થઈ જશે અને અદ્વૈતસિદ્ધાંતની હાની થશે.

અરવિંદ શિષ્ય.– શ્રી અરવિંદ એમ માને છે કે શક્તિ જ્ઞાન રૂપે રહેશે, અજ્ઞાન રૂપે રહેશે નહિ.

શંકર શિષ્ય:– એ શક્તિનો ઉપયોગ ક્યાં કરશો ?

અરવિંદ શિષ્ય:– જગતમાં આધ્યાત્મિક વાતાવરણ ફેલાવવામાં.

શંકર શિષ્ય:– એ ભાવમાં જ્ઞાન પોતે જ્ઞાનરૂપે રહેતું નથી તો તે શક્તિ રૂપે શી રીતે રહેશે ? એ દશામાં અજ્ઞાન જ્ઞાનથી બાધ પામ્યું નથી. શ્રી (૩) ભાષ્યમાં કહેલ છે કે:—

क्रियाश्रयत्वानुपपत्ते आत्मनः। यदाश्रयाक्रियातमविकुर्वती नैवात्मानं लभते। यदि आत्मा क्रियया विक्रियेतानित्यत्वमात्मनः प्रसज्येत (૧·૧·૪) એટલે આત્મામાં ક્રિયા રહેતી નથી. જો તેમાં રહે તો આત્માને વિકારી કરી દે, અને જો આત્મા ક્રિયાથી વિકાર પામે તો તે અનિત્ય થઈ જશે.

અરવિંદ શિષ્ય.– અમે જીવાત્માની વાત કરતા નથી

ત કરીએ છીએ

શંકર શિષ્ય – પરમાત્મા પાસે જીવાત્મા શરણુ આવથી રહે તો એ બે ાત્મા રહ્યા.

અરવિંદ શિષ્ય – જીવાત્મા પરમાત્માના ધ્યાનમાં રહે છે.

શંકર શિષ્ય – ध्यानं चिन्तनं यद्यपि मानसं तथापि पुरुषेण कर्तुमकर्तुं वा कर्तुं शक्यं पुरुषतन्त्रत्वात्, ज्ञानं तु प्रमाणजन्यम्। प्रमाणं च यथाभूतवस्तुविषयमतो ज्ञानं कर्तुमकर्तुमन्यथा कर्तुम शक्यं केवलं वस्तुतन्त्रमेव। (શંકર ભાષ્ય) ધ્યાન જો કે માનસિક છે તો પણ ધ્યાન કરનાર તેને ફેરવી શકે છે. જ્ઞાન પ્રમાણતંત્ર છે. તે જેવી વસ્તુ હોય તેવી બતાવે છે તેથી તેમાં કાંઈ કરવાનું કે ન કરવાનું કે અન્યથા કરવા જેવું રહેતુ નથી પ્રમાણશુદ્ધિ થયા પછી પ્રમાણવ્યાપારમાં કોઈની અપેક્ષા રાખીને અજ્ઞાનને પ્રમાણ ઠરાવતુ નથી લાકડા કાપવામાં કુહાડો પોતા સિવાય બીજા સાધનની અપેક્ષા રાખતો નથી.

અરવિંદ શિષ્ય – શ્રી અરવિંદ કહે છે કે "The faith thus goes to the cosmic Divine is limited in the power of its action by the necessities of the play To get entirely free from these limitations, one must reach the transcendental Divine એટલે સાધકે ગુણાતીત દશામાં પહોચવુ જોઈએ.

શંકર શિષ્ય – એ તો શંકરાચાર્ય પણ માને છે

અરવિંદ શિષ્ય – શ્રી અરવિંદ વધારામાં એમ માને છે કે બ્રહ્મજ્ઞાની જગતના કામ કરતાં કરતાં બ્રહ્મની શાંતિ અને આનંદ ભોગવી શકે છે.

શંકર શિષ્ય – અમુક જાતના કામ કરતા એ શાંતિ અને આનંદ સાથે જરૂર રહી શકે છે પણ બધા કામની સાથે સાથે એ રહી શકતા નથી તેથી જ ઋષિમુનિઓએ વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ ગોઠવેલ છે શ્રી અરવિંદ પણ એ જગ્યાએ Bases of Yoga મા લખે છે કે All clinging to menta preferences must fall away, all insistance on yit

of the Universe

